# અદ્ભુત લૂંટારો.

## ભાગ ૧ લો-૨ જો.

[ સચિત્ર સામાજિક નવલકથા. ]

લેખક,

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

વિરમગામ નિવાસી.

પ્રકાશક,

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી.

સોલ એજન્ટ,

અંબાલાલ ડી. શુકલ-બૂકસેલર.

વઢવાણ કેમ્પ.

મૂલ્ય રૂ. ૩-૮-૦.

પ્રથમાવૃત્તિ. સને ૧૯૨૦.





" दुर्जनस्य विशिष्टत्वं परोपद्रव कारणम् ।
उपोषितस्य व्याघ्रस्य पारणं पशु मारणम् ॥ "

" असंग संग दोषेण सत्याश्च मति विभ्रमः । "

'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં ચીમનલાલ ઈશ્વરલાલે છાપ્યાં.
ઘીકાંટા, પાનકોર નાકા—અમદાવાદ.

# પ્રકાશકનું નિવેદન.

આ નવીન નવલકથા વિવેકી અને સુચતુર વાચકવૃન્દ સન્મુખ આદર કરતાં મને અત્યંત આનંદ થાય છે. વિશેષ આનંદ એટલા માટે થાય છે કે જે જમાનો અત્યારે પ્રવર્ત્તિ રહ્યો છે તે જમાનામાં ચાલતાં છળકપટ, યુક્તિપ્રયુક્તિઓ અને શરીફ બદમાશીને આ નવલકથાના વસ્તુદ્વારા રજુ કરવામાં આવેલ છે. એથી હું આશા રાખું છું કે આવા પુસ્તકના વાચનથી જનસમાજ દુષ્ટ મનુષ્યોના પ્રપંચપાશમાં સપડાતો બચી જશે. વિશેષ નહિ તો અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર મનુષ્યોના સહવાસમાં આવનારને આ નવલકથા માર્ગદર્શક થયા સિવાય રહેશે નહિ.

આ પુસ્તકમાં વિશેષ ચિત્રો આપવાનો ઇરાદો હતો. પરંતુ તેને જલ્દીથી પ્રકટ કરવાની ગ્રાહકોની માગણી થવાથી, ચિત્રો તૈયાર કરાવી, તેના બ્લોક કરાવવામાં અને તે છાપવામાં વધુ સમય જતો હોવાને લીધે માત્ર ચાર ચિત્રો તૈયાર કરાવી શકાયાં છે. તેની બીજી આવૃત્તિ વખતે એ ઉણપને દૂર કરી શકાશે. આ પુસ્તક ધાર્યા કરતાં મોટું બનાવ્યાથી પ્રથમ તેને બે ભાગમાં વહેંચી નાખવાની ધારણા હતી. પરંતુ એમ કરવાથી જુદાં જુદાં પુંઠાંને લીધે કીંમત વધી જાય તેમ હોવાથી બન્ને ભાગ એકત્ર બાંધવામાં આવ્યા છે. એથી પુસ્તકના કદના પ્રમાણમાં તેનું મૂલ્ય ઓછું રાખી શકાયું છે.

છેવટે સુજ્ઞ વાચકોને મારી વિનતિ છે કે તેમણે અત્યારસુધી મારા પ્રયત્નને જે ઉત્તેજન આપેલું છે. તેવું જ ઉત્તેજન ભવિષ્યમાં પણ તેઓ આપતા રહેશે અને તેમના કરકમળમાં ઉત્તમોત્તમ ગ્રંથો સમર્પવાનું ભાગ્ય મને સંપ્રાપ્ત કરાવશે.

તા. ૧૩-૧૨-૧૯૨૦.
સં. ૧૯૭૭ માગશર સુદી ૩ સોમવાર.
વઢવાણ-સીટી.

પુંજાલાલ ભગવાન પારેખ.

# પ્રસ્તાવના.

આ નવલકથા અંગ્રેજી નવલકથાકાર રેનોલ્ડઝની એક કૃતિનું અનુકરણ છે. એ લેખકની કેટલીક નવલકથાઓ ઉપદેશનીય અને મનનીય હોઇ, તેનું અનુકરણ અન્ય ભાષાઓમાં થાય એ ઇષ્ટ છે. એથી જ્યારે મેં 'ચમત્કારિક ગુફા' લખી તેજ વખતે એ લેખકની અન્ય ઉત્તમ નવલકથાનો અનુવાદ ગુર્જર ભાષામાં કરવાનો સંકલ્પ કર્યો હતો. એ સંકલ્પ આજે સિદ્ધ થાય છે; અને મને આશા છે કે મારી આ કૃતિ 'ચમત્કારિક ગુફા' કરતાં પણ સવિશેષ આદરને પાત્ર નિવડયા સિવાય રહેશે નહિ.

જગતમાં ન્યાય અને અન્યાય, સત્ય અને અસત્ય, પુન્ય અને પાપ, નીતિ અને અનીતિ, દયા અને ક્રૂરતા, એ રીતે પરસ્પર વિરોધી ગુણો સર્વત્ર દૃષ્ટિએ પડે છે. તેમાં અન્યાયી, અસત્યવાદી, પાપી, અનીતિમાન, ક્રૂર મનુષ્યો પ્રારંભમાં પોતાનાં દુષ્કૃત્યોમાં સફળતા મેળવતાં દૃષ્ટિગોચર થાય છે, 'અંતે સત્યનો જય છે' એ સૂત્રની કલ્પના તેમને નથી હોતી. જ્યારે તેમનાં પાપનો ઘડો ભરાય છે, જ્યારે તેમનાં નીચ કૃત્યોનો ઢગ મોટો ડુંગર જેવડો બની જાય છે ત્યારે જ તેમને પોતાનાં અપકૃત્યોનો, પોતાની સ્થિતિનો ખ્યાલ આવે છે: અને પોતે કરેલાં અનેક પાપોનો તેમને પશ્ચાત્તાપ થાય છે. કેટલાક એવા પણ નીચતાની હદને ઓળંગી ગયેલા હોય છે કે તેમને પોતાનાં કૃત્યોમાં પાપની કલ્પના પણ હોતી નથી. તો પછી તેમની પાસેથી પશ્ચાત્તાપની આશા તો કેવી રીતે રાખી શકાય?

આ નવલકથામાં પાપાત્માઓ પોતાના સ્વાર્થને સિદ્ધ કરવાને અર્થે કેવાં દુષ્કૃત્યો કરે છે અને અનેક છળપ્રપંચોમાં સજ્જનોને ફસાવી તેમનો સર્વ નાશ કરે છે, એ વસ્તુસ્થિતિનો ચિતાર આપવામાં આવેલો છે; તથા ‘ અંતે ધર્મનો જય છે ’ એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરવામાં આવેલું છે.

આવી નવલકથાઓ પોતે જ પ્રસ્તાવનારૂપ હોઇ, તેને લાંબી પ્રસ્તાવનાની જરૂર નથી. આજથી ઘણાં વર્ષ પૂર્વે ‘ રેનોલ્ડઝ ’ ની આ કૃતિનું ગુજરાતી ભાષાંતર કોઇ પારસી લેખકને હાથે થયેલું મારા જોવામાં આવ્યું હતું. પરંતુ એ પુસ્તક અત્યારે ઉપલબ્ધ નથી. તેમ જ ભાષાંતરકારે મૂળ વસ્તુને અત્યંત ટુંકાવી દીધેલું છે; જ્યારે મેં મૂળ યુરોપીય સ્થળ અને પાત્રોને સ્થાને આપણા દેશનાં સ્થળ તથા પાત્રોની કલ્પના કરી છે તથા તેને અંગે કરવો જોઇતો આવશ્યક ફેરફાર પણ કરેલો છે. તે ગુજરાતી વાચકોની રૂચીને વિશેષ અનુકુળ થશે એમ હું ધારૂં છું.

છેવટે પરમ કૃપાળુ પરમાત્માના ચરણમાં મારી પ્રાર્થના છે કે જે લેખનવ્યવસાયને મેં મારૂં જીવન અર્પણ કર્યું છે, તે વ્યવસાયમાં યશ પ્રાપ્ત કરવાનું તથા મારી માતૃભાષાના સાહિત્યની સેવા કરવાનું બળ મને પ્રાપ્ત કરાવશો.

તા. ૧૨-૧૨-૧૯૨૦.
સંવત ૧૯૭૭ માગશર સુદ ૨ રવિવાર.
**વઢવાણ સીટી.**

**ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.**

# અનુક્રમણિકા.

ભાગ ૧ લો.

ભાગ ૨ જો.

# અદ્ભુત લૂટારો.

## પ્રકરણ ૧ લું.

### ટપાલ લૂટી.



સૂર્યપૂર અને ચંદ્રનગર એ બે શહેરો વચ્ચે આશરે સોએક માઈલનું અંતર હશે. આપણી નવલકથાનો પ્રારંભ આજથી ચાલીશેક વર્ષ પર થાય છે. તે વખતે સર્વત્ર રેલ્વેની સગવડ નહતી. સૂર્યપૂરથી રેલ્વે ટ્રેનમાં બેસીને શામળગઢ સ્ટેશન જવાતું અને ત્યાંથી ચંદ્રનગર સુધી ત્રીશ માઈલનો પગરસ્તો હતો. શામળગઢથી ચંદ્રનગર સુધી બેલગાડીઓ અને ઘોડાના ટપ્પા હતા. ટપાલ પણ ઘોડાના ટપ્પા મારફતે જ જતી હતી. આ બન્ને શહેરો મોટાં અને વ્યાપારી હોવાથી તેમની વચ્ચે વ્યાપાર સારો ચાલતો હતો. એ બન્ને દેશી રાજ્યો હોવાથી એક બીજા રાજ્યના કાયદાકાનુનમાં કેટલોક ફેરફાર હતો.

સૂર્યપૂર ચંદ્રનગરની દક્ષિણે હતું. શામળગઢની આસપાસ ઝાડી પુષ્કળ હતી; અને તેની આસપાસમાં ચારેક કોસ સુધીમાં

વસતિ બિલકુલ નહિ હોવાને લીધે ત્યાં ચોર-લુટારાનો ભય પણ વિશેષ હતો.

પ્રાતઃકાળ થયો હતો, સૂર્યદેવ હમણા જ ઉદયાચળ પર પધાર્યા હતા. તેમના પ્રકાશથી રાત્રીનો અંધકાર પલાયન થતો જતો હતો. પરંતુ હજી સુધી **શામળગઢ**ના **હાટકેશ્વર** મહાદેવના મંદિરના ઉન્નત શિખર ઉપર અને તે ગામની આસપાસનાં ગગનચુંબિત વૃક્ષો ઉપર ધૂમસ સપાટાથી પડતી હોવાને લીધે સહસ્રરશ્મિ સૂર્યદેવનાં કિરણોને ધીમે ધીમે પ્રવાસ કરવો પડતો હતો.

આવા પ્રાતઃકાળે ચોતરફ પ્રસરી રહેલી શાંતતામાં વિઘ્ન નાખનારૂં કારણ એકાએક ઉપસ્થિત થયું. **શામળગઢ**નો દરવાજો ખૂલ્યો, અને તેમાંથી એક ઘોડાનો ટપ્પો પસાર થતાં તેનાં પૈડાંનો અને ઘોડાના ડાબલાનો અવાજ સંભળાવા લાગ્યો. થોડા જ સમયમાં ગામની આસપાસની ધૂમસને ઓળંગીને તે ગાડી **ચંદ્રનગર** તરફ જતા રાજમાર્ગ તરફ વળી.

તે ગાડીની અંદર ટપાલનો હલકારો અને એક પ્રવાસી એ બે જણા હતા. પ્રવાસી તરૂણ વીશ-બાવીશ વર્ષની ઉમરનો હતો. તેણે શરીરે લાંબો લીલો કાશ્મીરીનો ગરમ ડગલો ધારણ કર્યો હતો, અને પ્રાતઃકાળની ઠંડીનો ત્રાસસહન કરવો ન પડે તે માટે કાન ઢંકાઇ રહે તે પ્રમાણે મસ્તકે ફેંટો બાંધેલો હતો.તેના ડગલાના અંદરના છાતી પાસેના ખીસામાં એક સોનાનું ઘડીયાળ હતું. એ ઘડીયાળમાં પરોવેલી સોનાની સાંકળીને તેણે ગળામાં ધારણ કરી હતી. અવારનવાર તે ખીસામાંથી ઘડીયાળ કાઢીને જોતો હતો તેનો અત્યારનો પોશાક વિચિત્ર હતો. તદપિ તેની મુખમુદ્રા ઉપરથી તે અત્યંત સભ્ય અને સુશિક્ષિત હોય એમ લાગતું હતું.

"આપણે ગંભારીએ જઈને નાસ્તો કરીશું, એમ તમારે કહેવું છે ને?" એ તરુણ પ્રવાસીએ પોતાની પાસે બેઠેલા ટપાલના હલકારાને પ્રશ્ન કર્યો: "આપણે એ ગામમાં કેટલા વાગે જઈ પહોંચીશું?"

"જો રસ્તામાં કંઈ પણ સંકટ ઉપસ્થિત ન થાય તો આશરે સવાડા સાત–આઠ વાગતાં ત્યાં પહોંચી જઈશું." હલકારાએ જવાબ આપ્યો.

"સંકટ!" પેલા તરુણે ઉદ્ગાર કાઢ્યો: "ગાડી ઉલટી થઈ જાય કિંવા તેની કમાન તૂટી જાય, એવું તો મને લાગતું નથી. બાકી ચોર–લૂટારા વિષે કહેતા હો તો—"

"છિ:! ચોર–લૂટારાનો તો સવાલ જ નથી." હલકારો તુચ્છતા પૂર્વક બોલ્યો: "છેલ્લાં વીશ વર્ષોમાં ચોરોએ આ રસ્તા ઉપર એક વખત પણ ટપાલગાડી પર હલ્લો કર્યો હોય એવું મારા જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી. શામળગઢથી દક્ષિણ તરફ જતી ટપાલગાડીઓ પર કોઈ કોઈ વાર લૂટ થાય છે ખરી, પરંતુ ઉત્તર તરફ એ ભીતિ જરી પણ નથી, એમ કહેવામાં હરકત નથી."

"તમે ઘણાં વર્ષોથી હલકારાનું કામ કરતા લાગો છો?"

"હા, આજ આઠેક વર્ષ થયાં હું નોકરીમાં દાખલ થયો છું અને શામળગઢથી ચંદ્રનગર તથા ચંદ્રનગરથી શામળગઢ ટપાલ લઈ જઉં–લાવું છું. અહીં એક રીતે મને સુખ છે. મારે પગે ચાલીને મુસાફરી કરવી પડતી નથી."

એમ કહીને હલકારાએ ચલમ કાઢી અને તેમાં તંબાકુ ભરીને સળગાવી. કેટલોક સમય તે સ્તબ્ધપણે ધૂમ્રપાનનું આસ્વાદન લેતો

મુખમાંથી ધૂમાડાના ગોટ કાઢવા લાગ્યો.

ગાડીવાન પોતાના ચાબખાનો બરાબર ઉપયોગ કરતો હતો અને રસ્તો પણ સપાટ તથા ખાડાખૈયા વગરનો હોવાથી ગાડી ઝપાટાબંધ માર્ગ કાપતી હતી. આશરે પાંચ–સાત મીનિટમાં ગાડી એક ઘીચ ઝાડી પાસે આવી પહોંચી. એ વખત અંદર બેઠેલા તરૂણના કાન ઉપર પીસ્તોલનો અવાજ આવ્યો. એ અવાજ સાંભળતાં જ તે ચમકી ગયો. પેલા હલકારાના હાથમાંથી પણ ચલમ નીચે પડી ગઇ. તે જ ક્ષણે બહાર બેઠેલો ગાડીવાન ધડાક લઇને જમીન ઉપર પડ્યો. તેના જમણા ખભામાં ગોળી પેસી ગઈ હતી. તે જમીન ઉપર પડવાથી, પોતાનો માર્ગદર્શક નહિવત્ બન્યો છે એ જાણીને ઘોડા પણ થંભી ગયા!

"છેવટે લૂટારા મળ્યા ખરા!" પેલો હલકારો બોલ્યો; અને ગાડીની અંદર લટકતા એક પાકીટમાંથી બે પીસ્તોલો કાઢીને તેમાંથી એક તેણે પોતાના સોબતીને આપતાં કહ્યું: "હરકત નહિ; આપણે તેમની ખબર લઈ શકીશું–લેવી જ જોઇએ."

તેણે એ શબ્દો ઉચ્ચાર્યા ન ઉચ્ચાર્યા, એવામાં હાથમાં ખુલ્લી તલવાર લઇને બે માણસો ઝાડીમાંથી બહાર નિકળ્યા અને ગાડીમાં બેઠેલા માણસો ઉપર ધસી આવ્યા. હલકારાએ અને તરૂણે પોતાની પાસેની પિસ્તોલોના બહાર કર્યા, પરંતુ તેનો કશો પણ ઉપયોગ થયો નહિ, પોતાના માથા ઉપર આવેલી તલવારને પકડવાને માટે હલકારાએ હાથ ઉંચા કર્યા; પણ પેલા બે લૂટારામાંના એકે ખીસામાંથી પીસ્તોલ કાઢી અને જોરથી હલકારાના માથામાં મારી. પીસ્તોલના આઘાતથી આવેલી ચકરીને લીધે હલકારો નિશ્ચેષ્ટ બનીને પડી ગયો.

પેલા તરૂણ પ્રવાસી પાસે સ્વસંરક્ષણને માટે કશું પણ સાધન ન હતું, તેમાં પણ અંગ ઉપર ધારણ કરેલા લાંબા ડગલાને લીધે તે સ્ફુર્તિપૂર્વક હીલચાલ પણ કરી શકતો નહતો. તથાપિ તેણે પોતાનાથી બની શકતી મહેનત કરી; પરંતુ છેવટે તેના હાથ પગ બાંધીને લુટારાએ તેને ગાડી નીચે આણ્યો અને ગાડીના એક પૈડા સાથે તેને બાંધી દીધો. ત્યાર પછી તેમણે ગાડીમાં જે ટપાલનો કોથળો હતો તે તોડ્યો અને તેમાંની કીમતી ચીજો લટવાનો પ્રારંભ કર્યો. એ પ્રમાણે તેઓ પોતાના દુષ્ટ કૃત્યમાં ગુંથાયા હતા તે દરમિયાન પેલા તરૂણ પ્રવાસીને તેમના ચ્હેરા બરોબર રીતે નિરખવાની સંધિ પ્રાપ્ત થઇ.

એ બે લુટારા માંહેનો જે મુખ્ય હતો તેનું વય આશરે ચાલીશ વર્ષનું હતું. તેણે માથા ઉપર એક જૂનો અને મેલો ફેંટો બાંધેલો હતો. તે ફેંટાની નીચે લટકતા કાળાભોર વાળ દૃષ્ટિએ પડતા હતા. તે વાળથી એક આંખ આચ્છાદિત થઇ ગઇ હતી, જ્યારે તેની બીજી આંખ પેલા પ્રવાસીની પેટીમાં ભરેલી મૂલ્યવાન્ જણસો નિહાળીને હર્ષાતિરેકથી ચમકતી હતી. અદ્યાપિ તેના શરીરનો બાંધો સુદૃઢ હતો. પરંતુ વ્યભિચાર, મદ્યસેવન અને ઉત્કટ મનોવિકારને લીધે તેના ચ્હેરા ઉપર પુષ્કળ અનિષ્ટ ફેરફાર થયો હતો. તેનો વર્ણ તેજસ્વી હતો, પરંતુ ઉમરના પ્રમાણમાં ચ્હેરા ઉપર ફીકાશ આવી ગયેલી દેખાતી હતી. તેનું મુખ ન્હાનું અને દંતપંક્તિ સુંદર હતી. મ્હોં ઉપર બાંધેલી બુકાનીને લીધે તેની હડપચી અને કપોળ પ્રદેશ ઢંકાયેલાં હતાં. શરીર પર તેણે એક પહેરણ અને તેના ઉપર રેશમી કબજો ધારણ કરેલાં હતાં. પહેરણ અગાઉ મૂલ્યવાન્ અને સ્વચ્છ હશે, પરંતુ અત્યારે તો તે જૂનું થઇ ગયું

હતું અને કેટલેક સ્થળે ફાટેલું પણ હતું. રેશમી કબજાની સ્થિતિ પણ તેવી જ હતી. કબજા ઉપર કાળો અને ફીકો પડી ગએલો કોટ ધારણ કરેલો હતો. કોટનાં બટન તૂટી ગએલાં હોવાથી તે ખૂલ્લોજ હતો. કોટનો રંગ ફીક્કો હોવાનાં બે કારણ હતાં. એક તો એ કે મૂળે તેનો રંગ ફીકાશ પડતો કાળો હતો અને તેમાં પણ ધૂળ અને અને તમાકુના ધૂમ્રના નિત્યના સંસર્ગથી પણ વિશેષ ફીકાશ આવી ગઇ હતી. તેની ચોરણી પણ કાળા રંગની હતી અને પગમાં ધારણ કરેલા બૂટ મેલા તથા ખૂલતા પડી ગયેલા દેખાતા હતા. એકંદરે જોતાં આ વ્યક્તિ નીચ, ઉન્મત્ત અને ક્રૂરપણાની પ્રતિમૂર્ત્તિજ હતી. તેના તરફ જોતાં તિરસ્કારની સાથે હાસ્ય ઉત્પન્ન થતું હતું. તે ઉંચાઇમાં મધ્યમ કદનો અને શરીરે બળવાન્ હતો.

તેનો સાથીદાર દેખાવે અશક્ત અને દૂકાળીયા જેવો લાગતો હતો. જાણે યમદેવ સાથે લડીને પરાણે જીવતો હોય એવો તેના શરીરનો બાંધો હતો. તેના પોષાકનો તેના શરીરસૌષ્ટવ સાથે બરોબર મેળ બેસી ગયો હોય એમ લાગતું હતું. તેનો કોટ કાળા રંગનો અને અત્યંત જીર્ણ થઈ ગએલો હતો. માથા ઉપર તેણે ટોપી ધારણ કરેલી હતી. તે ટોપીનો ઉપરનો ભાગ ફાટી ગએલો હતો. પરંતુ ટોપીનો અને તેના માથાના વાળનો રંગ એક સરખો હોવાથી ટોપીનો ઉપરનો ફાટી ગએલો ભાગ એકાએક દૃષ્ટિએ પડી શકે તેમ નહોતું. તેના બૂટ વિચિત્ર પ્રકારના હતા. એક પગનો બૂટ દોરી વાળો જ્યારે બીજા પગનો રબરવાળો હતો. બન્ને બૂટમાંથી પગને ખૂલ્લી હવા મળે એવા હેતુથી જાણે ઠેકઠેકાણે કાણાં પડેલાં હતાં! તેના એક હાથમાં જાડી લાકડી અને બીજા હાથમાં ઉઘાડી તલવાર હતી. પરંતુ ગાડીમાંની મૂલ્યવાન્ વસ્તુની તપાસ વેળાએ તેણે

તલવારનો ત્યાગ કરી દીધો હતો. તેનું મ્હોં લાંબું, આંખો ઉંડી પેસી ગયેલી, લમણા બેસી ગયેલા અને ગાલે ખાડા હતા. એકંદરે તેનો પોશાક તેના સાથીદાર કરતાં અતિ ઉતરતા પ્રકારનો નહતો, તથાપિ ટાપટીપના અભાવે તે અતિ નિકૃષ્ટ દેખાતો હતો. તે જો એકલો હોત તો આ પ્રમાણે ધાડ પાડવાનું સાહસ તેણે કદી પણ કર્યું હોત નહિ. માત્ર પોતાના સહચરનું ઉદાહરણ પોતાનાં નેત્રો સમક્ષ હોવાથી જ તે આ સાહસ કરવાને તત્પર બનેલો હતો, એમ તેની મુખમુદ્રા ઉપરથી જણાઈ આવતું હતું. કેમકે પોતે આ ખરાબ કૃત્ય કરે છે, અને તે કૃત્ય કરતાં પકડાઈ જઈશ તો એવી તેના મનમાં ઉપસ્થિત થએલી ભીતિનો વિકાર તેના ચ્હેરા પર સ્પષ્ટપણે જણાઈ આવતો હતો. તેથી ઉલટું તેનો સાથીદાર પોતાનું કૃત્ય હિમ્મત પૂર્વક અને એક તત્ત્વવેત્તાના જેવી શાંતિપૂર્વક કરતો હતો. ભીતિની તેના મનમાં કલ્પના જ નહતી, અને આ કૃત્યના પરિણામની તથા સંકટની તો તેને દરકાર પણ ન હતી!

"ગુમાન!" હમણાં જે વ્યક્તિનું અમે પ્રથમ વર્ણન કરી ગયા તે બોલી: "આ માણસ ઉપર તું નજર રાખ: એટલે હું ટપાલના કોથળાની વ્યવસ્થા કરી દઉં."

"બહુ સારૂં," પોતાના સાથીદારના હાથમાંથી જરઝવેરાત લેતો લેતો ગુમાન બોલ્યો: "પણ આ ત્રણ જણાની વ્યવસ્થા કરવામાં તારો શો મત છે?"

"અત્યારે તો તેઓ જેવી સ્થિતિમાં છે એવી ને એવી સ્થિતિમાં તેમને રહેવા દે એટલે થયું." માનસિંગે કહ્યું: "ગાડી હાંકનારો માત્ર જખમી જ થએલો છે, અને ટપાલનો હલકારો પણ મૂર્છિત બની ગયો છે. એથી વિશેષ ત્રાસ તેને થયો લાગતો નથી.

મનુષ્યપ્રાણીના જીવિતના સંબંધમાં મને ખરેખર લાગણી રહે છે; અને તેમાં પણ સજ્જન મનુષ્યના પ્રાણ તો વિશેષ અમૂલ્ય હોય છે."

"પણ તેં કાંઈ અવાજ સાંભળ્યો કે નહિ?" ગુમાન એકદમ ગભરાઈને ગાડીમાંથી નીચે કૂદી પડ્યો અને ભયભીત થતો બોલ્યો.

"અરે મૂર્ખા! મેં આ મારી છીંકણીની ડાબડી ખોલી તેનો અવાજ તારા સાંભળવામાં આવ્યો હશે." ડબીમાંથી છીંકણીની ચપટી ભરીને નાકમાં ખોસતાં માનસિંગે શાંતપણે કહ્યું: "તું તે કેવો બિકણ છે! સ્હેજ અવાજ થાય કે તારાં ગાત્ર ઢીલાં બની જાય છે! વારૂ, હવે ચાલો આપણે અહીંથી રવાના થઇ જઇએ. આ ટપાલનો કોથળો હું મારી ખાંધ ઉપર ઉચકી લઉં છું. કદાચ થોડા સમયને માટે આવું મજુરીનું કામ કરવું પડે તોપણ આપણા જેવા ગૃહસ્થોએ તેમાં શરમ માનવી જોઇએ નહિ."

"હું પણ તૈયાર છું. પરંતુ તો પછી હવે ઢીલ કરવાનું કામનું નહિ." રસ્તાની બન્ને બાજુએ જોતો ગુમાન ભયભીતતાને લીધે થરથરતા અવાજે બોલ્યો.

"પણ પ્રથમ જે ગૃહસ્થને આપણે ગાડીના પૈડા સાથે બાંધેલ છે તેમની રજા આપણે લેવી જોઇએ." માનસિંગે કહ્યું, અને તે પેલા તરૂણ પ્રવાસી તરફ વળીને બોલ્યો: "મહેરબાન! આવી રીતે અમે આપ સાહેબની માલમત્તાનો ઉપયોગ કરીએ છીએ તે માટે અમને ક્ષમા કરજો. પણ તમે એટલું ખાસ ધ્યાનમાં રાખજો કે લૂટારા માનસિંગ અને ધાડપાડુ ગુમાન ઉપર આપનો મોટો ઉપકાર થયો છે અને તેમનો પ્રેમ પણ આપ સંપાદન કરી ચૂક્યા

છો. બહુ સારૂ, રામ રામ ! ગુમાન ! સભ્યતાપૂર્વક વર્ત્તવાથી આ જગતમાં કોઇને પણ કદી નુકસાન થયું હોય એવું મારા જાણવામાં નથી."

"નીચ મનુષ્યો !" પેલો તરૂણ સ્વતઃ જ બોલ્યો: "હજી પણ હું તમને તમારા દુષ્ટ કૃત્યનો બદલો આપી શકું તેમ છે !"

માનસિંગે એ તરૂણને નમન કર્યું. અને ગાડીવાન તથા હલકારો મૃત્યુ પામ્યા નથી, એ વિષયમાં પોતાની ખાત્રી કરી લીધા બાદ તે પોતાના અધમ પરંતુ બિહકણ સોબતી સાથે ત્યાંથી ચાલ્યો ગયો.

તે બન્ને લૂટારા પુનઃ ઝાડીમાં દાખલ થયા, ઘોડાગાડી જ્યાંની ત્યાં સ્થિર થઇને ઊભી હતી. તે સ્થળથી આશરે બે માઇલ ઉપર આવેલા અરણ્ય તરફ આ બે જણા ત્વરિત ગતિએ જવા લાગ્યા.

"મને એક બાબત જો યાદ આવી હોત તો સારૂં હતું." પોતાના સોબતી સાથે ન્હાસતાં ન્હાસતાં ગુમાન બોલ્યો:

"એ શી બાબત ?" માનસિંગે પ્રશ્ન કર્યો.

"ગાડી હાંકનારના પગમાં બુટ નવા ને નવા જ હતા. એ લેવાનું હું વિસરી ગયો !" ગુમાને જવાબ આપ્યો.

"ગાંડા ! એ બુટ તેં પહેર્યા હોત તો આટલા ઝપાટાથી તું કેવી રીતે ચાલી શકત ?"

"હા, એ વાત પણ ખરી. પણ એવો વિચાર તો મને આવ્યો જ નહિ ! અરે રામ ! રામ ! રામ !" ગુમાને સીસકાર નાખતાં ઉદ્‌ગાર કાઢ્યો.

"કેમ ? રામ નામનું સ્મરણ શા માટે કરવું પડ્યું ?"

"આ કાદવ અને પાણીને લીધે મારા પગનાં આંગળાં કરીને એવાં અકડાઇ ગયાં છે કે કાંઈ કહેવાની જ વાત નહિ !" ગુમાને કહ્યું.

"ગુમાન ! તું આ પ્રમાણે કરીશ એ નહિ ચાલે. જો હવે ફરીથી એવી નિર્માલ્યતા બતાવી છે તો હું તારી પીઠ પર એટલા જોરથી ધબ્બો લગાવીશ કે એથી તારી ઇચ્છા કરતાં પણ વિશેષ ઉષ્ણતા તારા શરીરમાં સંચાર કરવા લાગશે. તારે પણ તત્ત્વજ્ઞાની બનવાનો પ્રયત્ન કરવો જોઇએ."

"પેલો પોલિસ તો નહિ ?"

"કોણ ? તત્ત્વજ્ઞાની એટલે પોલિસ ?"

"ના ના, પેલો સામે દેખાય છે તે પદાર્થ." ગુમાને કંપતા અવાજે ઉદ્ગાર કાઢયો.

"મૂર્ખા ! તું દીવાનો તો બની ગયો નથીને ?"

"ત્યારે એ શું છે ?"

"અરે, એ તો આકડાનું ઝાડ છે." **માનસિંગે** કહ્યું.

"ઓત્તારી ! આકડાનુ ઝાડ ! દોસ્ત **માનસિંગ** ! હું તો એટલો બધો બ્હી ગયો હતો કે તેનું વર્ણન જ થઇ શકે તેમ નથી."

**માનસિંગ** કશું પણ બોલ્યો નહિ. એટલે ગુમાન પણ બોલતો બંધ થઈ ગયો અને બન્ને જણાએ ઇષ્ટ સ્થળે જઇ પહોંચ્યા ત્યાં સુધી મૂંગા મૂંગા જ ચાલ્યા કર્યું. હવે **માનસિંગ** આગળ થયો અને ગાઢ અરણ્યમાં દાખલ થયો. આ બે લૂટારાના આકસ્મિક આગમનથી પક્ષીઓ ભયભીત બનીને પોતપોતાના સ્થળેથી પાંખો ફફડાવતાં આમ તેમ ઉડવા લાગ્યાં. સસલાંને ઝાડીમાંથી ન્હાસતાં સાંભળીને પોતાને પકડવાને પોલિસના માણસો આવતાં હોવા જોઇએ એમ ગુમાનને લાગ્યું. આશરે વીશેક મીનિટમાં અરણ્યના મધ્ય ભાગમાં આવેલી ખૂલ્લી જગ્યામાં આવી પહોંચ્યા. **માનસિંગે** પોતાની ખાંધ ઉપરનો કોથળો નીચે ઘાસ ઉપર નાંખ્યો અને તે કોથળાને અંદ-

લીને જમીન પર બેસતો તે બોલ્યોઃ "ઇશ્વરની કૃપાથી હવે આ-પણે સંકટમાંથી પાર પડી ગયા. હવે આપણે આજે કેટલું કમાણા એ તપાસી જોઇએ."

"અરેરે ! મારા બિચારા કાળજાની શી અવસ્થા થશે? મારા પગના આંગળાં તો ઠંડીને લીધે તૂટી જવાની જ તૈયારી કરી રહ્યાં છે."

"અરે તારાં આંગળાંનું રક્ષણ કરવાને માટે થોડા વખતમાંજ તું સુંદર અને નવા બૂટ લઇ શકીશ." માનસિંગે ઉત્તેજન આપ્યું.

"હા, પણ ત્યાં સુધી મારાં આંગળાં ઠંડીના તડાકાથી સુર-ક્ષિત રહે તોને?" ગુમાન રડતી સુરત કરતો બોલ્યો.

"અરે મૂર્ખા ! ઉન્હાળામાં તે આંગળાં તૂટી પડે ખરાં કે?" માનસિંગે તિરસ્કારપૂર્ણ મુદ્રા પૂર્વક કહ્યું.

"હં, આ ઉન્હાળાનો દિવસ છે એ તો હું બિલકુલ ભૂલી જ ગયો ! પણ આ તારા હાથમાં શું છે?"

"આ પત્રમાંથી મેં એક હજાર રૂપીઆની નોટ કાઢેલી છે." માનસિંગે શાંતપણે કહ્યું. હવે તેણે ટપાલનો કોથળો ખોલીને તે-માંથી પત્રો કાઢી એક પછી એક ફોડીને તપાસવાની શરૂઆત કરી હતી.

"ત્યારે તો હવે બૂટ અને નાસ્તો લેવાનું સ્હેલાઇથી બની શકશે." ગુમાન આનંદ પૂર્વક આંખો મચકાવતો બોલ્યો.

માનસિંગનું લીફાફા ફોડવાનું કામ ચાલુજ હતું. ઉપરનું કવર તે ગુમાનના હાથમાં આપતો અને પત્રની અંદરની હકીકત ઉપરછિપરથી વાંચીને નિરુપયોગી પત્રોને તે એક બાજુએ ફેંકી દેતો હતો. તે બોલ્યોઃ "જો, સાંભળ, એક સ્ત્રીએ પોતાના સ્વભાવથી કંટાળીને

પરગામ ખાતે ચાલ્યા ગએલા પોતાના ધણી ઉપર કાગળ લખ્યો છે. તેમાં તે લખે છે કે 'હવે હું તમને કદી પણ ત્રાસ આપીશ નહિ. માટે મહેરબાની કરીને એકદમ તમે ઘેર આવજો. તમારા વિના મને બિલકુલ ચેન પડતું નથી.' પણ મને વિશ્વાસ પડતો નથી કે એ સ્ત્રી પોતાના વચનને પાળે. આ બીજો કાગળ એક યુ-વાને પોતાના બાપ ઉપર લખેલો છે અને એક ક્ષુલ્લક બાબતમાં ખોટી સહી કર્યાનો ગુન્હો તે કબૂલ કરે છે. પરંતુ એ કાગળથી કશો લાભ થાય એમ નથી. જો આ ત્રીજા કાગળમાં શું લખ્યું છે? એ પત્ર એક તરૂણે પોતાની પ્રિયતમા ઉપર લખ્યો છે. તેમાં પોતે આત્મહત્યા કરવાનો છે એમ દર્શાવવાની સાથે તે સ્ત્રીને પણ આત્મહત્યા કરવાનું સૂચન કર્યું છે. એ પણ નકામો. બીજો પત્ર પોતાના નસીબની પરીક્ષા કરવાને માટે સૂર્યપૂર ગયેલા એક ચોરનો લાગે છે. તેના કવર ઉપર ચંદ્રનગરમાં ઘાંચીની પોળમાં રહેનારા ઘોડાવાળા જમાલનું ઠેકાણું આપેલું છે. પત્રની અંદરની હકીકત ઉપરથી જમાલ આપણા જેવાને ઉપયોગી થઈ પડનાર પાજી મનુષ્યો માંહેનો છે એમ જણાય છે. ઠીક છે, આ પત્ર આપણે સાચવી રાખવો. ભવિષ્યમાં તેનું ઠેકાણું અને આ પત્ર આપણને ઉપયોગી થઈ પડશે ખરાં. પણ આ બીજા પત્રમાંની હકીકત જરીક વિશેષ મહ-ત્ત્વની લાગે છે. સૂર્યપુરના એક વ્યાપારીએ ચંદ્રનગરના બીજા એક મોટા વ્યાપારી ઉપર આ પત્ર લખેલો હોય એમ લાગે છે. આપણે એ પત્ર ધ્યાનપૂર્વક વાંચી જોઈએ. જેનાથી આપણને લાભ થતો હોય એવા પ્રકારનું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવો, એ ગુન્હો છે એમ કોઈનાથી પણ કહી શકાશે નહિ."

ગુમાને પોતાના નિષ્ઠુર હૃદયના સંબંધમાં અને તેનાં ગરીબ

બિચારાં પગનાં આંગળાંનાં સંબંધમાં કાંઈક પટપટારો કર્યો. પરંતુ તેના એ પટપટારા તરફ **માનસિંગે** સ્હેજ પણ લક્ષ નહિ આપવાથી તે **માનસિંગ** પેલો પત્ર વાંચતો હતો એ લક્ષ દઈને સાંભળવા લાગ્યો.

" **સુર્યપુર**, ઝવેરી બજાર.

" શેઠજીશ્રીની સેવામાં:—

" વિશેષ વિનતિ કે આપના લખવા મુજબ હિસાબનો આંકડો અને હુંડીઓ અમે મોકલી આપી છે. પરંતુ આપની અમારી દુકાનના ભાગીદારની પ્રત્યક્ષ મુલાકાત થાય અને એકબીજાની પરસ્પર પિછાન થાય એ આપણને બન્નેને વિશેષ હિતાવહ હોવાથી અમારા ભાગીદાર રાજેશ્રી **લક્ષ્મીદાસ** શેઠને આપની મુલાકાતે મોકલવાનો વિચાર રાખ્યો છે. તો **લક્ષ્મીદાસ** શેઠ **ચંદ્રનગર**માં રહે તે દરમિયાન આપના ઉપર ગમે તેટલી હુંડીઓ લખે તો તે આપ વિના હરકતે સ્વીકારશો એવી અમારી આપને વિનતિ છે. વળી આ મુલાકાતનો ઉપયોગ આપણી દુકાનો વચ્ચેની લ્હેણદેણના પ્રશ્નનો અને હિસાબકિતાબનો સમાધાનકારક નિકાલ લાવવામાં પણ અમારા ભાગીદાર કરશે. જો કશી અપરિહાર્ય અડચણ ઉપસ્થિત નહિ થાય તો ચાલુ માસની ત્રીશમી તારીખે **લક્ષ્મીદાસ** અહીંથી આપના તરફ આવવાને નિકળશે. એ જ વિનતિ.

તારીખ ૫ મી જુલાઈ, " આપના,

સને ૧૮૮૦. **કરસનદાસ, લક્ષ્મીદાસ** અને **કંપની**.

" આ પત્રમાં મને તો એટલું બધું મહત્ત્વનું કાંઈ દેખાતું નથી. તે કોના નામનો છે ? એના ઉપરનું શરનામું તો વાંચ." **ગુમાને** કહ્યું,

"રાજમાન્ય રાજેશ્રી **ગીરધરલાલ** શેઠ, સરાફચોક, **ચંદ્રનગર**."

**માનસિંગે** જવાબ આપ્યો. તે થોડીક મીનિટ અત્યંત ગૂઢ વિચારમાં નિમગ્ન બની ગયો હોય તે પ્રમાણે સ્તબ્ધ બેસી રહ્યો.

"દોસ્ત! શાનો વિચાર કરે છે? મને જણાવ તો ખરો." **માનસિંગની** મૂકવૃત્તિથી કંટાળેલા **ગુમાને** છેવટે પ્રશ્ન કર્યો.

"બસ, આનું નામ તે યુક્તિ!" લૂટારો **માનસિંગ** હર્ષાવેશમાં ઊભો થઈ ગયો અને બોલ્યો.

"હું પણ તારી યુક્તિને કશો દોષ દેવા ઇચ્છતો નથી. માત્ર તે યુક્તિને પરિણામે નાસ્તાને માટે જોઇતો પદાર્થ ક્યાંથી અને કેવી રીતે વેચાતો મળી શકે તેમ છે, એટલું સમજવામાં આવે એટલે થયું." ગુમાન બોલ્યો.

"ગુમાન! તું આટલાં વર્ષ થયા મારી સાથે રહ્યો છતાં તારી મૂર્ખતામાં કશો પણ ફરક પડ્યો નહિ. શું તું એમ ધારે છે કે ખાવાપીવા સિવાય મને બીજું કશું પણ સૂઝતું જ નહિ હોય?" **માનસિંગ** સ્હેજ ક્રુદ્ધિત બનીને બોલ્યોઃ "મેં તો એક અજબ યુક્તિ શોધી કાઢી છે!"

"શાની? આપણી મરજીમાં આવે તે સ્થળે મિષ્ટાન્ન ઉત્પન્ન કરવાની?"

"ના ના, મૂર્ખ! આપણા પ્રારબ્ધને આગળ વધારવાની." **માનસિંગે** કહ્યું.

ક્ષણભર તે સ્તબ્ધ રહ્યો અને પુનઃ બોલ્યોઃ "ગુમાન! ગુમાન!"

"પણ હું તારી પાસે જ ઊભો છું છતાં એમ હાકલ મારવાનું શું કારણ? આમ કરવાથી તો તું વિનાકારણ મારા મનમાં બીતિ માત્ર ઉત્પન્ન કરીશ." ગુમાને કહ્યું.

"ગુમાન ! આપણે ચંદ્રનગર જઇશું." માનસિંગ ગુમાનના કથન તરફ લક્ષ આપ્યા સિવાય તેની સ્હામે સંતોષપુર્ણ મુદ્રાથી જોતો બોલ્યો: "આ જંગલનો ત્યાગ કરીને એ મોટા શહેરમાં જવાથી આપણાં મન વિશાળ થશે અને આપણી પૈસાની કોથળીનું પેટ પણ મોટું થશે."

"શું આપણે ચંદ્રનગર જઇશું ? મને તો તારી આ યુક્તિ ઘણી જ પસંદ પડી ગઇ !" ગુમાને કહ્યું.

"પ્રથમ આપણા ગજવામાં કેટલી શીલક છે, તે આપણે તપાસી જોઇએ. એટલે પછી ત્યાં જવામાં વાંધો આવે નહિ."

"જો, મારા ખીસ્સામાં તો રોકડા બે ઢબુ અને ચાર પૈસા છૂટા છે." પોતાના ગજવામાંથી ઉપરિનિર્દિષ્ટ સીક્કા કાઢતો ગુમાન બોલ્યો.

"ગંવેડા ! આ પત્રની મદદથી આપણે થોડા સમયમાં જ હજારો રૂપીઆ પેદા કરી શકીએ તેમ છીએ ! જો એમાં નોટો પણ છે. તેના બદલામાં આપણે સુવર્ણનો ઢગ કરવા માગીએ તો તે પણ બની શકે તેમ છે."

"ખરેખર એ વાત તો મારા લક્ષમાં જ આવી નહિ." ગુમાને પોતાની કલ્પનાશક્તિની શૂન્યતા પ્રત્યે કંટાળો આણ્યો.

"પંદર હજાર, પાંચસો ને પચાશ રૂપીઆ." ગીરધરલાલ શેઠ ઉપરના પત્રમાં બીડેલી નોટો ગણી કાઢીને માનસિંગ બોલ્યો: "આટલી રકમ આપણી પાસે હોવા છતાં આપણે કમીના શી છે ? ચંદ્રનગર જેવા શહેરમાં પણ આ રકમની મદદથી આપણે ઠાકમાકથી રહી શકીએ તેમ છીએ. હવે આપણે અત્યારે ને અત્યારે જ અહીંથી નિકળવું જોઇએ પ્રાતઃકાળે લીધેલા વ્યાયામથી આપણા

શરીરપ્રકૃતિને પણ લાભ જ થશે."

ગુમાનની ઇચ્છા થોડો સમય આરામ લેવાની હતી. તેનું કારણ એ હતું કે તેનું પેટ ચોટી બેઠું હતું. નાસ્તો કરવાની તીવ્ર ઇચ્છા તેને થઈ હતી અને માનસિંગ નાસ્તો લઇ આવીને પોતાના મ્હોંમાં મૂકે તો કેવું સારૂં, એવો વિચાર તેને થયા કરતો હતો. પરંતુ પોતાનો એ વિચાર તાત્કાળિક બર આવે એમ તેને લાગ્યું નહિ. એટલે તે ઉઠયો અને તે બન્ને જણા અરણ્યમાંથી નિકળીને ખૂલ્લા મેદાનમાં આવ્યા.

અત્યારે સૂર્યનાં કિરણો પૃથ્વી ઉપર પૂર્ણપણે અને સ્વચ્છ રીતે પ્રસરી રહ્યાં હતાં. તથાપિ આસપાસનાં લીલાંછમ ખેતરોનો સ્પર્શ કરીને વહતા ઠંડા પવનને લીધે સૂર્યનો આતાપ વિશેષ અસર કરી શકતો નહિ,

પશુઓનાં ટોળાં શાંતપણે ચરતાં હતાં, ગોવાળોના છોકરાઓ ગાયભેંશને દોહીને તેના દુધનું પાન કરવાને માટે એ ટોળાં તરફ ધસમસ્યા જતા હતા. ચોતરફ ઉત્સાહ અને ઉદ્યોગપ્રિયતા દૃશ્યમાન થતી હતી. શ્રીમંત લોકોની તીજોરીઓ અને તેમનાં પેટને ભરવાને માટે ગરીબ લોકો મજુરી કરવાને, પોતપોતાની પથારીઓનો ત્યાગ કરીને ક્યારના બહાર નિકળી ગયા હતા. તથાપિ ઉંચા બારિક કાપડની, જાળીવાળી મચ્છરદાનીથી આચ્છાદિત થયેલા પલંગો ઉપર લોટતા આળસુ શ્રીમંતો આમથી તેમ પાસાં ઘસતા હતા. માત્ર સુદૈવે ગરીબ લોકોને ઘી વગરના જાર-બાજરીના રોટલા અને તે પચાવવાને માટે લસણુના મસાલાવાળું એકાદું શાક, શ્રીમંતોની ઘીથી લચપચતી રોટલીઓ અને તેલથી તરબોળ થયેલાં જુદાં જુદાં પ્રકારનાં શાક તથા અન્ય પકવાનો કરતાં અનેકગણું

મિષ્ટ લાગતું હતું. શ્રીમંતો અત્યંત આરામ લેતા, આરોગ્યના નિયમોની અત્યંત સંભાળ પૂર્વક કાળજી રાખતા, તથાપિ તેમની જઠરનો મંદાગ્નિ વિશેષ અને વિશેષ મંદ બન્યો જતો હતો. એક તરફથી તેમની તિજોરીઓમાં લક્ષ્મીની વૃદ્ધિ થતી જતી હતી, તે સાથે બીજી તરફથી તેમના ઉદરવ્યાધિઓમાં પણ વૃદ્ધિ થતી જતી હતી !

લગભગ એકાદ કલાક ચાલ્યા બાદ **માનસિંગ** અને તેનો સોબતી એક ઝુંપડી પાસે આવી પહોંચ્યા. તે ઝુંપડીમાં એક ડોસી હતી. **માનસિંગે** તેના હાથમાં એક રૂપીઓ મૂક્યો અને ખાવાની જે ચીજ તૈયાર હોય તે આપવાની માગણી કરી. ચાંદીનો સીક્કો જોઇને આનંદિત બની ગએલી ડોસીએ એકદમ અંદર જઇને બે થાળીઓમાં બે મોટા રોટલા અને લસણનો મસાલો તથા બે તાંસળાંમાં તાજી છાશ હાજર કરી. ગુમાન એક ક્ષણ પણ રાહ નહિ જોતાં એકદમ પોતાની સામે પડેલા પદાર્થ ઉપર હાથ મારવા મંડી પડ્યો. **માન-સિંગને** એક રોટલાથી જ સંતોષ થયો, જ્યારે ગુમાનને બીજા બે રોટલા અને બીજું એક તાંસળું છાશની જરૂર પડી. છતાંયે તેને પૂરતો સંતોષ તો થયો નહિ જ. તથાપિ પોતાના દોસ્તની ક્રોધપૂર્ણ દૃષ્ટિ જોઇને તે વધારે માગી શક્યો નહિ.

શીરામણ કરી રહ્યા બાદ પાએક કલાક વિશ્રાંતિ લીધા પછી તે બન્ને જણાએ પુનઃ પ્રવાસનો પ્રારંભ કર્યો. તેઓ રાજમાર્ગ પર નહિ જતાં આડમાર્ગે **ચંદ્રનગર** તરફ આગળ વધતા હતા. **માનસિંગને** આ પ્રદેશની બારિક માહિતી હોવાને લીધે **ચંદ્રનગર** કયા રસ્તે થઇને જવાશે, એવું તેને કોઇને પૂછવું પડે તેમ નહતું. વચ્ચે વચ્ચે ખેડુતો અને બીજા મજુર વર્ગના માણસો તેમને

મળતા હતા. પરંતુ એ લોકોની માનસિંગને બિલકુલ ભ્રાંતિ ન હતી. કેમકે પોતાના પચાશ ઠેકાણે ફાટેલા અને પોતાના દોસ્તના સો ઠેકાણે સાંધેલા પોશાકને જોઇને એ લોકો પોતાને ભિખારી સમજી, દયા માત્ર આણશે એમ તે પૂર્ણપણે સમજતો હતો.

ગુમાને કહ્યું કે: "માર્ગમાં આવતા એકાદા ગામમાં જઇને મારે માટે બૂટ નહિ તો છેવટે પગરખાં—નવાં નહિ તો જૂનાં પણ ખરીદ કરાય તો સારૂં!" પરંતુ માનસિંગે તેના એ કથન તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ. એથી છેવટે બિચારા ગુમાનને પોતાના બિહકણુ કાળજા વિષે અને ફાટેલા બૂટમાંથી બહાર દેખાતી આંગળીઓ વિષે પટપટારો કરવા સિવાય બીજું કશું પણ કરવાપણું રહ્યું નહિ.

## પ્રકરણ ૨ જું.

### ચંદનગરનો વ્યાપારી.

સરાફચોકનો ભાગ તદન ખૂલ્લો હતો. ત્યાં ઝાઝી ગર્દી થતી નહતી. ત્યાં માત્ર સરાફ વ્યાપારીઓની દુકાનો અને તેમનાં મકાનો આવેલાં હતાં. એટલે એ વ્યાપારીઓ સાથે જેમને લેવડ–દેવડનો સંબંધ હોય તેમનું જ આગમન તે સ્થળે થતું હતું.

ગીરધરલાલ શેઠ અત્યંત શ્રીમંત હતા, તેમની પેઢી અને રહેવાનું મકાન બન્ને સરાફચોકના રસ્તા ઉપર જ હતાં. તે તથા તેમનાં આપ્તજનો આ નવલકથામાં અગત્યનો ભાગ ભજવનાં હોઇને

તેમની પિછાન કરવાની જરૂર છે. લગભગ રાત્રીના નવ વાગી ગયા હતા. શેઠજી હમણાં જ વાળુ કરીને મુખવાસ લેતા આનંદવાર્તા ચલાવતા હતા.

ગીરધરલાલ શેઠે વનમાં પ્રવેશ કરી દીધેલો હતો, તેમનું વય આશરે છપ્પન–સત્તાવન વર્ષનું હોય એમ લાગતું હતું. તેમના શરીરનો બાંધો એકવડીઓ હતો, તેમનું કદ મધ્યમસરનું હતું. તેમનાં નેત્રો ઉંડા ઉતરી ગએલાં, મુખવર્ણ ફીક્કો અને મસ્તક તથા દાઢીના વાળ સફેદ બની ગએલા હતા. તેમની પત્ની પદ્માવતીબાઈ જ્યારે ન્હાની ઉમ્મરની હતી ત્યારે ગીરધરલાલ શેઠને ત્યાં તેની મા જોડે રસોઈના કામમાં મદદ કરવાને આવતી હતી. દરમિયાન તેની મા મરણ પામવાથી રસોઇનું કામ તેણે સંભાળી લીધું. પરંતુ તેનામાં રહેલા સદ્‌ગુણની ધીમે ધીમે કદર થતી ગઇ અને તેણે પાકગૃહમાંથી આગળ વધીને અંતઃપુરમાં પ્રવેશ કર્યો. અર્થાત્ તે ગીરધરલાલ શેઠની શેઠાણી બની. પદ્માવતીબાઇના શિક્ષણના સંબંધમાં શ્રમ લેવામાં આવ્યો હશે, એમ કોઈ પણ છાતીએ હાથ મુકીને કહી શકે તેમ નથી. કેમકે તેના શિક્ષણનો મૂળે પ્રારંભ જ થયો નહતો, તો પછી શિક્ષણને માટે શ્રમ લેવાનો સવાલ જ ક્યાં રહ્યો? પણ શેઠાણીપદનું માન પ્રાપ્ત થતાંની સાથેજ તેણે અક્ષરની ઓળખ કરી લીધી. ગુજરાતી ભાષા તેને શુદ્ધ લખતાં આવડતી હતી એમ કહેવામાં વાંધો નથી. માત્ર તે લખતી વેળાએ સામે પુસ્તક રાખવાની જરૂર પડતી. પ્રેમાનંદ ભટ્ટ અને શામળ ભટ્ટ ઉપર તેની નિઃસીમ ભક્તિ હતી. કેમકે ગુજરાતી ભાષામાં એ બે ઉત્તમ કવિઓ થઈ ગયા છે, એવું તેણે પોતાના પતિ પાસેથી અનેક વાર સાંભળ્યું હતું. એટલે તે પ્રસંગોપાત નવરાશની વેળાએ

ઓખાહરણમાંથી કિંવા બત્રીશ પુતળીની કે સુડા બહોતેરીની વાર્તામાંથી રાગડા તાણતી હતી. તેને વ્યવહારજ્ઞાન કિંવા સભ્યપણાની માહિતી ન હતી. તથાપિ આગતાસ્વાગતા કરવામાં તે ઉદાર અને આનંદી સ્વભાવની હોવાથી તેના અન્ય દોષો ઢંકાઇ જતા હતા. ખરૂં કહીએ તો એક પત્ની તરીકે તેનામાં ખાસ દોષ કાઢવા જેવું કશું પણ લાગતું ન હતું; અને ગીરધરલાલ શેઠના મનમાં તેને માટે જે અભિમાન હતું તે તદ્દન ન્યાયપુરઃસરનું હતું. કેમકે જાતજાતની ચટણીઓ બનાવવામાં, ઉત્તમ પ્રકારનાં રસાદાર શાકભાજી બનાવવામાં, પાતળા પવનમાં ઉડી જાય તેવા ફુલકા બનાવવામાં અને વિવિધ પ્રકારનાં મિષ્ટાન્નો બનાવવામાં તેની કુશળતાને વિષે કોઇ શંકા કરી શકે તેમ ન હતું. ગીરધરલાલ શેઠને પણ એવા પ્રકારની આવડતવાળી પત્નીની જ જરૂર હતી. વળી તે શરીરે લઠ્ઠ, સ્વરૂપમાં સામાન્ય રીતે ગુજરાતી સ્ત્રીઓ હોય છે તેવી, સ્વભાવે આનંદી અને ઉમ્મરે પાંત્રીશ વર્ષની હતી. આ સ્થળે એક ખુલાસો કરવાની જરૂર છે કે ગીરધરલાલ શેઠે પ્રથમ વાર જેની સાથે લગ્ન કરેલ તે સ્ત્રી લગ્ન પછી થોડાં વર્ષોમાં જ ગુજરી જવાથી પદ્માવતી સાથે તેમણે બીજી વાર લગ્ન કર્યું હતું. માત્ર પદ્માવતીએ તેમની સાથે કરેલું લગ્ન પહેલી વારનું હતું.

આ બન્નેના સુખસમાગમને પરિણામે પ્રજોત્પત્તિ થઇ ન હતી, એ વાત સાચી છે. પણ તો પછી તેમની પાસે બેઠેલી ત્રીજી તરૂણ વ્યક્તિ કોણ હશે એવો પ્રશ્ન સહજ જ ઉદ્‌ભવશે. થોડા જ સમયમાં તે તરૂણ વ્યક્તિને સુનંદા નામથી સંબોધવામાં આવેલી આપણા સાંભળવામાં આવે છે; અને ગીરધરલાલ શેઠના કથન ઉપરથી ને તેમની બ્હેનની દીકરી હોય એમ જણાઇ આવે છે.

સુનંદા તરૂણ હતી એમ તો અમે ક્યારનાં જણાવી જ ગયા છીએ. પરંતુ તે તરૂણ હોવાની સાથે સુંદર પણ હતી. જાણે વિધાતાએ પૂરતા અવકાશના સમયે બનાવેલી લાવણ્યની પુતળી જ હોયની !

સોળ વસંત ઋતુઓએ તેના કોમળ કપોળપ્રદેશ ઉપર ગુલાબપુષ્પનો મનોહર રંગ મુદ્રિત કર્યો હતો; અને તેટલી જ હેમંત ઋતુઓએ પોતાના બરફનું ધવલપણું તેના મુખચંદ્ર ઉપર અને કપાળ ઉપર પ્રતિબિંબિત કર્યું હતું. માત્ર તેના અધરોષ્ટ પરિપક્વ બિંબફલના જેવા હતા. તેનાં નેત્રમાં શરદ ઋતુમાં આકાશનો જેવો નીલવર્ણ હોય છે, તેવો રંગ શોભી રહ્યો હતો, અને તેના શ્વાસોચ્છ્વાસમાં ચંપાપુષ્પની સુગંધ વિહાર કરતી હતી.

તેણે પરિધાન કરેલા શુભ્ર અને રેશમી વસ્ત્રમાંથી તેની સુંદર આકૃતિ સ્પષ્ટપણે દેખાઈ આવતી હતી. તેનો માંસલ સ્કંધ, વર્તુળાકાર કટીપ્રદેશ, હસ્તિશુંડના જેવા અત્યંત સરળ અને ગોળ બાહુ, લચી રહેલો નિતંબ પ્રદેશ, આદિ સર્વ અવયવો, આ રમણી જાણે વિધાતાની અત્યુત્કૃષ્ટ સૃષ્ટિ હોયની, એવી સાક્ષી પૂરતાં હતાં.

તે ગીરધરલાલ શેઠની બ્હેનની એકની એક દીકરી હતી. તેનાં માબાપ ન્હાનપણમાં ગુજરી ગયાં હતાં. પરંતુ તે જ્યારે ઉમરલાયક થાય ત્યારે તેને મોટી સંપત્તિ મળે એવી તેના બાપે યોજના કરી રાખી હતી. જેવું તેનું શારીરિક સૌંદર્ય હતું, તે જ પ્રમાણે માનસિક સૌંદર્યથી પણ તે યથોચિત રીતે વિભૂષિત થએલી હતી. અર્થાત્ તેને યોગ્ય કેળવણી આપવામાં આવી હતી. એમ છતાં શિક્ષણનું કિંવા સૌંદર્યનું તેને લેશ પણ અભિમાન હતું નહિ.

તેના વિચારો અત્યંત ગૂઢ અને ઉદાત્ત, તેનો આત્મા કેવળ

પવિત્ર, તેનું વર્ત્તન અતિશય સરળ અને સ્વભાવ બિલકુલ નિષ્કપટી હતો. તે સુશીલ વૃત્તિની હોઈ વધારે બોલબોલ કરવાનું તેને પસંદ ન હતું. તેમજ તે એકલશરી કિંવા ઔદાસિન્યયુક્ત સ્વભાવવાળી પણ ન હતી. તે જો કે નમ્ર હતી, તથાપિ એ નમ્રપણામાં આજકાલ દેખાઈ આવે છે એવો દંભ ન હતો. તે ધર્મનિષ્ટ હતી કિન્તુ ધર્મઘેલછાનો અંશ તેનામાં ન હતો.

એ પ્રમાણે ગીરધરલાલ શેઠના આલયમાં એ ત્રણ વ્યક્તિઓ બેઠેલી હતી. જે ખંડમાં તેઓ બેઠેલાં હતાં તેમાં ચોતરફ ગીરધરલાલ શેઠના પૂર્વજો અને તેના કુટુંબના ઇતર મનુષ્યોની છબીઓ ટાંગેલી હતી. એ ઉપરથી ગીરધરલાલ શેઠ અને તેમના પૂર્વજોના ચ્હેરા વચ્ચેનું સામ્ય કેટલું બધું બળવત્ હતું એ સ્પષ્ટ જણાઇ આવતું હતું. એક છબીની મૂછોમાં સ્હેજ ફેરફાર કરવામાં આવે, બીજી છબીની પાંપણોને કાળો રંગ લગાડવામાં આવે, ત્રીજી છબીના ગાલના ખાડા પૂરવામાં આવે, ચોથી છબીની હડપચીને સ્હેજ ઢળતી બનાવવામાં આવે, અર્થાત્ એ પ્રમાણે સ્હેજસહાજ ફેરફાર કરવામાં આવે તો એ છબીઓ માંહેના ચહેરા અને ગીરધરલાલના ચહેરા વચ્ચે કશો પણ ભેદ એકદમ જણાઇ આવે નહિ.

રાત્રે વાળુ કર્યા પછી આ દિવાનખાનામાં બેસીને શેઠજી તથા તેમની પત્ની અને ભાણેજ મુખવાસ લેતાં આનંદવાર્ત્તા ચલાવતાં, અને દશ વાગતાં એકેકો ગરમ દુધનો શર્કરામિશ્રિત પ્યાલો લઇને શયન કરી જતાં હતાં. શેઠજીએ સોપારી કાતરીને મ્હોંમાં નાંખી અને પાન બનાવીને મ્હોંમાં મૂકતાં મૂકતાં કહ્યું: “ આજે અળશીનો ભાવ ઉતરવાથી કામકાજ બિલકુલ મંદ હતું.”

“ એવો કાંઈ પણ વિશેષ પ્રકાર બનવો જોઇએ એમ મને

પણ લાગતું હતું." પદ્માવતી બાઇએ કહ્યું: "કેમકે દરરોજ કરતાં આજે તેલ વધારે મોંઘું થયું હતું."

"તું ગાંડી તો થઇ નથી ને? અળશીના ભાવને અને તેલના મોંઘા થવાને શો સંબંધ?" ગીરધરલાલ સ્હેજ કંટાળો પામતા બોલ્યા.

"મારા મનને જે લાગે તેને કશો પણ સંબંધ હોવો જ જોઇએ. કેમકે સત્તાવનની સાલના બળવા વખતે દહીં મોંઘું થયું હતું એમ કહેવાય છે, તેને પરિણામે અત્યારે કોલસાનો ભાવ મોંઘો થયો છે; એ ઉપરથી મારા વિધાનને વિશેષ જોર મળે છે." પદ્માવતી બાઇએ અર્થ વગરનું કથન કર્યું.

"વાયુભાર માપક પારાની ઉંચાઇ પણ વધેલી છે." ગીરધરલાલ ખોંખારો ખાતા બોલ્યા: "પરંતુ અળશીના ભાવને કોલસાના ભાવ સાથે જેટલો સંબંધ તેટલો જ પારા સાથે."

"સુનંદા!" પદ્માવતી બાઇએ કહ્યું: "અહાહા! આજે બજારમાં એટલી બધી મેદની હતી કે કાંઇ કહેવાની વાત નહિ! મને તો રસ્તામાં પગ મૂકવાની જગ્યા પણ જડતી ન હતી. તેમાં પણ સંધ્યાકાળના સમયે દલાલ લોકોની તો પુષ્કળ ધમાલ હતી."

"પેલો આપણો કાળીદાસ દલાલ પલાયન થઇ ગયો." ગીરધરલાલે કહ્યું.

"તે પલાયન થઇ જશે એવું કેદાડાનુંયે મારા મનને ઉગી રહ્યું હતું." શેઠાણી વિજયમુદ્રાપૂર્વક હાસ્ય કરતી બોલી.

"કાં વારૂ? તને એમ લાગવાનું શું કારણ?" ગીરધરલાલે પુછ્યું.

"એટલે?" પદ્માવતીએ ઉત્તર આપ્યો: "તે બાળી પડીનો

ગલો પહેરતો હતો માટે. આપણી તીજોરીમાંથી અત્યારસુધીમા
ે જણાએ જ દાગીના ચોરેલા છે અને તે બન્ને જણાએ ધોળી
ટ્ટીના ડગલા પહેરેલા હતા એ તો તમે જાણતા હશો જ. અર્થાત
ળી પટ્ટીના ડગલા પહેરનારાઓ જ્યારે ત્યારે ચોરી કે બદમાશી
રીને પલાયન કરી જવાના એવી મારી ખાત્રી થઈ ચૂકી હતી."

મુખવાસ પૂર્ણ થયા બાદ થોડી વારે સુનંદા હારમોનિયમની
ેટી પાસે ગઈ અને તેના સૂર સાથે પોતાનો સૂર મેળવીને એક
ુંદર પદ ગાવા લાગી.

"આ કવિતાનું નામ શું?" પદ્માવતી શેઠાણીએ ગાંભિર્ય
પૂર્વક પ્રશ્ન કર્યો.

"એને યમકવિરહિત કવિતા કહેવામાં આવે છે." શેઠે
ખુલાસો કર્યો.

"યમકવિરહિત કવિતા કેવી હોય?" શેઠાણીએ પુનઃ
પ્રશ્ન કર્યો.

"જે કવિતાની લીટીમાં છેવટે એક સરખો પ્રાસ મળતો ન
આવતો હોય તેને યમકવિરહિત કવિતા કહેવામાં આવે છે."
ગીરધરલાલે યમકવિરહિત કવિતાની વ્યાખ્યા કહી સંભળાવી.

"ત્યારે તો હું આખો દિવસ યમકવિરહિત કવિતા જ
બોલ્યા કરું છું. કારણ કે મારા બોલવામાં દરેક વાકયમાં છેવટે એક
સરખો પ્રાસ મળતો આવતો નથી." શેઠાણીએ સંતોષપૂર્ણ મુદ્રા
પૂર્વક કહ્યું.

ગીરધરલાલને તેના એ મૂર્ખતાભર્યા કથનથી સ્હેજ તિરસ્કાર
ઉપજ્યો. તે ઊભો થઇને શેઠાણી જે કોચ ઉપર બેઠી હતી એ તરફ
જતો હતો. એવામાં કોઇએ મકાનનું પ્રવેશદ્વાર જોરથી ખખડાવ્યું.

કામ કરનારીએ બારણું ઉઘાડયું. પછી તે દિવાનખાનામાં આવીને બોલી: "શેઠજી! આપને મળવાને માટે સૂર્યપૂરથી બે ગૃહસ્થો આવ્યા છે."

"કોણ? સૂર્યપૂરથી આવ્યા છે?" ગીરધરલાલ આશ્ચર્ય-ચકિત વદને બોલ્યો: "આટલી રાત્રીએ મળવા આવનાર એ કોણ હશે? ઘણું કરીને ત્યાંવાળા આપણા ખાતાદાર કરસનદાસ શેઠના સ્નેહી હોવા જોઇએ." તે વિચારમાં પડી ગયો.

"ઠીક છે. તેમને અંદર મોકલ. કદાચિત્ તેઓ કાંઈ પણ મહત્ત્વનો પત્ર લઇને આવ્યા હશે." ગીરધરલાલે થોડોક સમય સુધી વિચાર કરીને કામ કરનારીને કહ્યું.

થોડી પળમાં જ બે અજાણ્યા ગૃહસ્થો દિવાનખાનામાં દાખલ થયા. એ લોકો ધાડપાડુ માનસિંગ અને ગડીઓ ગુમાન જ હતા. એ તો વાચકો સમજી ગયા હશે. એટલે અત્રે તેમના સ્વરૂ-પનું વર્ણન કરવાની જરૂર નથી. તથાપિ અત્યારે તેમણે ધારણ કરેલા પોષાકનું વર્ણન કર્યા સિવાય ચાલે તેમ નથી.

માનસિંગે આસમાની રંગનો ઉંચા કપડાનો સુંદર અને ફેશ-નદાર પાંચ કટનો કોટ ધારણ કર્યો હતો, કોટની નીચે ધારણ કરેલા તે જ રંગના જાકીટમાં એક સોનાનું ઘડીઆળ હતું. તેને લટકાવેલી સુવર્ણની સાંકળી બહાર દૃષ્ટિગોચર થતી હતી. પગમાં મુલ્યાવાન્ બૂટ અને મસ્તક પર એક જરતારીનો રેશમી ફેંટો ધારણ કર્યો હતો. અત્યારે તેણે પાયજામાને બદલે રેશમી ઝીણી કિનારીનું ધોતીયું પહેરેલું હતું.

ગુમાનનો પોષાક માત્ર વિચિત્ર પ્રકારનો હતો. પગમાં તપ-ખીરીયા રંગના બૂટ, ઉપર કાળો પાયજામો, સફેદ પહેરણ ઉપર

લીલા રંગનું જાકીટ અને તેના ઉપર લાલ રંગનો કોટ અને તે સર્વના શિરોભાગે શોભી રહેલો આસમાની રંગનો રેશમી સાફો ! એ પ્રમાણે મેઘધનુષ્યના લગભગ સર્વ રંગો તેણે અત્યારે પોતાના શરીર પર ધારણ કરેલા દશ્યમાન્ થતા હતા.

માનસિંગે પોતાના તમામ પોષાકની પસંદગી એક જ દુકાનમાંથી કરેલી હોવાને લીધે તે તેના શરીરને બરોબર બેસતો આવી ગયો હતો અને જાણે તે ખાસ પોતાને માટે જ તૈયાર કરાવેલો હોય એમ લાગતું હતું; જ્યારે ગુમાનભાઇએ એકેક ચીજ માટે અગિયાર અગિયાર દુકાનો ફેંદેલી હોવાથી તેનો પોષાક વિચિત્ર લાગતો હતો. પહેરણની બાંહ્ય કોટની બાંહ્ય કરતાં ટુંકી હતી, જાકીટનાં બટન બીડવાથી છાતી ભિંસાતી હોવાને લીધે માત્ર નીચેનું એક બટન જ બીડેલું હતું. કોટ એકદમ ખલતો હતો. પાયજામો પગનાં ઘુંટણ સુધી નહિ પહોંચનાં ત્રણ તસુ ઉંચો ચડી ગયો હતો; જ્યારે ચાલતાં ચાલતાં બુટમાંથી પગ હમણાં બહાર નિકળી પડશે એમ થયા કરતું હતું.

" આટલી મોડી રાત્રીએ આપને ત્રાસ આપવા માટે હું આપની એકસો ને એક વખત માફી માગું તોપણ તે ઓછી છે." માનસિંગે અંદર પ્રવેશ કરતાં જ મંગળાચરણ કર્યું. અને સર્વને મોટા દમામ પૂર્વક નમન કર્યું.

" છિ: છિ: ! એવું કશું જ નથી. એ માટે તમે મનમાં કશો પણ વિષાદ આણશો નહિ." ગીરધરલાલે શિષ્ટાચારનું અનુસરણ કર્યું.

" એ આપની મોટાઈ બતાવો છો. પરંતુ મોડું આવવાનું કારણ એ છે કે હું ચંદનગરમાં હમણાં જ આવી પહોંચ્યો. અને

પથિકાશ્રમમાં સામાન મુકીને લાગલો જ અહીં આવ્યો. મારૂં નામ લક્ષ્મીદાસ—હું કરસનદાસ શેઠનો—"

"હં, હં, સમજ્યો." **ગીરધરલાલ** શેઠ એકદમ ઉભા થઈ **માનસિંગ** પાસે ગયા અને તેનો હાથ પકડીને બોલ્યા: "તમે અમારા આડતીયાના ભાગીદાર છો. આજ કેટલાંયે વર્ષો થયાં અમારી અને તમારી પેઢી વચ્ચે વ્યવહાર ચાલે છે."

"હાજી, એ ખરી વાત છે. આપણી વચ્ચે લક્ષાવધિ રૂપીઆનો વ્યવહાર થઈ ગયો છે." લક્ષ્મીદાસ નામધારી **માનસિંગે** કહ્યું.

"હં ! થયો છે ખરો." ગુમાન **માનસિંગની** ખાંધ પરથી પોતાનું ઉંટ જેવું લાંબું મુખ આગળ કરતો બોલ્યો; પણ તુરત જ તે પાછો **માનસિંગની** પાછળ લપાઇ ગયો.

"પણ તમારી સાથે બીજા એક ગૃહસ્થ હતા ને?" અંધારામાં ગુમાનને નહિ જોઇ શકવાથી **ગીરધરલાલ** શેઠ બોલ્યા.

"હાજી, આ મારા મિત્ર ગુમાનસિંગ." **માનસિંગે** કહ્યું. **ગીરધરલાલે** નમ્રતા પૂર્વક મસ્તક નમાવ્યું. પરંતુ ગુમાન અને શેઠજીની પિછાન કરાવવાને **માનસિંગ** તેનો હાથ પકડીને તેને આગળ કરતો હતો તેમ તેમ ગુમાન પોતાના મિત્રની પાછળ ને પાછળ ભરાઈ રહેવાનો યત્ન કરતો હતો. છેવટે **માનસિંગ** પાછળ ફર્યો, તો ગુમાને પણ એકદમ જઇને **માનસિંગના** પડછાયામાં પોતાના શરીરને છુપાવી દીધું. તેના આવા વર્તનથી **માનસિંગ** નિરુપાય બનીને એક ભીંતને અઢેલીને ઉભો રહ્યો. એથી પછી ગુમાનને છૂપાવાની કશી પણ જગ્યા ન રહેવાથી તે બધાની દૃષ્ટિએ પડ્યો.

"હવે મારા કાળજાનું શું થશે?" બીજા સાંભળી શકે એટલા

મોટા સ્વરે ગુમાને ઉદ્ગાર કાઢ્યો.

"મારા આ મિત્ર અત્યંત શરમાળ છે, અને તેઓ ચંદ્રનગરમાં આજે પ્રથમ વખત જ આવ્યા છે." માનસિંગે કહ્યું અને પોતાના ગજવામાંથી છીકણીની ડાબડી કાઢી, તે ઉઘાડીને તેમાંથી ચપટી લેવાની ગીરધરલાલને વિનતિ કરી. પરંતુ એ ડાબડીના કર–કર અવાજનું ગુમાનના મન ઉપર ભળતું જ પરિણામ આવ્યું. તેનો ચ્હેરો પ્રેતના જેવો ફીક્કો પડી ગયો અને પોતાના ગરીબ બિચારા કાળજા વિષે તે મનમાં ને મનમા કાંઇક ગણગણ્યો. માનસિંગે તેના તરફ ક્રોધ અને તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જોયું. ગીરધરલાલે એ બન્નેને આસન ઉપર બેસવાની વિનતિ કરી.

"શેઠ સાહેબ! એક બીજી વાત પણ આપને કહેવાની છે. ખરૂં કહું તો હજી વીશ–પચીશ દિવસો પછી મારે અહીં આવવાનું ઠર્યું હતું અને એવી મતલબનો પત્ર પણ કરસનદાસ શેઠે લખી રાખ્યો હતો. પરંતુ પછીથી મારો વિચાર બદલાયો અને ત–ત–તે પત્ર મારી સાથે લઇને જ હું આપની પાસે આવ્યો છું."

માનસિંગે સહાસ્ય મુદ્રાપૂર્વક એ પત્ર ગીરધરલાલ શેઠને આપ્યો. વાચકોએ તે પત્ર માંહેની હકીકત ગત પ્રકરણમાં જાણી લીધેલી હોવાથી અત્ર તે પુનઃ આપી, અત્યારે કાગળની સખ્ત મોંઘવારીના સમયમાં નિરર્થક અર્ધું પાનું રોકવાની જરૂર અમે જોતા નથી. જો કે ગીરધરલાલ શેઠે એ પત્ર પુનઃ પુનઃ બે વખત કાળજી પૂર્વક વાંચ્યો, અને અહીં તમારી દરેક પ્રકારની વ્યવસ્થા કરવામાં આવશે એવું માનસિંગ ઉર્ફે લક્ષ્મીદાસ શેઠ અને તેમના મિત્ર ગુમાનસિંગને આશ્વાસન આપ્યું.

થોડી વાર પછી તેણે પૂછ્યું: "લક્ષ્મીદાસ શેઠ! આપ ક્યા

પથિકાશ્રમમાં ઉતર્યા છો ?"

"માંધાતા પથિકાશ્રમમાં." માનસિંગે ઉત્તર આપ્યો.

"તમારે સીધા અહીંજ આવવું જોઈતું હતું. વારૂ, તેનું કાંઈ નહિ. પણ હવે ત્યાંથી તમારો બધો સામાન અહીંજ લાવજો. તમારી સાથે તમારા મિત્ર છે તેથી શું થયું ? કરસનદાસ શેઠનો મારા ઉપર મોટો ઉપકાર છે. તેનો અંશતઃ બદલો વાળવો એ મારૂં કર્ત્તવ્ય છે. માટે આપ આપના મિત્ર ગુલા—એમનું શું નામ કહ્યું—?"

"મારૂં નામ ગુમાન!" પોતાની નૂતન પદવી વિસરી જઈને એ બિહકણુ વ્યક્તિ બોલી ઉઠી.

"સરદાર ગુમાનસિંગ!" પોતાનો સાથી આરો બાંધી નાખશે, એવી ભીતિથી માનસિંગે તેને આગળ બોલવા નહિ દેતાં, તેનું સંપૂર્ણ નામ પોતે જણાવ્યું.

"હં, ગુમાનસિંગ! હવે નહિ ભુલાય." ગીરધરલાલે કહ્યું: "વારૂ, આપને તથા સરદાર ગુમાનસિંગને અહીં ચંદ્રનગરમાં વીશ–પચીશ–ત્રીશ જેટલા દિવસ રહેવાની ઇચ્છા હોય તેટલા દિવસ મારે ત્યાંજ રહેવું, એવી મારી આપને વિનતિ છે. અત્યારે તો રાત્રી ઘણી વિતી ગઇ છે એટલે કાંઈ નહિ, પણ આવતી કાલે સ્હવારે હું આપ બન્નેને માટે બે ખંડ તૈયાર કરાવરાવીશ."

"અરેરે! મારા ગરીબ કાળજાનું શું થશે?" એવામાં માનસિંગે પોતાની ડાબડી બંધ કરતાં થએલો અવાજ સાંભળીને ગુમાન ગણગણ્યા. તે પછી ગીરધરલાલે એક ગોળ ટેબલને પોતાના બે મ્હેમાનો જે સ્થળે બેઠા હતા ત્યાં આગળ ખસેડયું અને અંગુરના શરબતના બે સ્વચ્છ ચાંદીના પ્યાલા ભરીને તે ટેબલ ઉપર મુક્યા.

એક પ્યાલો શરબત પેટમાં જવાથી ગુમાનને પણ થોડુંક ઉત્તેજન મળ્યું,તેનું તરફડતું કાળજું કાંઇક હેઠે બેઠું અને તે શેઠજી તથા માનસિંગ વચ્ચે ચાલતા સંભાષણમાં ભાગ લેવા લાગ્યો.

"સૂર્યપૂર સંસ્થાનમાં તમે પુષ્કળ પ્રવાસ કર્યા હશે ?" ગીરધરલાલ શેઠે ગુમાનને પ્રશ્ન કર્યો.

"બેશક !" ગુમાને કહ્યું: "મેં પાંચ વખત સૂર્યપૂરથી વિશાળપુરની તુરંગ સુધી પ્રવાસ કરેલો છે. પણ વિશાળપૂરની આગળ જવાનો પ્રસંગ મને કદી પણ પ્રાપ્ત થયો નથી."

"મૂર્ખા !" માનસિંગે ધીમેથી તેના કાનમાં કહ્યું: "ચોરી કરવા માટે થએલી શિક્ષાની વાત અહીં જણાવે છે કે શું ?" પછી તે ગીરધરલાલ શેઠ તરફ વળીને બોલ્યો: "શેઠ સાહેબ ! વિશાળપુરની તુરંગ ઉપર દેખરેખ રાખવાનું કામ સૂર્યપૂરના મહારાજાએ સરદાર ગુમાનસિંગને સોંપેલું છે; એટલે વિશાળપુરની તુરંગની તપાસ માટે તેમને અવારનવાર જવું પડે એ સ્વાભાવિક છે."

"સૂર્યપુર શહેરની બાંધણી બહુ જ વખણાય છે. તે સુંદર અને પ્રેક્ષણીય નગર હોવું જોઇએ."

"વિશેષતઃ ગજવામાં સોનાની મહોરો રાખીને રસ્તા ઉપર ચાલવાનો રીવાજ ત્યાં વિશેષ છે." ન્હાનપણમાં કરેલી ચોરીઓનું સ્મરણ થવાથી સરદાર ગુમાનસિંગ બોલી ઉઠયા.

"વળી એ દેશના લોકો મોટા ઉપદ્રવ્યાપિ છે. તેમના પગને તેઓ એક ક્ષણભર પણ વિશ્રાંતિ લેવા દેતા નથી, એવું મેં સાંભળ્યું છે." ગીરધરલાલે કહ્યું.

"હાજી, અને તેમાં પણ હાથચાલાકીના કામમાં એ નગર વિશેષ પ્રસિદ્ધ છે." ગુમાને કહ્યું અને પોતાનું હસ્તચાપલ્ય દર્શા-

જવાને નજીકમાં એકાદું ગરમ ગજવું હોય તો સારૂં, એમ તેના મનને થવાથી તે પોતાની આસપાસ જોવા લાગ્યો.

"એટલે તે બીજાની પાસેથી પોતાના મનમાં ધારે તે કાઢી લે, એમ ને?" પદ્માવતીબાઇ બોલ્યાં.

"એમાં શો શક? માણસોની મેદનીમાં એ કામમાં મને તો હમેશાં યશ જ મળ્યો છે." ગુમાને પોતાની મૂર્ખતા પ્રકટ કરવા માંડી.

"મોજણીમાં અનેક સ્ત્રી–પુરુષો એકત્ર થયાં હોય, તે સમયની સરદાર ગુમાનસિંગ વાત કરે છે." માનસિંગે સંભાષણનો મુદ્દો ફેરવી નાંખ્યો અને ગુમાન તરફ કિંચિત્ ક્રોધપૂર્ણ દૃષ્ટિ કરી.

સૂર્યપૂરના લોકો હાથચાલાકીના કામમાં પ્રવીણ છે, એમ કહેવામાં ગુમાનની મતલબ શી હતી, એ તો વાચકો સમજી શકયા હશે. પદ્માવતીબાઇએ તેનો અર્થ બુદ્ધિ–કૌશલ્ય એવો કરીને પ્રશ્ન કરેલો. પરંતુ ગુમાનભાઈ તો તેનો ઉત્તર આપતાં પોતાના મૂળ મુદ્દાને જ વળગી રહ્યા. સદ્ભાગ્યે માનસિંગે સમયસૂચકતા વાપરીને પ્રસ્તુત ખુલાસો કર્યો એટલે ગીરધરલાલ શેઠ સમજ્યા કે ગુમાનસિંહજી તરૂણ બાલિકાનાં અંતઃકરણ ચોરી લેવામાં કુશળ છે. તે બોલ્યા: "હં, તમે તરૂણ બાલિકાનાં અંતઃકરણને હરી લેવામાં કુશળ લાગો છો!"

પરંતુ ગુમાનની મૂર્ખતાએ અહીં પણ જોર કર્યું. તેણે કહ્યું: "અંત.કરણ કરતાં તેમનાં દ્રવ્ય તરફ અમારૂં લક્ષ વિશેષ હોય છે."

"ઓહો! એ તરૂણ બાલિકાનો પિતા તેનું તમારી સાથે લગ્ન કરવામાં તમને કેટલું પહલું આપી શકે તેમ છે, એ બાબતનો તમારા શહેરના લોકો વિશેષ વિચાર કરતા જણાય છે." ગીરધ-

રજીલાલ હસતો હસતો બોલ્યો: "એ પણ એક પ્રકારનું કૌશલ્ય જ લેખાવું જોઇએ."

"નહિ તો અમારો ધંધો કેવી રીતે ચાલે ?" ગુમાન બોલ્યો.

પોતાનો સાથી આના કરતાં પણ વધારે મૂર્ખપણું પ્રદર્શિત કરી દેશે, એવા ભયને લીધે **માનસિંગ** તત્કાળ ઉઠ્યો અને તેણે શેઠની રજા માગી. **ગીરધરલાલે** બીજે દિવસે તમામ સામાન લઇને પોતાને ત્યાં આવવાની પુનઃ વિનતિ કરીને તેને રજા આપી. **માનસિંગ** અને ગુમાન શેઠ, શેઠાણી અને તેમની ભાણેજને નમન કરીને **ગીરધરલાલ** શેઠના મકાનમાંથી બહાર પડ્યા.

માર્ગમાં માનસિંગે ગુમાનને શું શું કહ્યું હશે તે અમે અત્ર ન લખીએ તોપણ વાચકોને તેની કલ્પના આવી શકશે.

## પ્રકરણ ૩ જું.

### માંડવાનો પથિકાશ્રમ.



**બી**જે દિવસે સ્હવારે પથિકાશ્રમના એક ખંડમાં બિછાનામાંથી ઉઠતાં જ **માનસિંગે** પોતાનાં વસ્ત્રો શરીર ઉપર ધારણ કર્યા અને જોરથી ટેબલ ઉપર પડેલી ઘંટડી વગાડી.

ક્ષણાર્દ્ધમાં જ પથિકાશ્રમમાં કામ કરનારો નોકર ત્યાં આવ્યો. **માનસિંગની** ચિંતાસ મુદ્રા જોઇને તેના મનમાં સ્હેજ ગભરાટ પણ પેદા થયો.

"રાત્રીએ આ મકાનમાં ચોર લોકો પેઠેલા હોય એમ ખાસ જણાઈ આવે છે." **માનસિંગ** ત્વેષપૂર્વક બોલ્યો.

"ચોર લોકો!" નોકર ચમકયો અને તેણે ઉદ્ગાર કાઢયો.

"હા, હા, ચોર લોકો: મને તો એમ લાગતું હતું કે **ચંદ્રનગર** જેવાં મોટા શહેરના **માંધાતા**–પથિકાશ્રમ જેવા સ્થળમાં શાંતિ અને સુખપૂર્વક રહી શકાશે; પણ અત્યંત દિલગીરીની સાથે મારે કહેવું પડે છે કે અહીંઆ તો મને એથી બિલકુલ જુદા પ્રકારનો અનુભવ થયો છે." **માનસિંગે** કહ્યું.

"આપને એવો અનુભવ થવાનું કારણ શું?" નોકરે ગભરાઇ જઇને પૂછયું.

"એવો અનુભવ થવાનું કારણ? નીચ!" એમ કહેતો **માનસિંગ** તે નોકર તરફ ધસ્યો અને બોલ્યો: "હમણાં તને હું કારણ જણાવું છું. તેનું કારણ એ કે રાત્રીએ હું મારા બારણાની અંદરની સાંકળ નહિ વાસતાં ખાલી જ બંધ કરીને સૂતો હતો. પરંતુ સ્હવારે હું ઉઠયો ત્યારે બન્ને બારણાં ખૂલ્લાં પડેલાં મારા જોવામાં આવ્યાં; અને બીજું કારણ એ કે મારી ત્રણસોને પાંત્રીશ રૂપીઆની નોટો ગૂમ થઈ ગઇ!"

"અશક્ય! બિલકુલ અશકય!" નોકરની મુખમુદ્રા ઉપર આશ્ચર્ય, ગભરાટ, ભીતિ, ચિંતા આદિના વિકારો સ્પષ્ટ તરી આવ્યા.

"શું! અશકય?" **માનસિંગ** શાંતપણે બોલ્યો: "ઠીક છે, જોઉં છું કે તારા માલિકને આ વાત શકય લાગે છે કે અશકય! સારૂં થયું કે મારા ઘડીયાળ વાળું જાકીટ મેં મારા ઓશીકા નીચે મૂક્યું હતું અને આ વીંટીને હાથમાં જ રહેવા દીધી હતી. નહિ તો જો એ બન્ને ગયા હોત તો મને બીજા પાંચસોનું વધારે નુકસાન લાગત."

એ સાંભળી નોકર કશો પણ જવાબ આપ્યા સિવાય ત્યાંથી ચાલ્યો ગયો, અને પથિકાશ્રમમાં થએલી એ ચોરીની વાત તેણે પોતાના માલિકને કહી. બિચારો પથિકાશ્રમનો માલિક પણ આશ્ચર્ય અને ભીતિથી છક જ બની ગયો. પરંતુ તુરત જ તેણે શાંત મુદ્રા ધારણ કરી, અને પોતાના આશ્રમના નામને બટ્ટો લાગશે એવા ભયથી માનસિંગના મનનું કોઈ પણ રીતે સમાધાન કરવાને માટે તે તેના ખંડમાં ગયો.

"મહેરબાન ! મારા મકાનમાં રાત્રે ચોરી થયાની અને તેમાં આપને નુકસાન થયાની વાત મારા સાંભળવામાં આવી છે તે ખરી છે ?" તેણે માનસિંગને પૂછયું.

"બિલકુલ ખરી છે ! તમારા નોકરે એ વાત તમને કરી જ હશે." માનસિંગે દમામમાં જ જણાવ્યું.

"મોટી આશ્ચર્યની વાત કે મારા—"

"મહેરબાન ! શું હું ખોટું બોલું છું એવી તમારી કલ્પના છે ?" માનસિંગે તેને આગળ બોલવા નહિ દેતાં વચ્ચે જ બોલી ઉઠયો: "તમને મારા કથનમાં શંકા આવતી હોય, તો અહીંના સુપ્રસિદ્ધ વ્યાપારી ગીરધરલાલ શેઠ પાસે જઇને 'સૂર્યપૂરનો લક્ષ્મીદાસ કેવા પ્રકારનો મનુષ્ય છે' એવી પૂછપરછ કરો, એટલે મારી પ્રામાણિકતા અને સત્યવાદીત્વ માટે તમારી ખાત્રી થશે. આ પ્રકરણમાં કયા માર્ગનું અવલંબન કરવું, એ બાબતમાં શેઠજીની સલાહ લેવાનો મારો વિચાર છે; અને મને લાગે છે કે તમારા પથિકાશ્રમની જડતી લેવાથી ખરા ચોરનો પત્તો લાગ્યા સિવાય નહિ જ રહે."

"શેઠજી !" માલિક દયામણે ચ્હેરે કરગરતા અવાજે કહેવા

લાગ્યો: “જો આ વાત બહાર ફુટશે તો મારા ધંધાને કેટલું બધું નુકસાન પહોંચશે, એનો આપે વિચાર કરવો જોઇએ.”

“પરંતુ ત્રણસોને પાંત્રીશ રૂપીઆનું નુકસાન મૂંગો મૂંગો સહન કરવાને હું તૈયાર છું કે કેમ, એનો પણ તમારે વિચાર કરવો જોઇએને ! દાતણપાણી મંગાવો, એટલે મુખપ્રક્ષાલન કરીને ગીરધરલાલ શેઠને લઇ કોટવાળ સાહેબ પાસે જઉં. તેઓ પોતાને યોગ્ય લાગશે એવી વ્યવસ્થા કરશે.”

“આપણે અંદર અંદર આ બાબતની પતાવટ કરી દઇએ એ આપને શકય નથી લાગતું ?” ક્ષણ માત્ર વિચાર કરીને પથિકાશ્રમના માલિકે કહ્યું.

“આ બાબતની પતાવટ કોટવાળ સાહેબ ઉત્તમ પ્રકારે કરશે, એ વિષે મને કશો પણ અંદેશો નથી.” માનસિંગે પથિકાશ્રમના માલિકને નરમ પડેલો જોઇને તેને વધુ દમ ભરાવવા માંડ્યો.

“એથી મને કેટલું બધું નુકસાન થશે ?”

“મારી સ્હાડા ત્રણસો જેટલી રકમ જાય છે તેનું શું ?”

“પણ મારો ધંધો કાયમને માટે બેસી જશે અને પછી કોઈ પણ મારા પથિકાશ્રમમાં ઉતરવાનું પસંદ કરશે નહિ.” માલિકે કહ્યું.

“તેમાં હું શું કરૂં ? તમારા ધંધાને નુકસાન ન પહોંચે તેટલા ખાતર ત્રણસોને પાંત્રીશ રૂપીઆ ગૂમાવીને શાંત બેસી રહું એટલો હું શ્રીમંત નથી તો !” માનસિંગે જવાબ આપ્યો.

“એટલા માટે જ હું કહું છું કે જો આપણે અંદર અંદર ઘરમેળે પતાવટ કરી નાખીએ તો એ બન્નેને માટે શ્રેયસ્કર થશે.” બિચારો માલિક ચિંતાયુક્ત વદને પોતાના આશ્રમમાં આવેલા આ

નવીન ગૃહસ્થ તરફ ફરતા બોલ્યો.

"ઝાઝી લપ્પનછપ્પન કરવાની જરૂર નથી. હું તમને એક વાત કહું છું; આ મકાનમાં ગઈ કાલે સ્હાંજે હું આવ્યો, પહેલી જ રાત્રીએ મારા ત્રણસોને પાંત્રીશ રૂપીઆ ગયા અને તમારૂં વર્ત્તન પણ મને યોગ્ય લાગતું નથી, એમ તમારે મોઢે પ્રાંજલપણે કહેવાની મને ફરજ પડે છે. ગભરાશો નહિ, હું જે કહું તે તમે શાંતપણે સાંભળી લ્યો. તમને કિંવા તમારા ધંધાને નુકસાન પહોંચે એવી મારી બિલકુલ ઇચ્છા નથી. હું દયાળુ માણસ છું; પરંતુ આટલી મોટી રકમ ગૂમાવવાની શક્તિ મારામાં નથી. જો ઘરમેળે પતાવટ કરવાનો તમારો વિચાર હોય તો તમે મને પચીશ રૂપીઆ ઓછા આપજો, એટલે પછી આ વાત બહાર પડવા નહિ પામે, એવો હું તમને મારા બાપના બોલથી કોલ આપું છું."

માલિક એટલો બધો ગભરાઈ ગયો હતો અને માનસિંગ તેના તરફ એવી તિક્ષ્ણ મુદ્રાપૂર્વક નિહાળી રહ્યો હતો કે તે બાપડો વધુ ઓછું બોલી જ શકયો નહિ. છેવટે તેણે કહ્યું: "શેઠજી! એટલી મહેરબાની કરો કે પચીશને બદલે પાંત્રીશ ઓછા લ્યો."

માનસિંગે તેની માગણી કબૂલ રાખી એટલે તે પોતાના ખંડ તરફ ગયો અને થોડી વારે પુનઃ માનસિંગ પાસે આવ્યો. તેણે માનસિંગને ત્રણસો રૂપીઆની ત્રણ નોટો ગણી આપી.

"તમે મારા વચન ઉપર વિશ્વાસ રાખજો. મારૂં વચન એટલે કરારનામું જ સમજવું; અને મારૂં કરારનામું, તમે અત્યારે મને ગણી આપી તે નોટો જેટલું જ ખાત્રી લાયક!" ચંદ્રનગરમાં આવીને પ્રથમ આરંભેલું પોતાનું નીચ કૃત્ય ઉત્તમ રીતે પાર પડવાથી માનસિંગ લૂટારો આનંદમાં આવી જઇને બોલ્યો.

"મેં મારા નોકરને પણ ધમકી આપી છે, કે આ વાત તું પૂર્ણપણે ગુપ્ત રાખજે, નહિ તો તારા ઉપર આ ચોરીનો આરોપ મૂકવામાં હું બિલકુલ આગળ પાછળ જોનાર નથી." માલિક બોલ્યો.

"એ તમે લાખ રૂપીઆની વાત કહી." માનસિંગે કહ્યું: કેમકે તમારા એ નોકર જેવો ધાડપાડુ મુદ્રાવાળો માણસ મેં મારા જન્મારામાં જોયો નહતો. હવે તમારે જવું હોય તો જાઓ."

"આવું મોટું મહત્ત્વનું પ્રકરણ આટલી સરળ રીતે પોતે પાર પાડયું, એથી મનમાં સંતોષ પામતો અને પોતાને ત્યાં ઉતરેલો ગૃહસ્થ જેવો પ્રામાણિક મનુષ્ય આખા ત્રિભુવનમાં પણ મળનાર નહિ, એવો વિચાર કરતો પથિકાશ્રમનો માલિક માનસિંગને નમન કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

આ પ્રકાર બન્યાને પૂરી પંદર મીનિટ થઈ નહિ હોય એટલામાં તો પથિકાશ્રમનો માલિક જોરથી શ્વાસોચ્છવાસ લેતો પુનઃ માનસિંગના ખંડમાં ધસમસ્યો આવ્યો અને જાણે અત્યંત કષ્ટ પામતો હોય તે પ્રમાણે દુઃખપૂર્ણ સ્વરે બોલ્યો: "હાય હાય! મારા સર્વસ્વનો નાશ થયો! હવે હું શું કરીશ રે મારા બાપ!" તેણે પોક મૂકી.

"કેમ? શું છે વળી?" માનસિંગે પૂછ્યું.

"અરે! મારી તિજોરીમાંથી પણ પાંચસો રૂપીઆની ચોરી થઈ છે! બાપલીયારે! મને ઠાર મારી નાખ્યો!" માલિકનું આક્રંદ વૃદ્ધિને પામવા લાગ્યું.

"ત્યારે તમે મને ત્રણસો રૂપીઆ આપ્યા તે ક્યાંથી લાવ્યા?"

"એ રકમ તો મેં મારા ટેબલના ખાનામાં રાખી હતી. પણ વિશેષ દુઃખની વાત તો એ છે કે આ ચોરીનો આરોપ મારે

કોના ઉપર કરવો એ જ મને સૂજતું નથી. તેમાં વળી આ બાબતની હું ચોકસી કરૂં અને જો ચોર ન પકડાય તો મારા ધંધાને કાયમને માટે ધોખો પહોંચી જાય તેમ છે !"

"ભાઈ! આ પ્રશ્ન મોટો વિચાર કરવા જેવો છે." માનસિંગ શાંતપણે આશ્વાસનસૂચક રવે બોલ્યો: "કેમ ? ત્યારે આ વાત ગીરધરલાલ શેઠને કહું કિંવા પોલિસના અધિકારીને જણાવું ? મને તો તમારી હકીકત સાંભળીને બહુ જ લાગી આવે છે."

"છિઃ છિઃ એમ નહિ કરશો. નહિ તો મારે પથિકાશ્રમ બંધ કરી દેવું પડશે અને કાલનો દુઃકાળ આજે પડશે." બિચારા માલિકે ગભરાઇ જઇને કહ્યું.

"મને પણ તમારો વિચાર વાજબી લાગે છે. આ બાબતના સંબંધમાં એક ચકાર પણ તમે કોઇ પાસે કાઢશો નહિ. કેમકે આ મકાનમાં આટલી મોટી ચોરી થઇ છે એવું જાણવામાં આવતાં કોઇ આબરૂદાર માણસ તો તમારા મકાનમાં પગ પણ મૂકશે નહિ." માનસિંગે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

આ પ્રશંસનિય યુક્તિવાદનું પથિકાશ્રમના માલિકના મન ઉપર યોગ્ય જ પરિણામ થયું; અને પોતાના નોકરચાકરો ઉપર તેમાં પણ જે નોકર માનસિંગની તહેનાતમાં હતો તેના ઉપર બરોબર દેખરેખ રાખવી તથા જ્યાં સુધી પાંચસો ને ત્રણસો મળી આઠસો રૂપીઆ વસુલ ન થાય ત્યાં સુધી ઉતારૂઓના રહેવાના અને ખોરાકીના દરમાં વધારો કરવો, એવો નિશ્ચય તેણે કર્યો.

"એક રાત્રીમાં રૂપીઆ આઠસોની કમાણી !" ચહા પીતાં પીતાં માનસિંગે ગુમાનને કહ્યું: "આપણને ગીરધરલાલ શેઠને

ત્યાંથી અહીં આવતાં મધ્ય રાત્રી થઇ એ સારૂં થયું. નહિ તો આ ગૃહસ્થની તિજોરી તોડવાનો અને તેના અંગમાં શહાણપણ આવે ત્યાં સુધી તેના પૈસાની સંભાળ લેવાનો મારો ઉદાત્ત હેતુ સિદ્ધ કરવાની સંધિ કદાચિત્ મને પ્રાપ્ત ન પણ થાત."

"મારી છાતી તો હજી પણ ધડાધડ ધડકી રહી છે." ગુમાને જવાબ આપ્યો: રાત્રીએ દાદર ઉપર ચડતાં ચડતાં તારી ડાબડીનો અવાજ મારા સાંભળવામાં આવ્યો, એ પ્રસંગ હું મારા જન્મારામાં કદી પણ વિસરનાર નથી."

"મૂર્ખા! એક દારૂનો પ્યાલો નાંખ પેટમાં એટલે છાતી ઠેકાણે આવી જશે." **માનસિંગે** સૂચના કરી.

"અરે! એ તો મેં ક્યારનોએ નાંખ્યો છે."

"તો બીજો એક વધારે લે." **માનસિંગે** કહ્યું. **ગુમાને** તેની આજ્ઞા માન્ય કરી; અને થોડી વારે તેના ગરીબ બિચારા કાળજા સંબંધીનું તેનું રૂદનગાન બંધ પડયું.

હવે ગુમાન ખીલ્યો અને બોલ્યો: "આપણી પ્રથમ ઓળખાણ થઈ ત્યારથી અત્યાર સુધીમાં આપણે પુષ્કળ સાહસપૂર્ણ કૃત્યો કર્યાં છે."

"અને તું મને પ્રથમ મળ્યો તે દિવસ તારા જીવનમાં અત્યંત મહત્ત્વનો હતો એમજ તું સમજ." **માનસિંગે** જવાબ આપ્યો: "એ વખતે તું દરિદ્રી અને દુઃખી હતો. મેં તને શ્રીમંત અને સુખી કર્યો! એ વખતે **સૂર્યપૂરના** રસ્તા ઉપર ભૂખના દુઃખથી પિડાતો તું મૃત્યુની સમીપમાં હતો અને અત્યારે **ચંદ્રનગરના** મોટા ભોજનાલયમાં લાડુ જલેબી ઉપર હાથ મારવાની સ્થિતિએ તું પહોંચ્યો છે!"

"પણ મારી ગરીબ બિચારી ડોસી! એના બાપડીની શી

સ્થિતિ હશે ?" ગુમાન ખિન્ન મુદ્રાપૂર્વક પટપટ્યો.

"તારામાં અક્કલનો છાંટો પણ નથી. એ ડોસી બિલકુલ નિરુપયોગી છે. ફાટેલાં કપડાંને થીગડાં મારવા સિવાય તે કદી પણ કોઇને ઉપયોગી થઇ નથી; અને કપડાં તો તું કહીશ તે વખતે હું તને નવાં લઈ આપીશ. પછી તારે તેની જરૂર શી છે ?" માનસિંગે કહ્યું.

"પણ મારા ખાતર મારી મા ભૂખમરાનું દુઃખ વેઠતી હતી. મારા હાથમાં પૈસા પડતાં જ હું નીચ લોકોની સંગતમાં ખર્ચી નાખતો જ્યારે એ બિચારી ભૂખે અને દુઃખે ટળવળતી. અત્યારે હું મિષ્ટાન્ન ઉડાવું અને એને સૂકા રોટલાના પણ સાંસા ! ખરેખર, દોસ્ત માનસિંગ ! આ બાબતનું સ્મરણ થતાં મારા મનને અત્યંત ખોટું લાગે છે. સ્વપ્નમાં પણ પોતાનો છોકરો ન્હાસી જવાથી દુઃખી થતી મારી મા મારી સામે આવીને ખડી થાય છે. એ વખતે તેની આંખોમાંથી ખરખર વ્હેતાં આંસુ જોઇને હું એટલો બધો ભયભીત થઈ જાઉં છું કે કાંઈ કહેવાની વાત નહિ ! એટલું પણ મેં સહન કર્યું હોત, પરંતુ વિશેષ દુઃખની વાત તો એ છે કે—"

"ગુમાન ! આવા છોકરવાદી વિચારોને મનમાં આણીને તારે તને પોતાને આટલો બધો ત્રાસ થવા દેવો નહિ જોઇએ. એમ કરવું એ નિરર્થક છે. આપણે અત્યારે શ્રીમંતાઇએ પહોંચવાના રાજમાર્ગ ઉપર આવી પહોંચ્યા છીએ, એ વાત લક્ષમાં રાખ; અને ગત વસ્તુનું સ્મરણ કરીને આપણા સાંપ્રત સુખ અને આનંદમાં ઓછાપણું આવવા ન દે. વારૂ, હવે ગઈ રાત્રીના મારા સાહસની વાત કરીએ. તેમાં ખૂબી તો એવી થઇ છે કે આ પથિકાશ્રમના માલિકને આપણા ઉપર વહેમ આવવાની શંકા પણ રહી

નથી. કેમકે તેમાં મેં ચોર કોટવાળને દંડે, એ કહેવતની માફક કર્યું છે."

પ્રસ્તુત શબ્દોનો ઉચ્ચાર **માનસિંગ** કરી રહ્યો એટલામાં તેમના ખંડનું બારણું ઉઘડયું અને **ગીરધરલાલ** શેઠ અંદર આવ્યો.

"આપને મારે ઘેર લઇ જવાને માટે હું પોતે જ અહીં આવ્યો છું." તે બોલ્યોઃ "એક તો રાત્રીએ જ આપણે આ વિચાર નક્કી કર્યો હતો, અને તેમાં વળી **સૂર્યપૂરથી** હમણાં જ આવેલા મારા એક મિત્રને મેં જમવાનું આમંત્રણ કર્યું છે. તમે પણ એ મારે ત્યાં આવે તે પ્રસંગે હાજર હો તો સારૂં, એવા હેતુથી હું આપની પાસે વ્હેલો આવ્યો છું."

"આટલા બધા આગ્રહપૂર્વક આપે કરેલા આમંત્રણનો અસ્વીકાર કેવી રીતે થઇ શકે? કેમ? સરદાર ગુમાનસિંગ! ખરૂં કે નહિ?" **માનસિંગે** પૂછ્યું.

"બેશક!" ગુમાને જવાબ આપ્યોઃ "મને તો આવી વીશીઓમાં જમવા તરફ અત્યંત તિરસ્કાર છૂટે છે."

"વારૂ, આપણો સામાનસુમાન બરોબર વ્યવસ્થાસર રીતે **ગીરધરલાલ** શેઠના મકાને પહોંચાડવાની પથિકાશ્રમના માલિકને વર્ધી આપી દઇએ. પણ સરદાર ગુમાનસિંગ! તમારો રસોયો **શામળગઢમાં** માંદો પડી જવાથી આપણને માર્ગમાં ઘણો જ ત્રાસ વેઠવો પડ્યો હતો ખરૂંને? અહીં પણ જો તે હોત તો આ વીશીની કાચી રોટલી, ફીકી દાળ અને બેસ્વાદ શાક ખાવાનો પ્રસંગ આપણને ન આવત."

"અને તેમાં પણ મારા નોકરને **સૂર્યપૂરના** ન્યાયાધીશે વારંટ કાઢીને પકડાવવાથી તો જાણે મારો ડાબો હાથ ગયો હોય એમ

મને લાગી આવે છે." ગુમાને જવાબ આપ્યો.

"મેં મારા તરૂણ મિત્રની તમને હમણાં વાત કરી તેણે આખા હિન્દુસ્તાનમાં ઘણો જ પ્રવાસ કરેલો છે. એટલે તેની સાથે સંભાષણ કરવાથી ઘણો જ આનંદ થશે. વળી તેનો મારી ભાણેજ સાથે પ્રેમ હોવાના સંબંધમાં પણ મારી ખાત્રી છે, માત્ર વાંધો એટલો છે કે સુનંદાનો તેના ઉપર પ્રેમ હોય એવું મારા જોવામાં આવતું નથી." ગીરધરલાલ બોલ્યો.

"તરૂણ મનુષ્યો પોતાના મનોવિકાર બરોબર સમજતાં નથી; અને તેમાં પણ કૌમાર્યાવસ્થાના પવિત્ર અંતઃકરણની સ્થિતિ તો એ કરતાં પણ વધારે અજ્ઞાનપૂર્ણ હોય છે." એક તત્ત્વજ્ઞાનીની માફક માનસિંગે ઉચ્ચાર્યું.

થોડા સમયમાં માનસિંગ અને ગુમાન શેઠજીની સાથે તેમને ઘેર જવાને માટે નિકળ્યા, તેમનો સામાન પણ આવી પહોંચ્યો હતો. તેમને માટે શેઠે એક ખંડ ખાસ સુશોભિત બનાવી રાખ્યો હતો. તેમાં તેઓ પોતાનો સામાન વ્યવસ્થિત રીતે ગોઠવતા હતા. સામાન ગોઠવાઈ રહ્યો કે જમવાનો સમય થયો.

ભોજન પહેલાં ગીરધરલાલ શેઠનાં ઘરનાં સર્વ જનો અને આ બન્ને મહેમાનો દિવાનખાનામાં એકત્ર થયાં. હજી સુધી શેઠજીનો તરૂણ મિત્ર આવ્યો નહતો. સર્વ જનો જુદી જુદી બાબતમાં વાર્તાલાપ કરતાં હતાં. માનસિંગ સુનંદાનું ચિત્ત પોતાની તરફ આકર્ષવાનો બની શકે તેટલો પ્રયત્ન કરવામાં ગુંથાયો હતો. જો તેના મનમાં આવે તો પોતાનું વર્ત્તન સભ્ય, સંતોષજનક અને ઉત્તમ પ્રતિનું રાખવાની તેનામાં આવડ હતી. અત્યારે જેમ તેણે એક ધનવાન્ વ્યાપારી લક્ષ્મીદાસનું નામ ધારણ કર્યું હતું, તે જ પ્રમાણે

પોતાના વર્તનમાં, બોલવા ચાલવામાં પણ ઉચિત પ્રકારનો ફેરફાર કરી દીધો હતો. સુનંદાનું નિષ્કપટપણું અને મુગ્ધતા માનસિંગની કુશળતા અને ચાતુર્યને વિશેષ અનુકુળ થઇ પડ્યાં. તે પોતાના સરલ પણાને લીધે માનસિંગનાં સંભાષણથી મોહમુગ્ધ બની ગઈ અને તેના કથન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને તેના બુદ્ધિચાતુર્ય તથા સદ્‌ગુણોની મનમાં ને મનમાં પ્રશંસા કરવા લાગી. આ બાજુએ ગુમાન પણ પદ્માવતીબાઇ સાથે સામાન્ય વિષયો ઉપર ગપ્પાં મારવામાં મગ્ન બની ગયો હતો. એટલામાં પ્રવેશદ્વાર કોઇએ ખખડાવ્યાનો અવાજ સાંભળવામાં આવ્યો અને કામ કરનારીએ હિમ્મતલાલભાઇ આવ્યા છે, એમ કહીને ગીરધરલાલ શેઠના તરૂણ મિત્રને અંદર દાખલ કર્યો.

અંદર આવતાં જ એ તરૂણ ગૃહસ્થ એકદમ ચમક્યો. માનસિંગે પોતાની શાંત મુદ્રા જેવી ને તેવી જ કાયમ રાખી હતી. પણ જેને પોતે ઘોડાગાડીમાં લૂટયો હતો તે તરૂણની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિ એક થતાં ગુમાન અત્યંત ગભરાઇ ગયો.

કદાચ તેના મુખમાંથી એકાદો અનિષ્ટ શબ્દ સરી પડ્યો હોત અને તે બધું ભોપાળું ખૂલ્લું કરી નાખત. પરંતુ તે કશું પણ બોલે એ પહેલાં ગીરધરલાલ શેઠે પૂછ્યું: "કેમ, હિંમતલાલ ! મઝામાં છો ને ?"

"પણ આપની પાસે બેઠેલા આ ગૃહસ્થો કોણ છે ?" હિંમતલાલે ધીમે સ્વરે પ્રશ્ન કર્યો.

"એ મારા સ્નેહી છે; તેમાંથી પેલી બાજુએ બેઠેલા ગૃહસ્થનું નામ લક્ષ્મીદાસ શેઠ છે. તે સૂર્યપૂરના અમારા આડતીયા છે."

"એ બાબત તમારી ખાત્રી છે ના ?" સંશયયુક્ત વદને

બાડપાડુ માનસિંગ તરફ જોતા હિમ્મતલાલ પટપટ્યો.

"બેશક!" ગીરધરલાલ બોલ્યોઃ "લક્ષ્મીદાસ શેઠ! જે ગૃહસ્થ આજે મારે ત્યાં જમવા આવનાર છે એમ મેં કહ્યું હતું તે આ પોતે. તેમનું નામ હિમ્મતલાલ છે. તમારૂં નામ તો મેં તેમને જણાવ્યું છે. હિમ્મતલાલ! આ બીજા ગૃહસ્થ સરદાર ગુમાનસિંગ! એ લક્ષ્મીદાસ શેઠના મિત્ર છે."

માનસિંગે તે જ વેગાએ પોતાનું મસ્તક નમાવીને નમનવિધિ કર્યો, અને એ પ્રસંગે પોતાના મુખને ચમત્કારિક વલણ આપીને તે સ્હેજ હસ્યો. એ વખતે તેણે એવો તો મુખવિક્ષેપ કર્યો કે હિમ્મતલાલ ગોંટાળમાં જ પડી ગયો.

આ બાજુએ ગુમાને પણ પોતાના મનને ધીમે ધીમે પૂર્વ સ્થિતિ પર લાવી મૂક્યું હતું. તે જ પ્રમાણે લક્ષ્મીદાસ શેઠ અને ગુમાનસિંગ તથા માર્ગમાં પોતાને લૂટનારા લુટારાઓ એ બન્ને એક જ છે, એમ માની લેવામાં પોતે ભૂલ કરી હતી, એવી હિમ્મતલાલની ખાત્રી થઈ ગઇ. પછી બધાં જમવાને માટે ઉઠયાં. જમણમાં મિષ્ટાન્ન, શાક પાન આદિની વિવિધ વાનીઓએ ગુમાનસિંગના માત્ર ચિત્તને જ નહિ પરંતુ ઉદરને પણ સુપ્રસન્ન અને પ્રફુલ્લ બનાવી દીધું. ભોજનસમારંભ પૂર્ણ થયા પછી પુનઃ સર્વ જણ દિવાનખાનામાં આવ્યાં, અને માનસિંગે સુનંદાના ચિત્તને પોતાની તરફ આકર્ષવાની બાબતમાં હિમ્મતલાલ ઉપર સરસાઇ કરી.

"આપ હમણાં જ સૂર્યપૂરથી આવ્યા છો એવું મારા સાંભળવામાં આવ્યું છે." માનસિંગે હિમ્મતલાલને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

"હાજી, અને રસ્તામાં પાછા ફરતાં મારા ઉપર મોટું સંકટ આવી પડ્યું હતું. હું શામળગઢ સ્ટેશનથી ટપાલ લાવનારી ગાડીમાં

બેસીને નિકળ્યો હતો. પણ માર્ગમાં ગીચ્ચ ઝાડી આવે છે તે સ્થળે લૂટારાઓએ અમને પકડ્યા અને ગાડીવાનને જખમી કરીને અમારી સર્વ મૂલ્યવાન્ ચીજો લુટી લીધી."

એ ભાષણ સાંભળીને ગીરધરલાલ અને પદ્માવતીનું જોડું તો આશ્ચર્યચકિત જ બની ગયું.

"એ નીચ લોકોએ મને ગાડીના પૈડાની સાથે બાંધ્યો અને મારી પેટી માંહેની તમામ કીમતી ચીજો કાઢી લીધી. ફક્ત મારા જાકીટના ગજવા માંહેનું સોનાનું ઘડીયાળ અને સુવર્ણસાંકળી તેમના સપાટામાંથી બચી જવા પામી." હિમ્મતલાલે પોતાના ઉપર આવેલા સંકટની વિગત જણાવી.

"મને લાગે છે કે વચ્ચે કોઇ આવી ચડયું હશે, એટલે એ લોકોને પોતાનું કામ અધું રાખીને નાસી જવું પડયું હશે." માનસિંગ શાંતપણે બોલ્યો.

"ના ના, એવું તો કશું પણ બન્યું નહતું. તેમને જોઇતી હતી તેટલી તમામ ચીજો તેમણે લઇ લીધી હતી; અને તેઓ ચાલ્યા ગયા બાદ લગભગ એક કલાક પછી એક પ્રવાસી ત્યાં આવી ચડ્યો. તે બિચારો ભલો માણસ હતો. તેણે મને બંધમુક્ત કર્યો. સારૂં થયું કે એટલો સમય ગાડીના ઘોડા સ્વસ્થ રહ્યા હતા. નહિ તો ગાડીનાં પૈડાં નીચે ચગદાઇને મારા તો ફુરચેફુરચા ઉડી ગયા હોત." હિમ્મતલાલે વિશેષ ખુલાસો કર્યો.

ચંદનગર જેવા મોટા રાજ્યમાં બીજી કોઇ નહિ ને ટપાલ ગાડી લૂટવા જેવું ધારિષ્ટ એ લૂટારાઓએ કર્યું, એ મોટા આશ્ચર્યની વાત છે!" માનસિંગે ઉદ્ગાર કાઢ્યો.

"અને તેના કરતાં પણ વિશેષ વિસ્મયકારક પ્રકાર તો એ

છે કે ચોર લોકો અમને મળ્યા તે પહેલાં જ હું તથા ટપાલનો હલકારો તેમના સંબંધમાં જ વાત કરી રહ્યા હતા." હિમ્મતલાલે કહ્યું.

"અને અમારૂં મોટું સુદૈવ" માનસિંગની ડાબડીનો એ વખતે થયેલો અવાજ સાંભળતાં ગુમાન સ્વતઃ બોલ્યોઃ "કે આ તરૂણે માનસિંગની દરિદ્રી ડબીનો અવાજ સાંભળેલો નહિ!"

હિમ્મતલાલના કથન ઉપરથી તેના મનમાં પોતાને માટે બિલકુલ સંશય રહ્યો નથી, એવી માનસિંગ અને ગુમાનની ખાત્રી થઇ.

આખો દિવસ આનંદમય વાર્ત્તાલાપમાં પસાર થઇ ગયો. રાત્રીએ પોતપોતાના ખંડમાં સુવા જતાં પહેલાં એ બન્ને લુટારાઓને વાત કરવાની એકાન્ત પ્રાપ્ત થઇ.

"જે પત્રની સહાયથી આપણે આ મકાનમાં પ્રવેશ કરી શક્યા છીએ, તેની મદદથી અહીં બીજા વીશ દિવસ સુધી કશી પણ ધાસ્તી સિવાય આપણે રહી શકીએ તેમ છીએ. તે દરમિયાન ગીરધરલાલના વિશ્વાસપૂર્ણ વર્ત્તનનો આપણે આપણાં ખીસ્સાંને ગરમ બનાવવામાં ઉપયોગ કરી લઇશું; અને કદાચ ત્યારપછી આપણી સઘળી લુચ્ચાઇ બહાર પડે તોપણ આપણને તેનું દુષ્પરિણામ ભોગવવું પડશે નહિ, એવી પણ હું વ્યવસ્થા કરી રાખીશ. માનસિંગે કહ્યું.

"તું જે કહે છે તે મારા સમજવામાં આવતું નથી." ગુમાને કહ્યું.

"અરે, સંકટ સમયે આપણો પક્ષ કરનાર એક વ્યક્તિ આ મકાનમાં છે, એટલું તું લક્ષમાં રાખજે."

"વારૂ, હવે બીજું તારે શું કહેવાનું છે ?" ગુમાને પૂછ્યું.

"બીજું કશું પણ નહિ."

"મને તો એમ લાગતું હતું કે તું મને એકાદી અગત્યની ગુપ્ત વાત કહેવાનો હોઇશ !" ગુમાન બોલ્યો, અને તત્કાળ બન્ને જણા પોતપોતાના ખંડનાં જઇને નિદ્રાધીન બની ગયા.



## પ્રકરણ ૪ થું.



### સ્નેહસંમેલન.



એવી રીતે કેટલાક દિવસો પસાર થઇ ગયા. તે દરમિયાન માનસિંગે લક્ષ્મીદાસના નામની સહી કરીને મોટી મોટી રકમો ઉપાડી હતી.

પોતાને ત્યાં આવીને ઉતરેલા લક્ષાધિપતિ અને સરદારવર્ગના મહેમાનો માટે ગીરધરલાલ શેઠને અત્યંત અભિમાન હતું અને તે મોટા આનંદમાં આવી ગયો હતો. તેણે તેમના માનમાં એક મોટું સ્નેહસંમેલન કરવાનો વિચાર કર્યો. એ નિશ્ચય તેણે તાબડતોબ અમલમાં પણ મેલી દીધો. તુરત જ તેણે એ વાત પોતાના મહેમાનેને કરી તથા સ્નેહસંમેલનમાં જે જે ગૃહસ્થોને આમંત્રવાની તેની ઇચ્છા હતી, તેમના પર આમંત્રણ–પત્રિકાઓ પણ મોકલી આપી.

સ્નેહસંમેલનનો દિવસ આવ્યો. તેમાં હાજર થનારા ગૃહસ્થોનો

આદરસત્કાર કરવાને માટે ગીરધરલાલ શેઠ આદિ ઘરનાં માણુસો અને તેમના બન્ને મહેમાનો પોતપોતાના ખંડમાં પોષાક પરિધાન કરવામાં મગ્ન બની ગયા હતા. માનસિંગે તે દિવસે ખાસ નવીન વસ્ત્રો પરિધાન કર્યા, અને પોતા ચ્હેરામાં સેંકડે પાંત્રીશ ટકાનો સુધારો કરી નાંખ્યો. બાહ્યતઃ તેણે ગભશ્રીમંતના જેવો દબદબો ધારણ કર્યો હતો. જાણે તે નીચ લૂટારો ન હોતાં ઉત્તમ પ્રકારના સદ્‌ગુણો ધરાવનાર કુશળ વ્યાપારી હોય એમ તેને જેનારના મનમાં થઇ આવતું હતું. તેણે દિવાનખાનામાં પગ મૂકયો કે ત્યાં એકત્ર થયેલા આમંત્રિત ગૃહસ્થોનું લક્ષ તેની તરફ આકર્ષાઇ રહ્યું.

ગીરધરલાલ શેઠના મકાનના પાછલા ભાગમાં એક બગીચો હતો, ઉપહાર લેવાને માટે એ બગીચામાં ગોળ આરસપહાણનાં ટેબલો અને તેની આસપાસ ખૂરસીઓ ગોઠવવામાં આવી હતી. પ્રથમ ગીરધરલાલ શેઠે દિવાનખાનામાં લક્ષ્મીદાસ શેઠ અને સરદાર ગુમાનસિંગની આમંત્રિત ગૃહસ્થો સાથે પિછાન કરાવી. ત્યારબાદ સર્વ જણાં ઉપહાર લેવાને માટે બગીચામાં ગયા.

ગીરધરલાલ શેઠ કાંઇ તદ્દન જૂના વિચારના નહતા. તેમણે યોગ્ય કેળવણી મેળવી હતી અને પશ્ચિમના સુધારાની થોડી ઘણી અસર તેમના મન ઉપર થઇ હતી. આજે પુરુષોની મંડળીમાં પદ્માવતીબાઇ ભાગ લેતાં નહતાં એ ખરૂં, પરંતુ ગીરધરલાલ શેઠે ખાસ આગ્રહ કરીને પોતાની ભાણેજ સુનંદાને પોતાની પાસે રાખી હતી. બીજા કેટલાક ગૃહસ્થોની ચૌદથી સોળ વર્ષ સુધીની કુમારિકાઓ પણ સ્નેહસંમેલનમાં હાજર હતી. એટલે સુનંદાને ઓશકાવાનું કશું પણ કારણ નહતું. સુનંદાએ આજે અત્યંત મોહકપણું ધારણ કર્યું હતું. તેણે પોતાના વક્ષસ્થળને શુભ્ર રેશમી ચોળી વડે

છુપાવ્યું હતું. એક પોપટીયા રંગની સાડી ધારણ કરી હતી, કંઠમાં માણેકના પદકવાળો મોતીનો હાર શોભી રહ્યો હતો. દ્વય હસ્તને પણ સુવર્ણની બંગડીઓ અને વચ્ચે મૌક્તિક કંકણથી દીપાવ્યા હતા. ઉપહાર સમયે એક ટેબલની આસપાસ તે, માનસિંગ અને શુભાન એમ ત્રણ જણાં બેઠાં હતાં. આ ગોઠવણ ગીરધરલાલ શેઠે કરી હતી કે માનસિંગે, તે કહી શકાય તેમ નથી પરંતુ એટલું તો ખરૂં કે જો પોતાની ભાણેજને લક્ષ્મીદાસ શેઠ જેવો પતિ મળે તો ગીરધરલાલ શેઠ તેમાં બિલકુલ નારાજ તો ન હતા જ. માનસિંગ અવનવી વાતોથી સુનંદાને આનંદિત બનાવતો હતો અને તે પણ અવારનવાર સસ્મિત વદને એ કપટી અને યુક્તિબાજ પરંતુ ચાણાક્ષ માનસિંગ તરફ દ્રષ્ટિપાત કરતી હતી.

એ પ્રમાણે એ બન્ને જણાને આનંદવાર્તામાં મશગુલ બનેલાં જોઇને અત્યંત સંતપ્ત બનેલો એક તરૂણ ગૃહસ્થ તેમની સામે પરંતુ તેમનાથી સ્હેજ દૂર એક ખૂણામાં નાખવામાં આવેલા ટેબલ પાસે ખુરસી પર બેઠો હતો. તે દ્વેષપૂર્વક દાંત વડે ઓષ્ટ ચાવતો હતો. ક્રોધથી તેનો ચ્હેરો નિસ્તેજ અને પાંડુ રંગનો બની ગયો હતો. તેના ચ્હેરા ઉપર મત્સરબુદ્ધિ પૂર્ણપણે પ્રતિબિમ્બિત થયેલી દેખાતી હતી.

એ તરૂણ ગૃહસ્થ કોણ ? વાચકોને સમજાવવું પડે તેમ નથી કે તે હિમ્મતલાલભાઇ પોતે. વય અને સૌંદર્યની બાબતમાં પોતાના કરતાં અત્યંત રીતે અયોગ્ય મનુષ્ય તરફ સુનંદાને આકર્ષાયેલી જોઇને તેના મનમાં ઉદ્દભવેલો દ્વેષ તેના અંતઃકરણમાં સમાઇ શકતો ન હતો. પરંતુ એ દ્વેષને પ્રદર્શિત કરવાનું આ સ્થળ ન હતું કે તેને માટે અત્યારે સમય પણ ન હતો. એટલે પોતાના

સર્વ મનોવિકારને પૂર્ણપણે દાબીને તેણે બાહ્યતઃ શાંત મુદ્રા ધારણ કરી હતી. જો કે એમ કરવામાં તેને કેટલો શ્રમ પડ્યો હશે; એની કલ્પના તો એ વિષયના અનુભવી વાચકો જ કરી શકશે.

ઉપહાર પૂર્ણ થયા પછી પુનઃ સર્વ દિવાનખાનામાં આવ્યા. સર્વેને મુખવાસાદિ આપવામાં આવ્યા બાદ ગીરધરલાલ શેઠના આગ્રહથી આમંત્રિત ગૃહસ્થોની પુત્રીઓ માંહેની બે-ત્રણ બાલિકાઓએ પોતાના સુસંગિતથી સર્વનાં ચિત્તને પ્રસન્ન કર્યાં. પછી સુનંદા ઉઠી અને વાજીંત્ર પાસે ગઇ. વાજીંત્ર વગાડતાં તેણે પણ યમકલ્યાણનો આલાપ શરૂ કર્યો. તેના મધુર સ્વરથી ગાવાની છટાથી અને ગાતી વેળાએ તેના મુખ પર વિલસી રહેલા ચિત્તાકર્ષક લાવણ્યથી માત્ર યુવાનો જ નહિ પરંતુ વૃદ્ધ ગૃહસ્થો પણ મુગ્ધ બની ગયા અને મોરલીના નાદે ડોલતા સર્પની માફક ડોલાયમાન્ થવા લાગ્યા. જે વખતે તે ગાતી હતી તે વખતે હિમ્મતલાલ તેનાથી સ્હેજ દૂર દિવાલને અઢેલીને ઉભો હતો. તે પણ સુનંદાના મધુર સંગીતનું પાન કરતો હતો. તે એકદમ સુનંદા તરફ ધસી ગયો હોત-તેણે તેને ગાઢ આલિંગન આપ્યું હોત-તેણે તેના પગ ઉપર પોતાનું મસ્તક મૂક્યું હોત-તેના ચરણકમલરજથી પવિત્ર બનેલી જાજમનું તેણે-હિમ્મતે પ્રેમપૂર્વક ચુંબન પણ કર્યું હોત. પરંતુ માનસિંગ સુનંદા પાસે જ ઊભો હતો અને તેના ચ્હેરા ઉપર એક પ્રકારનું વિજયપૂર્ણ હાસ્ય ખેલતું હતું એમ હિમ્મતને લાગ્યું. પુનઃ તેની ચિત્તવૃત્તિ અત્યંત ક્ષુબ્ધ બની ગઇ, સુનંદા માટેનો તેનો પ્રેમ નષ્ટવત્ બની ગયો અને તેનું અંતઃકરણ મત્સરબુદ્ધિથી વ્યાપ્ત બની રહ્યું !



જે વખતે તે ગાતી હતી તે વખતે હિમ્મતલાલ તેનાથી સહેજ દૂર દિવાલને અઢેલીને ઊભો હતો. પૃષ્ઠ ૫૦.

Monarch Printery Ahmedabad

# પ્રકરણ ૫ મું.

## પદ્માવતીનું અંતઃપુર.

બીજે દિવસે સ્હવારે બહાર જવાને માટે ગુમાન મેડી ઉપર આવેલા પોતાના ખંડમાંથી નિકળીને નીચે આવતો હતો. તે વખતે ડાબી બાજુએ આવેલા શેઠાણી પદ્માવતીબાઇના અંતઃપુરનાં દ્વાર ખૂલ્લાં છે, એમ તેના જોવામાં આવ્યું. તેની જીજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરાઈ. તેણે ધીમેથી દરવાજામાં ડોકું ઘાલીને અંદર જોયું. એકાએક તેનાં નેત્રો ચમકવા લાગ્યાં; તેના આખા અંગમાં આનંદના ઉછાળા આવવા લાગ્યા; તેનું અંતઃકરણ હર્ષથી નાચવા લાગ્યું; અને તેના ગરીબ બિચારા હ્યદય માટેનો ઉદ્ગાર તેના મુખમાંથી બહાર સરી પડયો.

તેનું લક્ષ કઇ વસ્તુ પર આકર્ષાયું હશે ? તેને આટલો બધો આનંદ થવાનું કારણ શું ? એકાદી સ્ત્રીનું સુંદર મુખકમલ તેની દૃષ્ટિએ પડયું હશે ? કિંવા એકાદું નિર્દોષ મોહક ચિત્ર જોઇને તે લુબ્ધ બન્યો હશે ? અથવા એકાદા લાવણ્યયુક્ત પુતળાનું સૌંદર્ય નિહાળવામાં તેની દૃષ્ટિ ગુંથાઇ હશે ? છટ્! બિલકુલ નહિ; એમાંનો એક પણ પ્રકાર ન હતો. માત્ર એ ખંડમાં ટેબલ ઉપર રત્નોથી ભરેલી અર્ધી ઉઘાડી પેટી તેની દૃષ્ટિએ પડવાથી જ તેને એટલો આનંદ થયો હતો !

ગુમાને ઔત્સુક્યપૂર્ણ વદને આમતેમ જોયું. મોટાં મકાનોમાં

અંદરના ભાગમાંનો દાદર મોટે ભાગે સાંકડો અને અંધકારમય હોય છે. એવા એક દાદરના મુખ પર તે ઊભો હતો. પદ્માવતીબાઈ તથા સુનંદા અને તેમની કામ કરનારી વગેરેને નીચે ઉપર જવું આવવું હોય તો તેઓ આ દાદરનો ઉપયોગ કરતા હતા જ્યારે, પુરુષવર્ગ આગલા ભાગમાં આવેલા મોટા દાદરનો ઉપયોગ કરતો હતો. આ સાંકડા દાદરની પાછલી બાજુએ આનન્દસિંગનો ખંડ હતો. તેની જમણી બાજુએ ગુમાનનો ખંડ હતો અને ડાબી બાજુ તરફ રત્નોથી ભરેલી પેટી વાળો ખંડ હતો. એટલે જો સંકટ આવી પડે તો સામેથી આવે તેમ હતું એમ ગુમાન પૂર્ણપણે સમજતો હતો. પરંતુ તેના બદલામાં બક્ષિસ પણ સારી મળી શકે તેમ છે, એવું તે જોઇ શક્યો હતો.

અમુક કાર્ય કરવાની ઇચ્છા થઇ કે પછી તેના સંબંધમાં વધુ સમય વિચાર કરવાનો તેનો સ્વભાવ ન હતો. તે ચટ દઇને એ ખંડમાં દાખલ થયો, ટેબલ પાસે ગયો અને તેણે રત્નમય પેટીમાં હાથ નાખ્યો. બની શક્યું તેટલું હસ્તચાપલ્ય કરીને પેટી માંહેના અલંકારો પૈકી અત્યંત મૂલ્યવાન્ દાગીના પસંદ કરીને તે જાકીટના અંદરના ખીસામાં નાખતો હતો એટલામાં દાદરના પગથીયા ઉપર કોઇના પગલાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો.

હવે શું કરવું? તેણે ગાભરો બની જઇને ચોતરફ દૃષ્ટિ કરી. પ્રથમ તેના મનમાં એવો વિચાર આવ્યો કે પલંગ ઉપર પાથરેલા ગાદલાની નીચે ભરાઇ જઉં; પરંતુ બીજી સેકન્ડે જ એમ કરવું તેને અનુચિત લાગ્યું; અને તે ખંડમાં એક બીજો ન્હાનો ખંડ હતો; જ્યાં પદ્માવતીબાઈનાં કપડાં રહેતાં હતાં; તે ખંડનાં બારણાં ખોલીને તે અંદર ઘુસ્યો. અંદર જઇને તે બારણાં પુનઃ પૂર્વવત બંધ કરે છે,

એટલામાં પદ્માવતીબાઈ પોતાની દાસી સાથે અંતઃપુરમાં દાખલ થઇ.

"ચપળા !" પદ્માવતીબાઇએ અંદર આવતાં જ ચોતરફ દૃષ્ટિ કરીને કહ્યું: "જોને, આ ખંડમાં બધું કેવું વેરણખેરણ પડ્યું છે ?

"અમે આ ન્હાના અંતઃપુરમાં શેઠાણીનાં કપડાં કેટલાં બધાં વાસ મારે છે ?" ગુમાન સ્વગત જ બોલ્યો.

"બાઈ સાહેબ ! આજે આ ખંડ સાફ કરવાનો મને અવકાશ જ મળ્યો નથી. હમણાં બધું બરોબર ગોઠવી દઉં છું." ચપળાએ નમ્રતાપૂર્વક કહ્યું.

તે જ ક્ષણે માનસિંગ પોતાના ખંડમાંથી બહાર નિકળ્યો અને અંતઃપુર પાસે થઇને જતાં જતાં તેણે પોતાની ડાબડી માંહેની તપખીરનો ઉપભોગ કર્યો. ડાબડીના ઢાંકણાનો કરકર અવાજ સાંભળતાં જ ગુમાનનું કાળજુ ધડકી ઉઠ્યું અને તે પેલા ન્હાના અંતઃપુરના એક ખૂણામાં બેસી ગયો.

"ચપળા ! તેં હમણાં કશો અવાજ સાંભળ્યો કે નહિ ?" પદ્માવતીબાઇએ પ્રશ્ન કર્યો.

"લક્ષ્મીદાસ શેઠ બહાર જાય છે, તેમની ડાબડીનો અવાજ તમે સાંભળ્યો હશે." ચપળાએ કહ્યું.

"વારૂ, પણ ચપળા ! ગઈ કાલે સ્નેહસંમેલનમાં સરદાર ગુમાનસિંગનો ભપકો બહુ ભારે હતો, ખરૂં કે નહિ ?" પદ્માવતી બોલી.

"મને કાંઇ તેમનો દેખાવ એટલો બધો પસંદ પડતો નથી. તેમનો ખાડા પડેલો ચ્હેરો, સરકડી સરખા હાથપગ—જાણે હાડપિંજર !" ચપળા સ્હેજ હાસ્ય કરતી બોલી.

"એ એટલો બધો દેખાવડો તો નથી જ; પણ બીજી રીતે સંભાવિત અને સુશિક્ષિત હોય એમ લાગે છે." પદ્માવતીબાઇએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"હા, જો એ જમતી વખતે અકરાંતીયાની માફક ખાતા ન હોત તો મને પણ એમજ લાગત." ચપળાએ જવાબ આપ્યો.

"હવે મારા ગરીબ બિચારા કાળજાનું શું થશે?" ગુમાન અંદર રહ્યો રહ્યો ગણગણ્યો.

"એના વાળ થોડા ઘણા સફેદ થઈ ગયા છે, નહિ વારૂ?" પદ્માવતીએ પૂછ્યું.

"એના વાળ તરફ મારૂં લક્ષ નથી ગયું." ચપળાએ કહ્યું.

"એ પણ મારૂં એક સદ્ભાગ્ય જ સમજવું;" ગુમાન સ્વગત બોલ્યો: "નહિ તો આ ચપળાએ મારા સફેદ વાળ ખેંચી કાઢવામાં બાકી રાખી ન હોત."

"લક્ષ્મીદાસ શેઠનું દિલ આપણાં સુનંદા બ્હેન ઉપર લાગ્યું હોય એમ જણાય છે." ચપળાએ થોડી વાર પછી જણાવ્યું.

"મને પણ એમ લાગે છે ખરૂં; તેમની વચ્ચેના એ પ્રેમનું વિશિષ્ટ પ્રકારનું પરિણામ આવે તો કેવું સારૂં ! લક્ષ્મીદાસ શેઠ પણ લાયક અને શ્રીમંત ગૃહસ્થ છે." પદ્માવતીબાઇએ ઉદ્ગાર કાઢ્યો.

"એ બાબતમાં તમારી ઇચ્છા પૂર્ણ થવાનો પુષ્કળ સંભવ છે." ગુમાન મનમાં ને મનમાં પટપટ્યો.

"લક્ષ્મીદાસ શેઠ પાસે કેટલી મૂડી હશે?" ચપળાએ પ્રશ્ન કર્યો.

"એની તો મને બરોબર માહિતી નથી. પરંતુ સૂર્યપૂરમાં આપણા આડતીયાની પેઢી છે તેમાં તેમનો અર્ધોઅર્ધ ભાગ છે.

એટલ જો તેમની સાથે સુનંદાનું લગ્ન થાય તો આપણી પ્રતિષ્ઠા અને તેમની સાથેના સંબંધમાં પણ વધારો થાય." પદ્માવતી બાઇએ કહ્યું.

"પણ પછી બિચારા હિમ્મતલાલની શી અવસ્થા ?"

"મને તો લાગે છે કે સુનંદાનો તેના પર બિલકુલ પ્રેમ નથી. આટલા દિવસના અનુભવથી હું જોઇ શકી છું કે લક્ષ્મીદાસ શેઠ ઉપર તે ફીદા ફીદા બની ગઈ છે."

"પણ લક્ષ્મીદાસ શેઠના વય તરફ જોતાં આપને એમ નથી લાગતું કે એ દેખીતું કજોડું છે. સુનંદા બ્હેનને હજી સોળ વર્ષ પણ પૂરાં થયાં નહિ હોય, જ્યારે લક્ષ્મીદાસ શેઠની ઉમર એથી અઢી ગણી કરતાંયે વિશેષ હશે." ચપળાએ હાસ્ય કરતાં કહ્યું.

"એ બાબતમાં કજોડાનો સવાલ જ નથી, કેમકે કોઇની રૂચી કેવી ને કોઇની રૂચી કેવી ? દુનિયામાં જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ. આપણામાં કહેવત છે ને કે પ્રેમ આંધળો છે !" પદ્માવતીબાઇએ સ્વાનુભવસિદ્ધ ઉદ્ગાર કાઢયો. કેમકે તેમની અને ગીરધરલાલ શેઠની ઉમર વચ્ચે પણ મોટો ફરક હતો.

"વારૂ, બા સાહેબ ! આપના વાળ તો મેં ઓળી નાખ્યા. હવે શું કામ કરવાનું છે ?" ચપળાએ પૂછયું.

"તેં વાળ ઓળ્યા પણ તેલ કયાં નાખ્યું છે ?" મારાં કપડાંની ઓરડીમાં આંબળાના તેલની શીશી છે, તે લઇ આવ." પદ્માવતીબાઇએ આજ્ઞા કરી.

એ સાંભળીને ગુમાનના મનની સ્થિતિ વિલક્ષણ થઈ પડી. હવે શું કરવું અને કયાં સંતાવું એની તેને સમજ પડી નહિ. તે પકડાઇ જવાનો એ ચોક્કસ—પણ એકાદી સ્ત્રીની ખાનગી ઓરડીમાં

દાખલ થવાનું કારણ પણ શું આપવું ? એ મનમાં ને મનમાં લટ-પટ કરતો દાગીનાની પેટીને ગાળો દેવા લાગ્યો. છેવટે એક રસ્તો તેને સૂઝ્યો. એક બાજુની દિવાલ આગળ શેઠાણીની રાત્રીએ ઓઢવાની શાલ લાંબી લટકતી હતી તે શાલની પાછળ તે ભરાઈ ગયો. માત્ર તેના પગના બૂટ શાલની નીચે બહાર દેખાતા હતા.

થોડી વારે દરવાજો ઉઘાડીને ચપળા અંદર આવી, અને તેલની શીશી શોધવા લાગી. એમ કરતાં તેના પગ નીચે ગુમાનના એક પગનો બૂટ ચગદાયો. એ સ્થળે બૂટ ડંખેલો હોવાથી ગુમાનના પગનું આંગળું છોલાયું હતું, એથી ચપળાના પગ નીચે તે છોલાયેલો ભાગ દબાતાં તેને કળ ચડી ગઈ. તે બૂમ પાડવાની તૈયારીમાં જ હતો. પરંતુ ધૈર્યપૂર્વક તેણે આત્મસંયમન કર્યું.

" ચપળા તેલની શીશી લઈને બહાર આવી અને બોલી: " બા સાહેબ ! શેઠ સાહેબે આપનાં કપડાંની ઓરડીમાં બૂટ રાખવાનું ક્યારથી શરૂ કર્યું છે ?"

" મારી ઓરડીમાં બૂટ ! અરે એમનું તો કામ જ એવું છે ! એ બૂટ ઉપાડીને એમના ખંડ પાસે મૂકી આવ. " શેઠાણીએ સ્હેજ ગુસ્સાપૂર્વક કહ્યું.

ચપળા પુનઃ ઓરડીમાં ગઇ અને પેલા બૂટ લેવાને માટે નીચે નમી. બૂટ તેનાથી લઇ શકાયા નહિ. કેવી રીતે લઈ શકાય ? ગુમાને પહેરેલા બૂટ તેના પગમાંથી બહાર કાઢવા જોઇએ ને ? એટલે ચપળાએ શાલ થોડીક ઊંચી કરી તો ગુમાનના ઢીંચણ સુધીનો ભાગ તેની દૃષ્ટિએ પડયો. તેણે એક મોટી ત્રાડ પાડી અને બની શકયા તેટલા વેગથી તે દોડતી બહાર આવી.

" કેમ, અલી ! બૂમ શા માટે પાડી ?" શેઠાણીએ પણ ગભ-

રાઈ જઈને પૂછ્યું.

"ખૂન—ચોર—લૂટારા !" અંતઃપુરમાંથી બહાર નિકળીને દાદર પરથી નીચે ઉતરતાં ચપળા બોલી.

"દોડો—દોડો ! આપણા ઘરમાં ચોર પેઠો છે !" પદ્માવતી પણ બૂમો પાડવા લાગી; અને એક ક્ષણભર પણ વિચાર ન કરતાં તેણે પણ ચપળાની પાછળ પાછળ નીચે ઉતરવા માંડ્યું.

એ સંધિનો લાભ લઇ ગડીયા ગુમાને પણ પોતાના ખંડમાં પલાયન કરી દીધું. તે પોતાના ખંડમાં દાખલ થયો કે તે જ વેળા-એ ગીરધરલાલ શેઠ, માનસિંગ, રામજી પટેલ, પદ્માવતીબાઇ અને ચપળા એટલાં જણાં કપડાંની ઓરડી માંહેનું ગહન ગોપ્ય શોધી કાઢવાને દાદર પર ચડીને ઉપર આવ્યાં. ગુમાન પણ બાવરી મુદ્રા કરીને પોતાના ખંડમાંથી બહાર આવ્યો અને 'શું છે—શું છે ?' કરતો તેમની સાથે મળી ગયો.

"મેં પ્રત્યક્ષ મારા હાથે જ બૂટ અને કોઇના પગનો સ્પર્શ કર્યો હતો." ચપળાએ કહ્યું.

"પણ તેનો સ્પર્શ તારા હાથને કેવા પ્રકારનો લાગ્યો ?" ગીરધરલાલે પૂછ્યું.

"જેવા બધાના બૂટ અને પગ હોય છે તેવો." ચપળાએ જવાબ આપ્યો.

"ઠીક છે, હું એ લુચ્ચાની ખબર લઉં છું." એમ કહીને પગથીઆ ઉપરથી મળી આવેલી સાવરણી હાથમાં લઇને તથા અંતઃકરણને ધીટ બનાવીને ગીરધરલાલ શેઠે એ ગૃહસૈન્યની આગેવાની લીધી. રામજી પટેલના હાથમાં પણ સાંકડાં મ્હોંનાં વાસણ ઉટકવાનો ન્હાનો લાકડાનો કુચડો હતો. તે પણ પોતાના શેઠની પાછળ

પાછળ ચાલ્યો. માનસિંગે અર્થપૂર્ણ દૃષ્ટિએ ગુમાન તરફ જોયું, અને ગુમાને પણ દૃષ્ટિસંકેતથી પોતાને લીધેજ આ બધો ઘોટાળો થઇ રહ્યો છે એમ તેને સૂચવ્યું.

"પ્રાણનાથ! પ્રાણનાથ!" પદ્માવતીએ કહ્યું: "તમે તમારો જીવ એકદમ જોખમમાં ન નાખશો."

"પ્રિયે!" પોતાની હૃદયસ્વામિનીનો લાગણીભર્યો પ્રેમળ ઉદ્ગાર શ્રવણ કરવાથી ગદગદિત સ્વરે ગીરધરલાલે કહ્યું: "પ્રિયે! કદાચ મારૂં મૃત્યુ થાય; તોપણ તારા માટે મેં પુષ્કળ સંપત્તિ એકઠી કરી રાખી છે; એટલે તારા ઉદરનિર્વાહને માટે તને કદી પણ ચિંતા કરવી પડે તેમ નથી."

પણ એ શબ્દો પદ્માવતીબાઇએ સાંભળ્યા હશે કે નહિ એ કહી શકાતું નથી. કેમકે તે તો મૂર્ચ્છિત બનીને કોચ ઉપર પડી ગઇ હતી. ચપળાએ પણ કોચ આગળ જમીન પર બેસી જઇને ઇશ્વરની કૃપાને માટે પ્રાર્થના કરવાનો પ્રારંભ કરી દીધો. હિંદુ સ્ત્રીઓ બિચારી બીજું શું કરે?

ગીરધરલાલ શેઠજી ધીમે ધીમે ડરતા ડરતા પણ નિશ્ચયપૂર્વક કપડાંની ઓરડી તરફ જતા હતા: અને ખરેખર જો માનસિંગ તથા ગુમાને આત્મસંયમન કર્યું ન હત તો આ દૃશ્ય જોઇને તેમને પુષ્કળ હસવું આવત; અને તેમના હાસ્યને લીધે બધો ભેદ ખૂલ્લો થઇ જાત!

ગીરધરલાલે જમણા હાથ વડે ઓરડીના બારણાને ધક્કો માર્યો. બારણું ખૂલી ગયું અને તેણે તેજ ક્ષણે સ્વસંરક્ષણને માટે ડાબા હાથમાં પકડેલી સાવરણી આગળ કરી. તેમણે ઓરડીમાં પ્રવેશ પણ કર્યો—એમ કહીએ તો ચાલે કે અર્ધપ્રવેશ કર્યો.

"અંદર કોઇ છે, કે શેઠ સાહેબ ?" રામજી પટેલે પૂછ્યું.

"કો–કો–ઈ ન–ન–થી !" ગીરધરલાલ શેઠજી અચકાતા અચકાતા બોલ્યા.

"કોઈ નથી !" રામજી બોલ્યોઃ "ઊભા રહો, મને અંદર જવા દો. હું આ કુચડા વડે એ ચોરનું માથું જ ભાંગી નાંખું !"

હવે શેઠજી બરોબર અંદર દાખલ થઈ ચૂક્યા હતા. તે બોલ્યાઃ

"અરે પણ અહીં તો કોઇએ નથી. પછી તું કોનું માથું ભાંગવાનો હતો ?"

અત્યારે શેઠજીની નિરાશાનો પાર રહ્યો ન હતો. કારણ કે ડુંગર ખોદવા જેટલી મહેનત લેવા છતાં ઉંદરનો પણ પત્તો નહિ ! અરે ! પણ તેની પૂંછડી માત્ર પણ હાથ ન લાગી ! તે હતાશ બનીને બોલ્યાઃ "અરે ! આ ગાંડી ચપળાએ આપણને નકામા હેબકાવ્યા !"

"નકામા હેબકાવ્યા ?" પદ્માવતીબાઇ શુદ્ધિમાં આવીને બોલી.

"હું સોગનપૂર્વક કહું છું કે ત્યાં મારા જોવામાં બૂટ આવ્યા હતા." ચપળા પણ એકદમ ઊભી થઇ ગઇ અને બોલી.

"અહીં તો બૂટે નથી ને બૂટનો પહેરનારો પણ નથી." શેઠે કિંચિત્ ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું.

"આ તો એક મોટું આશ્ચર્ય !" માનસિંગે આશ્ચર્યવ્યક્ત કર્યું.

"કદાચ એ ચોર પાછલી બારી વાટે નીચે કૂદકો મારીને કિંવા બીજી રીતે પલાયન કરી ગયો હશે !" ગુમાને પોતાનો મત પ્રકટ કર્યો.

પરંતુ એ મત પણ બધાંને સંપૂર્ણપણે રૂચતો આવ્યો નહિ. કેમકે બારી જમીનથી ઘણી ઉંચી હોવાને લીધે કૂદકો મારવાનું

સાહસ કરી શકાય તેમ ન હતું. અને બીજી રીતે દોરડા કે નિઃસરણીની સહાય સિવાય નીચે ઉતરવાનું સાધન ન હતું. દોરડાનું કે નિઃસરણીનું ત્યાં બારીની બહાર નામ નિશાન સરખું પણ ન હતું. છેવટે ગીરધરલાલ કંટાળીને દુકાનમાં ગયા અને બીજા લોકો પોતપોતાને ઉદ્યોગે લાગ્યાં. જ્યારે પદ્માવતીને પોતાના અલંકારો ગૂમ થયાનું માલૂમ પડ્યું ત્યારે તેના અંતઃપુરમાં ચોરે પ્રવેશ કર્યો હતો એ વાત તો સિદ્ધ થઈ.

પણ આ બાજુએ સુનંદા શું કરતી હતી? તે પોતાના ખંડમાં ડાબા હાથ ઉપર મસ્તક ટેકાવીને બેઠી હતી. તેના જમણા હાથમાં એક પત્ર હતો. તેની પાંપણો ઉપર અશ્રુબિંદુ ચમકતાં હતાં—નેત્રો અને કપોળપ્રદેશ પણ અશ્રુથી આરક્ત બની રહેલ હતો. દિર્ઘ નિઃશ્વાસને લીધે તેનો મનોહર સ્તનપ્રદેશ જોરથી ઊંચો નીચો થતો હતો. તથાપિ તેના ગુલાબી અધર ઉપર કિંચિત્ સ્મિત વિલસી રહ્યું હતું અને મૌક્તિકાવલી પ્રમાણે શોભતી શુભ્ર દંતપંક્તિ અર્ધ ખૂલી દેખાતી હતી.

તે દિવસે સવારે જ હિમ્મત તરફથી તેના ઉપર એક પત્ર આવ્યો હતો. એ પત્રમાં તે તરુણે પોતાનો પ્રેમ અત્યંત ઉચ્છૃંખલ રીતે પરંતુ વિનયનો લેશ પણ અતિક્રમ ન કરતાં વ્યક્ત કર્યો હતો. તેણે પત્રમાં વાપરેલી ભાષા એટલી તો મનોવેધક અને હૃદયદ્રાવક હતી કે એ વાંચતાં સુનંદાનું હૃદય ભરાઈ આવ્યું હતું. કેમકે તેનો—હિમ્મતનો પોતાના ઉપરનો પ્રેમ ગમે તેટલો નિઃસીમ હોય તોપણ તે વ્યર્થ છે—અરેરે પોતાના અંતરમાં તેને માટે પ્રેમનો ઉદ્ભવ થવાનું આ જીવનમાં કદી પણ શક્ય નથી—એમ તે પૂર્ણપણે સમજતી હતી. અર્થાત્ હિમ્મતના આ પત્રથી સુનંદાને પોતાને માટે

સ્હેજ ગર્વ ઉત્પન્ન થયા સિવાય, તેના અંતઃકરણ ઉપર એ પત્રની કે હિમ્મતના પ્રેમની લેશ પણ અસર થઇ નહિ.

તથાપિ હિમ્મતે અત્યંત આર્જવતાપૂર્વક કરેલી પ્રેમયાચના વાંચીને સુનંદાનાં નેત્રોમાં અશ્રુ આવ્યા સિવાય રહ્યાં નહિ. સુનંદા પોતાના સૌંદર્યના વિષયમાં જેટલી અજ્ઞ હતી, તેટલી જ પ્રેમ વિકારના વિષયમાં પણ હતી. તેનું અંતઃકરણ કેવળ મુગ્ધ અને પવિત્ર હતું. માત્ર તે એટલું સમજતી હતી અને તેના હૃદયમાં એટલો ભાસ થતો હતો કે હિમ્મતના પ્રેમ માટે તેના અંતરમાં સ્થાન નથી અને ભવિષ્યમાં તે સ્થાન મળી શકે તેમ પણ નથી.

તે જ ક્ષણે તેના મનમાં માનસિંગનો અર્થાત્ પોતે માની લીધેલા લક્ષ્મીદાસનો વિચાર આવ્યો. લક્ષ્મીદાસમાં શી વિશિષ્ટતા છે એ તે કહી શકે તેમ ન હતું, તથાપિ પોતાના ચિત્તને આકર્ષી લેનાર અને પોતાનાથી નહિ સમજી શકાય એવા પ્રકારના મોહમાં પોતાને મુગ્ધ બનાવનાર કાંઈ પણ અવર્ણનીય ગુણ તેનામાં—લક્ષ્મીદાસમાં છે, એમ સુનંદાને લાગ્યું. તેનું સંભાષણ તેને પસંદ પડતું, તે સદૈવ પોતાની તરફ લક્ષ આપ્યા કરતો હતો, એથી તેને અભિમાન થતું; તદપિ તે તારૂણ્યની મર્યાદાને ઓળંગીને આગળ વધ્યો છે એમ પણ તે સમજતી હતી. ગમે તેમ હોય પણ હિમ્મત કરતાં લક્ષ્મીદાસ તેને વિશેષ પસંદ પડતો. શા કારણથી, એ તે સમજી શકતી નહિ. અત્યારે તેનું અંતઃકરણ એક કોયડા સમાન થઇ પડ્યું હતું; અને તે કોયડાનું તથા તેમાં વાસ કરી રહેલી કલ્પના અને પોતાની મનોવૃત્તિનું પૃથક્કરણ કરવાનો જેમ જેમ તે પ્રયત્ન કરતી તેમ તેમ વધારે ને વધારે ઘોંટાળામાં પડી જતી.

બપોર પછી તે દિવાનખાનામાં આવી. આજે તેના મનમાં

ખાવેલા વિચારોને લીધે તેની મનોવૃત્તિને વિશેષ શ્રમ પડયો હતો. પરંતુ માનસિંગના આનંદી સ્વભાવ અને ચિત્તાકર્ષકતાને લીધે તેના અંતરનો ક્ષોભ અલ્પ સમયમાં દૂર થઇ ગયો અને તે પુનઃ ઉલ્હાસમાં આવી ગઈ. તેનો પ્રફુલ્લ બનેલો ચ્હેરો સૌંદર્યતેજથી વિશેષ ચમકવા લાગ્યો. તેની મુખમુદ્રા ઉપર સ્મિત વિલસી રહ્યું. અહા ! એ વખતે માનસિંગના મનની સ્થિતિ કેવી થઈ રહી હશે તેનો યથાસ્થિત અને સંપૂર્ણ ખ્યાલ તો માનસિંગને પોતાને જ આવી શકે. આપણે તો માત્ર કલ્પના કરી શકીએ; અને એ કલ્પના પણ અપૂર્ણ જ !

## પ્રકરણ ૬ ઠું.

### એક નવીન ઓળખાણ.

ગત પ્રકરણમાં જે બનાવનું દિગ્દર્શન આપણે કરી ગયા તેને બીજે દિવસે સ્હવારે ગીરધરલાલ શેઠના મકાન પાસે એક વિકટોરિયા ગાડી આવીને ખડી થઇ. કોચમેને પોતાના ઉંચા આસનપરથી ઉતરીને, મકાન નજીક જઈ તેની બહારની સાંકળ ઠબઠબાવી. પછી ગાડીમાંથી શ્વેત મોજાંથી આચ્છાદિત બનેલા બે પગ બહાર આવ્યા, તે પછી ઝીણી કિનારવાળું ધોતીયું, સફેદ કબજો અને કાળો કોટ, ત્યાર બાદ સોનાની મૂઠવાળી લાકડી ધારણ કરેલો હાથ અને છેવટે એક વયોવૃદ્ધ ચ્હેરો—બહાર આવ્યા. અર્થાત્ કહેવાનું તાત્પર્ય એટલું જ

કે તે ગાડીમાંથી એક સ્હાડાપાંચ ફુટની ઉંચાઈના આશરે સાઠ વર્ષની ઉમરના વૃદ્ધ ગૃહસ્થ નીચે ઉતર્યા. એ મૂર્ત્તિએ બારિ. કાઇથી ગીરધરલાલ શેઠનું મકાન બહારથી તપાસી જોયું. પ્રવેશદ્વાર ખૂલ્યું, તે અંદર દાખલ થયો અને દિવાનખાના તરફ વળ્યો. દિવાનખાનામાં ગીરધરલાલ શેઠ એકલા જ બેઠા હતા. ત્યાં આગળ આ વ્યક્તિ આવી પહોંચી. રામજી પટેલે આ વ્યક્તિના જણાવવા મુજબ અગાઉથી જ ગીરધરલાલ શેઠને જણાવ્યું હતું કે "બાલા-ભાઈ શેઠ આપને મળવાને માટે આવ્યા છે." એટલે બાલાભાઈ શેઠને જોતાં જ ગીરધરલાલ શેઠે ઉદ્ગાર કાઢ્યો: "અહો ! બાલા-ભાઈ શેઠ ! આજે આપની મુલાકાત થવાથી મને ઘણો જ આનંદ થયો છે. આપણી મુલાકાત અગાઉ એકાદ વાર દરબારના મેળા-વડામાં થઇ હશે, પરંતુ આપના ભાણેજે અનેક વાર મારી પાસે આપની લાયકાતની પ્રશંસા કરી છે."

"હા, હિમ્મત ખરેખર શાળા સ્વભાવનો અને લાયક છોકરો છે." બાલાભાઇ બોલ્યા: "ગીરધરલાલ શેઠ ! મારા એ ભાણે-જના સંબંધમાં જ મારે આપની પાસે વાત કરવાની છે. તમારે એક ભાણેજ છે, એ વાત ખરી છે ના ?"

એમ કહીને એ વૃદ્ધ ગૃહસ્થે આંખ માંડીને ગીરધરલાલના ચ્હેરા સામે જોયું. જાણે કેમ પોતાને એક ભાણેજ છે, એવો ગીરધરલાલ ઉપર મૂકવામાં આવેલો આરોપ તે કદાચ નાકબૂલ કરશે, એવી બાલાભાઈ શેઠને શંકા હોય ! ગીરધરલાલ શેઠે હકારદર્શક ઉત્તર આપ્યો.

એટલે બાલાભાઈ શેઠ આગળ બોલવા લાગ્યા: "મને એમ લાગતું જ હતું. ગીરધરલાલ ! ખરૂં કહું તો એવી મારી ખાત્રી જ

હતી; અને તેનું નામ મને લાગે છે કે" બાલાભાઈ પોતાની ખૂરસી ગીરધરલાલની બિલકુલ પાસે લઇ જઇને આસપાસ દૃષ્ટિ કરતા ધીમેથી બોલ્યા: "સુનંદા જ હોવું જોઇએ."

એ વાત પણ ગીરધરલાલે નમ્રપણે કબૂલ કરી.

"તમારે ભાણેજ છે અને તેનું નામ સુનંદા છે, એ બે વાત ઉભય પક્ષ તરફથી કબૂલ થઇ એટલે હવે આપણને આગળ બોલવાનો આધાર મળ્યો. હવે આપણે મુખ્ય વિષય તરફ વળીએ." બાલાભાઇએ કહ્યું: "હું ગઈ કાલે જ સૂર્યપૂરથી આવ્યો અને મારો ભાણેજ અત્યંત ખિન્ન હોવાનું મારા જોવામાં આવ્યું. મેં એનું કારણ તેને પૂછ્યું. તેણે પોતાની ગુપ્ત વાર્ત્તા કબૂલ કરી. શેઠ સાહેબ! તમારી ભાણેજ ઉપર—સુનંદા ઉપર તેનો પ્રેમ ચોટ્યો છે, અને એ કારણથી તે અત્યંત ખિન્ન બન્યો છે."

"એમ છે કે?" ગીરધરલાલ શેઠે સસ્મિત વદને કહ્યું.

"એમાં શો સંશય!" બાલાભાઇ બોલ્યા: "અને હું જો કે હિમ્મતનો માત્ર મામો જ છું, તોપણ મારી તેના ઉપર અતોનાત પ્રીતિ છે. તેને આનંદમાં રાખવાને માટે હું મારાથી બનતું કરવાને ચૂકું તેમ નથી. તમારી મુલાકાત લેવામાં મારો શો ઉદ્દેશ છે તેની એને બિલકુલ માહિતી નથી અને આ મુલાકાતનું ગમે તે પરિણામ આવે તદપિ આ સર્વ પ્રકાર ગુપ્ત, બિલકુલ ગુપ્ત જ રાખવો જોઇએ. કેમ, ધ્યાનમાં આવ્યું કે શેઠ સાહેબ?"

"તમારી એવી ઇચ્છા હશે તો ગુપ્ત રાખવામાં અને કાંઇ હરકત નથી." ગીરધરલાલે પોતાની અનુમતિ આપી.

"વારૂ ત્યારે, હવે આપણે આ અત્યંત મહત્વની કામગીરીના સંબંધમાં એક પગલું આગળ વધીએ. મારો ભાણેજ સર્વસ્વી

મારા ઉપર અવલંબી રહેલો છે, એ તમે જાણતા જ હશો."

"હા, હિમ્મતલાલના પિતા એકાએક ગૂમ થઈ ગયા પ ી એમને આપના સિવાય બીજો કોઇ આધાર નથી, એ મારા જાણુ-વામાં છે." ગીરધરલાલે જવાબ આપ્યો.

"તદ્દન ખરી વાત કહી." બાલાભાઇએ કહ્યું: ' હિમ્મતનો પિતા અત્યંત શ્રીમંત હતો; આ શહેરમાં તેની જેટલી સંપત્તિ હતી તે બધી એકત્ર કરીને તે વ્યાપાર પ્રીત્યર્થે પરદેશ જવાને માટે નિકળ્યો હતો એ પણ તમને માહિત હશે. તે વખતે સૂર્યપૂરની દક્ષિણે લીલાપુર નામનું ગામડું છે એ તરફ જવાને માટે તે એક ભાડાના ઘોડા ઉપર બેસીને જવાને નિકળ્યો. એ રોજ હું અને તે બન્ને સાથે સૂર્યપૂરના એક પથિકાશ્રમમાં જમ્યા હતા. પરંતુ તે દિવસથી આજ સુધીમાં હરિલાલ શેઠના સંબંધની સુવાર્તા અમારા કાને આવી નથી. તેમનું શું થયું અને શું નહિ એ કશું પણ જાણુવામાં આવ્યું નથી. તેમની સાથે તેમની સર્વ સંપત્તિ પણ ગઇ. અર્થાત્ એ સંકટને લીધે જગતમાં આગળ આવવાની હિમ્મતની આશાનો સર્વનાશ થયો; અને તેની યોગ્યતાને વધારવાનું મારૂં કર્તવ્ય થઈ પડયું છે. તેના સતત પરિશ્રમને લીધે માનો કિંવા મારી અફાટ સંપત્તિને લીધે માનો, પણ અત્યારે તે ઉત્કર્ષના રાજમાર્ગ પર આવીને દાખલ થયો છે. મારી તમામ મીલકતનો વારસ પણ તે જ છે. એટલે મારા જેવા ધનાઢ્ય મનુષ્યનો વારસ તમારી ભાણેજ સાથે લગ્ન કરવાની મહત્ત્વાકાંક્ષાને ધારણ કરે તો તેમાં કશું પણ ખોટું છે એમ હું માનતો નથી. માત્ર તમારે એક ભાણેજ છે એ વાતનો આપણે પ્રથમથી સ્વીકાર કરીને જ આગળ બોલીએ ફરીએ એટલું તમારા લક્ષમાં રાખશો."

"સુનંદાનો મનોવિકાર તમારી આ ઇચ્છાને અનુકુળ હશે તો હું એ લગ્નમાં કશું પણ વિઘ્ન આણનાર નથી. પણ તેનો હિમ્મતલાલ ઉપર એટલો પ્રેમ હોય એવું મને લાગતું નથી."

"તેનો પ્રેમ હિમ્મત ઉપર નથી?" બાલાભાઇએ આશ્ચર્ય સહ ઉદ્ગાર કાઢ્યો: "કાં વારૂ? તેણે મારા ભાણેજ ઉપર પ્રેમ કરવો જ જોઇએ. હિમ્મતની પાસે રૂપ, ગુણ અને દર વર્ષે ઓછામાં ઓછું છ હજાર રૂપીઆ જેટલું વ્યાજ પ્રાપ્ત કરવાની આશા હોવા છતાં પણ તે તેના ઉપર પ્રેમ કરતી નથી?"

"અત્યારે એ પ્રશ્નની વાટાઘાટ કરવી અનુચિત છે. હું પ્રથમ સુનંદા સાથે આ વિષયમાં વાત કરી જોઇશ અને પછી તમને જણાવીશ." ગીરધરલાલે શાંતપણે કહ્યું.

એમ કહીને તે બાલાભાઇ શેઠને પોતાના મોટા દિવાનખાનામાં લાવ્યો. તેમની સાથે પોતાના મ્હેમાનોની ઓળખાણ કરાવી.

"તમે સૂર્યપૂરથી ગઇ કાલે જ આવ્યા?" માનસિંગે પૂછ્યું: "ત્યાંના કાંઈ નવીન સમાચાર છે?"

"બીજા તો ખાસ નથી, પરંતુ મારા ભાણેજને જે એ લુટારાઓએ શામળગઢ સ્ટેશન પાસે લૂટ્યો છે, તે લોકોને પકડી આપનારને મોટું ઇનામ આપવાની જાહેરાત ત્યાંના અધિકારી તરફથી કાઢવામાં આવી છે. મને લાગે છે કે એ લુચ્ચાઓને પકડીને તેમને શિક્ષા કર્યા સિવાય ત્યાંની સરકાર રહેનાર નથી."

"ત્યારે હજી સુધી એ લુટારા પકડાયા નથી, એમ ને?" માનસિંગ બોલ્યો: "એ લોકોનાં નામ તો આપના જાણવામ હશે જ. હું સૂર્યપૂરમાં જ રહું છું, પણ અમારા રાજ્યમાં ચોરલુટારાનો ભય છે એવી તો મને ખબર જ નથી."

"એકનું નામ માનસિંગ અને બીજાનું નામ ગુમાન."

"શું ગુમાન?" માનસિંગ બોલ્યો: "સરદાર ગુમાનસિંગ! તમારૂં નામ અને એ લૂટારા માંહેના એકનું નામ એક સરખું જ દેખાય છે! તમે એ માણસોના સંબંધમાં વિશેષ કશું પણ જાણો છો કે નહિ?" આ છેલ્લો પ્રશ્ન માનસિગે બાલાભાઇને કર્યો હતો.

"ગુમાનના સંબંધમાં તો કશું પણ મારા જાણવામાં નથી. પરંતુ માનસિંગના વિષયમાં માત્ર થોડા ઘણા વર્ત્તમાન મારા સાંભળવામાં આવ્યા છે. પ્રથમ એ માણસની આર્થિક સ્થિતિ સારી હતી. તેને થોડીક જાગીર પણ હતી. પરંતુ એ બધું તેણે મદ્યપાન અને રંડીબાજીમાં તથા મોજશોખમાં ગૂમાવ્યું. તે પછી પોતાના બુદ્ધિસામર્થ્યથી મોટા મોટા શ્રીમાનોની દોસ્તી કરીને તેમને એક નહિ ને બીજી રીતે લૂટવા માંડ્યા. તેમાં તેને યશ પણ સારો મળ્યો. પરંતુ તેનાં એ દુષ્કૃત્યો ખૂલ્લાં પડી જવાથી તેનાથી સૂર્યપૂરમાં રહી શકાય તેમ નહતું એટલે તે સૂર્યપૂરનો ત્યાગ કરીને જંગલમાં ભટકવા લાગ્યો તથા ત્યારથી તેણે વાટપાડુનો ધંધો સ્વીકાર્યો. પણ ગીરધરલાલ શેઠ! ઘણો સમય થઇ ગયો જણાય છે. લ્યો, હું રજા લઇશ. આપણી વચ્ચે થયેલી વાત ધ્યાનમાં રાખજો."

એમ કહીને તે ઉપદ્રવ્યાપી વ્યાપારી એકદમ ઉઠ્યો અને પોતાની ગાડીમાં બેસીને પસાર થઇ ગયો. ગીરધરલાલ શેઠ પોતાના મ્હેમાનો સાથે પેલા બે લૂટારાઓના સંબંધમાં વાતો કરવા લાગ્યા. ભોજન સમય થતાં ત્રણે જણા જમવાને ઉઠયા.

# પ્રકરણ ૭ મું.

## પ્રેમનો અંકુર.



પ્રેમ વિકારના સંબંધમાં લખતાં નવલકથાકારો સામાન્ય રીતે પોતાની કથાનાં નાયક નાયિકાને સૌંદર્યમાં, વયમાં, રૂપમાં, ગુણમાં, લાવણ્ય આદિમાં એકબીજાને શોભે એવાં આલેખે છે. પણ આપણે જો જગતની વસ્તુસ્થિતિ તરફ કિંચિત્ લક્ષ આપીને જોઇશું તો એવું જણાઇ આવ્યા સિવાય રહેશે નહિ કે મોટે ભાગે વિષમ યુગ્મો જ પ્રેમવિકારથી બદ્ધ બનેલાં હોય છે. અત્યંત કુરૂપ મનુષ્યની સ્ત્રી અત્યંત સુંદર હોય છે; બુદ્ધિમાન્ મનુષ્ય મંદમતિ તરૂણી ઉપર પ્રેમાસક્ત બનીને તેને પોતાની ગૃહિણીના પદે સ્થાપિત કરે છે; અને અત્યંત સુશિક્ષિત સ્ત્રીઓ અજ્ઞાને ગ્રાસેલા મૂર્ખ મનુષ્ય સાથે પ્રેમસંબંધથી જોડાય છે. નમ્ર, દૂરદર્શી અને સદ્ગુણી બાલિકા એકાદા દુર્ગુણી તરૂણની શય્યાભાગિની થાય છે; અને અત્યંત શાંતવૃત્તિનો મનુષ્ય એકાદી ઉચ્છૃંખલ વર્તનવાળી સ્ત્રીને આધીન બની જાય છે. સારાંશ એટલો જ કે પ્રેમ હમેશાં વિરૂદ્ધ પદાર્થમાં વસે છે.

માનસિંગ ઉપર સુનંદા પૂર્ણપણે પ્રેમાસક્ત બની હતી. આજ પર્યંત આ કોમળ મનોવિકારનો તેના અંતઃકરણને કદી પણ સ્પર્શ થયો ન હતો. આ સમયે પ્રથમ જ અનુભવવામાં આવેલો પ્રેમ તેને કેટલો નૂતન લાગતો હશે, અને સ્વાભાવિક રીતે જ માનસિંગ પ્રત્યેની તેની ભક્તિ કેટલી શુદ્ધ અને ઉદાત હોવી જોઇએ, તેની

કલ્પના વાચકો પોતાની મેળે જ કરી લેશે.

પ્રેમ એ પણ એક અજબ વસ્તુ છે. એ વિકાર એવો છે કે તે મનને આધીન નથી, પરંતુ ઉલટું મન પ્રેમથી અંકિત બની ગયેલું હોય છે. 'જા' કહેવાથી તે જતો નથી અને 'આવ' કહેવાથી તે એકદમ આવતો પણ નથી. તે પોતાની ઇચ્છા પ્રમાણે એક ચોરની માફક ધીમે ધીમે અંતઃકરણમાં પ્રવેશ કરે છે. તેનો પ્રવેશ થાય છે કે કેમ એ મનુષ્યના સમજવામાં પણ આવતું નથી. અને આપણામાં તેનું અસ્તિત્વ છે એમ જાણવામાં આવે તે પહેલાં જ આપણા અંતઃકરણ ઉપર તેનું સામ્રાજ્ય પૂર્ણપણે સ્થાપિત થઇ જાય છે.

માનસિંગના સંબંધમાં પોતાની મનોવૃત્તિ જ્યારે સુનંદાના જાણવામાં આવી ત્યારે તેને એમ લાગ્યું કે પોતે આ એક ગુન્હો કરે છે ! તેનું ચિત્ત અસ્વસ્થ બન્યું. તેના તરફ કોઇ સામાન્ય રીતે જોતું કે તે પોતે જાણે અપરાધિની હોય તે પ્રમાણે નયન નીચાં ઢાળી દેતી. કોઈ સહજ કશો પ્રશ્ન કરે કે ચમકતી—જાણે કેમ પોતાના ઉપર કોઇ અનીતિનો આરોપ કરશે, એવી તેના મનમાં સતત ભીતિ રહ્યા કરતી હતી. તથાપિ તે પોતે કશું પણ અનુચિત કાર્ય કરતી નથી, એ બાબત તેની ખાત્રી થતી. કૌમાર્યાવસ્થામાં મુગ્ધ અંતઃકરણ ઉપર અત્યંત પવિત્ર વાસનાનું પણ આવું જ વિલક્ષણ પરિણામ આવે છે.

એક દિવસે રાત્રીભોજન કર્યા બાદ માનસિંગ બોલ્યો: "ગીરધરલાલ શેઠ ! આવતી કાલે મારે આપ સર્વની રજા લેવી પડશે. અહીંઆ વીશ દિવસ રહેવાનો મારો વિચાર હતો એ મુદત પૂરી થઇ ગઇ."

"બસ, આવતી કાલે જ ?" ગીરધરલાલ શેઠે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"આવતી કાલે જ ?" સુનંદા એકાએક પટપટી. તેનો ચ્હેરો એકદમ ફીક્કો પડી ગયો. પરંતુ તેની અંતર્ગત મનોવૃત્તિનું આવિષ્કરણ માનસિગ સિવાય બીજા કોઈના લક્ષમાં આવી શકયું નહિ.

માનસિંગના મુખ ઉપર વિજયપૂર્ણ હાસ્યની છટા વિલસી રહી; અને 'કદાચિત્ બીજા થોડાક દિવસ રહેવા ધારૂં તો હરકત નથી,' એમ તે બોલ્યો. તેના એ શબ્દો કર્ણપુટ પર જતાં જ સુનંદાની મુદ્રા પુનઃ પ્રફુલ્લ દેખાવા લાગી. કારણ કે આ અસાધારણ પુરુષે તેનું હૃદય પૂર્ણપણે પોતાની તરફ આકર્ષી લીધું હતું—એ આકર્ષણ એટલું બધું તીવ્ર હતું કે તેના વેગ પાસે સુનંદાનો કશો ઉપાય જ ન હતો. તેના પવિત્ર આત્માના અત્યંત શુદ્ધ અને ઉદાત પ્રેમવિકારનો માનસિંગ એક ખાસ વિષય થઈ પડ્યો હતો.

સામા મનુષ્યના અંતઃકરણમાં થતી હીલચાલ જાણી લેવાની માનસિંગમાં શકિત હતી. તેથી ઉચ્ચ કોટીએ જઈ પહોંચેલા સુનંદાના એ મનોવિકારને તેણે ક્યારનોયે પિછાની લીધો હતો; પોતાનો અપવિત્ર હેતુ સિદ્ધ કરી લેવાના કામમાં એ નિષ્કપટ બાલિકાના મુગ્ધપણાનો ઉપયોગ કરવો, એવો તેણે પ્રથમથી જ નિશ્ચય કરી રાખ્યો હતો.

રિવાજ મુજબ સમય થતાં સર્વ જણ નિદ્રાવશ થવાને માટે પોતપોતાના ખંડમાં ગયાં. નિદ્રા પૂર્વે શેઠજીએ પદ્માવતીને કહ્યું: "લક્ષ્મીદાસ શેઠ ચંદ્રનગરમાંથી વિદાય થતાં પહેલાં સુનંદાને પોતાની પત્નીનું પદ શોભાવવાને વિનતિ કરશે એમ લાગે છે."

"એમ થાય તો બહુ જ સારૂં." શેઠાણીએ પણ ઉત્સાહપૂર્ણ

રીતે જવાબ આપ્યો. પછી તેમની વચ્ચે એ વિષયમાં વિશેષ વાર્તાલાપ થયો નહિ.

બીજે દિવસે સ્હવારે **ગીરધરલાલે બાલાભાઇ** શેઠ ઉપર એક પત્ર લખી મોકલ્યો. તેમાં નીચેની મતલબનું લખાણ હતું:—

"સુનંદા હિમ્મતલાલને પોતાના એક અતિ ઉત્તમ મિત્ર માને છે, અને તેમણે તેના સંબંધમાં દર્શાવેલી લાગણી અને પ્રેમ માટે કૃતજ્ઞતા પણ પ્રદર્શિત કરે છે. પરંતુ મુખ્ય મુદ્દો એ છે કે સુનંદાના અંતરમાં, જે પ્રકારનો પ્રેમ પોતાના પ્રિયકર પ્રત્યે એક તરૂણીનો હોવો જોઇએ, એવા પ્રકારનો પ્રેમ હિમ્મતલાલ પ્રત્યે જરી પણ નથી. એથી અત્યંત દિલગીરીની સાથે આપની માગણીનો અસ્વીકાર કરવાની મને ફરજ પડે છે. જો કે એથી હિમ્મતલાલની યોગ્યતાના સંબંધમાં મારા કિંવા સુનંદાના મનમાં કશી પણ શંકા છે, એવો વિચાર આપ આણશો નહિ એવી આશા છે."

## પ્રકરણ ૯ મું.

### "હું તમારા ઉપર પ્રેમ કરીશ !"



આ બાજુ **માનસિંગ** દિવાનખાનામાં આમથી તેમ અને તેમથી આમ ત્વરિત ગતિએ આંટા મારતો હતો; તેના ચ્હેરા પર એક પ્રકારનું અભિમાનપૂર્ણ હાસ્ય વિલસતું હતું; તથાપિ તેની મુદ્રા કિંચિત ક્ષુબ્ધ બનેલી દેખાતી હતી; અને એમાંદા આનંદદાયક વર્તમાનની તે અત્યંત

ઉત્સુકતા પૂર્વક રાહ જોતો હોય એમ લાગતું હતું, વચ્ચે વચ્ચે દિવાલ ઉપર ટાંગેલા એક મોટા અરીસામાં પોતાની પ્રતિમૂર્તિ નિહાળતો અને પોતાની જીજ્ઞાસા—એને અભિમાન કહીશું તો પણ ચાલશે—તૃપ્ત થતાં પુનઃ દિવાનખાનામાં ભ્રમણ કરવાનો પ્રારંભ કરતો.

એ પ્રમાણે આશરે પંદરેક મીનિટ પસાર થઈ ગયા બાદ ધીમેથી બારણું ઉઘડયું અને સુનંદા અંદર દાખલ થઈ.

તેનો કપોલપ્રદેશ તદ્દન નિસ્તેજ દેખાતો હતો. તેનાં નિલવર્ણ નેત્રો જળથી ભરેલાં હતાં. તેણે ઉત્કંઠાપૂર્ણ વદને ચોતરફ દૃષ્ટિ કરી. તેની નજરે માનસિંગ પડયો કે તે એકદમ ચમકી ગઈ; એટલું જ નહિ પણ તે ખંડમાંથી ચાલ્યા જવાનો પણ તેને વિચાર થયો.

પરંતુ ઉચ્છૃંખલ મનોવૃત્તિને સ્વાધીન બનીને ક્ષણ વાર વિચાર કર્યા બાદ એકદમ આગળ ધસીને તેણે માનસિંગને ગાઢ આલિંગન આપ્યું; પોતાનું મસ્તક તેની છાતીમાં છૂપાવી દીધું—મુખ ઊંચું કરીને પોતાના પ્રિયતમની સામે જોવાનું અત્યારે તેનામાં ધૈર્ય ન હતું.

જે બાલિકા એક વેળા અત્યંત બ્હિકણ અને શરમાળ હતી, તેજ અત્યારે પોતાનું સર્વસ્વ પોતાના પ્રિયકરને સ્વાધીન કરે છે—એટલો તેના વર્તનમાં ફેર પડેલો જોઇને સ્વાભાવિક રીતે એવી કલ્પના થઈ શકે છે કે તેની મનોવૃત્તિમાં પણ એવો જ કાંઇ વિલક્ષણ ફેરફાર થયેલો હોવો જોઇએ!

"લક્ષ્મીદાસ! લક્ષ્મીદાસ!" તે અત્યંત દુઃખિત સ્વરે બોલી: "મારા મામા તરફ કિંવા મારી મામી તરફ ઊંચું મુખ કરીને

હવે હું કેવી રીતે જોઈ શકીશ?"

"પ્રિયે! શાંત થા." માનસિંગ અત્યંત કોમળ અવાજે બોલ્યો: "મારા અમર્યાદિત પ્રેમ તરફ દૃષ્ટિ કરીને તારે મને ક્ષમા જ કરવી જોઇએ. વળી જે બનાવ બની ગયો છે તે તારા મામા કિંવા મામી જાણી શકે તેમ પણ નથી."

"પણ મારા મનને બિલકુલ ચેન પડતું નથી." પોતાના પ્રિયકરના હૃદય ઉપર પોતાનું મસ્તક પૂર્વવત્ રાખીને સુનંદા બોલી: "મારો તમારા ઉપર પ્રેમ છે એ વાત ખરી—મારા પ્રેમની પ્રતીતિ તમને કરી આપવાને હું ગમે તે કરવાને અચકાઉં તેમ નથી અને તમે પણ મારા ઉપર તેટલો જ પ્રેમ કરશો એવી મને આશા છે—પણ હું શું કરૂં? મારૂં મન મને ખાવા ધાય છે!"

"સુનંદા! તારો પ્રિયકર એક આબરૂદાર માણસ છે એ લક્ષમાં રાખ; એટલું જ નહિ પણ તેનો તારા ઉપર નિઃસીમ પ્રેમ છે." માનસિંગ અધિક મૃદુ સ્વરે બોલ્યો: "હું તને ફસાવીશ, એવી તો તું મનમાં શંકા પણ ન લાવીશ. મારી પ્રતિજ્ઞા ઉપર વિશ્વાસ રાખીને સ્વસ્થ થા."

"હા, હું સ્વસ્થ બનીશ." તે બાલિકા પોતાના હૃદયદુઃખને શમાવવાનો નિરર્થક પ્રયત્ન કરતી બોલી: "પણ જ્યારે તમારો મારા ઉપર પ્રેમ હતો ત્યારે મારા તમારા ઉપરના પ્રેમની ખાત્રી મેળવવાને માટે તમે આવું કૃત્ય કરવાની ફરજ મને શા માટે પાડી? હું જેવો તમારા પ્રેમ ઉપર વિશ્વાસ રાખું છું, તેવો વિશ્વાસ મારા પ્રેમ ઉપર રાખવામાં તમને શી હરકત હતી?"

"સુનંદે! મારા માટે એવી શંકા ન આણ. પ્રત્યક્ષ પરમેશ્વરની સન્મુખ તને સર્વસ્વી મારી બનાવવાને માટે મેં એમ કર્યું

હતું. અર્થાત્ આપણે બન્ને એક બની ગયાં છીએ. હવે તો માત્ર તારી સાથે મારૂં લગ્ન કરવાની વાત તારા મામાને કરીને જનસમાજની દૃષ્ટિએ તને મારી અર્ધાંગના બનાવવાનું કાર્ય બાકી રહ્યું છે." માનસિંગે ઉત્તર આપ્યો.

"પરંતુ આ કૃત્ય આપણાથી થવા પામ્યું તે પહેલાં જ જો આપણાં લગ્ન થઇ ગયાં હોત તો કેવું સારૂં હતું ને?" સુનંદા અશ્રુપૂર્ણ વદને બોલી: "જનસમાજની દૃષ્ટિએ હું તમારી પત્ની બનીશ ત્યાં સુધી મને એક ક્ષણભર પણ શાંતિ કે સૌખ્ય મળશે નહિ. લક્ષ્મીદાસ! ઇશ્વરની દૃષ્ટિએ જ્યારે હું તમારી પત્ની થઇ ચૂકી છું ત્યારે લૌકિક રીતે મારી સાથે લગ્ન કરવામાં વિલંબ શા માટે? હું તો ધારૂં છું કે એ કાર્ય હવે જેમ બને તેમ જલદીથી જ કરવું જોઇએ. પરંતુ લગ્ન થયા પછી તમે મને એવું તો કદી કહેશો નહિને કે–'તેં કૌમાર્યાવસ્થામાં મારી માગણીને માન્ય કરી એટલે જ પછી મારે તારી સાથે લગ્ન કરવું પડ્યું!'. તમે જાણો છો કે મારો તમારા ઉપર પ્રેમ છે. એ પ્રેમને લીધે હું તમારૂં કથન ઉથાપી શકી નહતી. તમે એ વખતે મને આશ્ચર્યચકિત બનાવી દીધી. મારા મનમાં ભીતિ ઉત્પન્ન કરી, મારા પ્રેમઘેલાપણાનો દુરુપયોગ—"

"પ્રિયે! એવી નિરર્થક ભીતિ તું તારા અંત:કરણમાંથી કાઢી નાખ. એ કૃત્ય માટે પશ્ચાત્તાપયુક્ત ઉદ્ગાર મારા મુખમાંથી કદી પણ નિકળનાર નથી અને તે માટે હું તને પણ દોષ દેનાર નથી. કેમકે જે સમયે તેં મને-સુખી બનાવ્યો—આનંદસાગરમાં ન્હવરાવ્યો—તારા અધરામૃતનું પાન કરાવ્યું, એ પ્રસંગનું સ્મરણ થતાં મને લેશ પણ માઠું લાગનાર નથી. એમાં તારો કિંચિત્ માત્ર પણ અપરાધ હતો જ નહિ. તો પછી એ માટે હું તને ભવિષ્યમાં મ્હેણું મારીશ. એવી

કલ્પના પણ નકામી છે." માનસિંગે તેનું સાંત્વન કર્યું.

"તમારા આ શબ્દોથી મને એટલો બધો આનંદ થાય છે કે એનું વર્ણન હું કરી શકું તેમ નથી. હા, જો એ કૃત્ય માટે તમે મને દોષ આપશો તો એ મને અસહ્ય થઇ પડયા વિના રહેશે નહિ! અને લક્ષ્મીદાસ! એટલું ધ્યાનમાં રાખજો કે પ્રથમ મારી અને તમારી પિછાન થઈ ત્યારે હું કેવળ પવિત્ર હતી, નિષ્પાપ હતી, પ્રેમવિકારના અનુભવથી રહિત હતી. હું પ્રથમ તમારા ઉપર જ અનુરકત થઇ–મેં મારૂં સર્વસ્વ–મારૂં શિયળ પણ તમને સોંપ્યું. હવે મારૂં અંતઃકરણ તમારા સ્વાધીનમાં છે. માત્ર તમે મને ફસાવશો નહિ–આવી સ્થિતિમાં મારો ત્યાગ કરી દેશો નહિ!"

"પ્રિયે! તને ફસાવ્યાથી–તારો ત્યાગ કરવાથી મારો કયો સ્વાર્થ સિદ્ધ થઇ શકે તેમ છે? તું તરૂણ છે, સુંદર છે, સદ્‌ગુણી છે, શ્રીમંત છે અને—"

"લક્ષ્મીદાસ! 'તું સુંદર છે, શહાણી છે,' એવું તમ મને વારંવાર કહેતા રહેજો. એથી મારા મનમાં થોડોક આત્મવિશ્વાસ ઉત્પન્ન થશે." સુનંદા પોતાના પ્રિયકરની છાતીમાં છૂપાવેલું મુખ ઉંચું કરીને તેના ચ્હેરા તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિએ જોતી બોલી: "હું શ્રીમંત છું એ વાત ખરી, પણ મારી તમામ મીલકત તમારી જ છે. મારા મનને એમ થાય છે કે તમને સંતુષ્ટ કરવાને આખી દુનિયાની સંપત્તિ મારી પાસે હોત તો કેવું સારૂં! હું તરૂણ છું એની ના પાડતી નથી, પરંતુ મારૂં તારૂણ્ય મેં તમને જ અર્પણ કરી દીધું છે. હા, હું સૌંદર્યવતી છું, સદ્‌ગુણી છું, એવું તમને લાગશે તો એથી મારા મનને ઘણું જ સુખ થશે–કેમકે હું સમજીશ કે હજી પણ તમારા હૃદય ઉપર મારો કાબૂ છે."

" સુનંદા ! એમ ન બોલ." એ લૂચ્ચાએ કહ્યું: " આ ભાષા સંશયશીલપણાની અને અવિશ્વાસની છે. મારી સાથે તારે આવું વર્તન રાખવું તે યોગ્ય ન ગણાય."

" માફ કરો, માફ કરો !" તે બિચારી બોલી: " મારા મનનું સાંત્વન કરવાને માટે જ એ શબ્દો મેં ઉચ્ચાર્યા હતા. ડૂબતું મનુષ્ય ઘાસના એકાદા તરખલાનો આશ્રય લેવાને તત્પર બની જાય એ દેખીતું છે. એવી મારી સ્થિતિ છે એમ મને લાગે છે. જો કે મારે એવું અસ્થિર મન રાખવું તે યોગ્ય નથી એમ હું સમજાું છું. લક્ષ્મીદાસ ! હું તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીશ, તમારા વિષયમાં બિલકુલ શંકા નહિ આણું: અરે તમે કદાચ આ પૃથ્વીતલ ઉપરના નીચ મનુષ્યોમાં પ્રમુખ હશો તોપણ તમારા ઉપરની મારી શ્રદ્ધા અટલ જ રહેશે."

" મુગ્ધ બાલિકે ! તારી મારા ઉપર એટલી બધી અંધશ્રદ્ધા હોય એ શક્ય નથી. તું જે બોલે છે તે તું પોતે જ સમજી શકતી નથી. સમજ—આપણે એક દષ્ટાંત રજુ કરીએ—સમજ કે હું દુષ્ટ, લુચ્ચો અને હજારો ગુન્હા કરી આવેલો માણસ છું, એવું તારા જાણવામાં આવ્યું; તને કોઇએ કહ્યું કે મારૂં વર્તન અત્યંત નીચ છે, મેં છદ્મ વેષ અને બનાવટી નામ ધારણ કરેલું છે,—"

" લક્ષ્મીદાસ ! લક્ષ્મીદાસ ! એવું ભયંકર ચિત્ર મનમાં શા માટે લાવવું જોઇએ ?" પ્રસ્તુત શબ્દો ઉચ્ચારતાં પોતાના પ્રિયકરની બનેલી ચમત્કારિક મુદ્રા જોતી તે બોલી.

" પ્રથમ તું સાંભળી લે." માનસિંગે આવેશપૂર્વક કહ્યું: " સમજ કે એ સર્વ હકીકત તારા કાન ઉપર આવી એટલું જ નહિ પણ હું બદમાશ લટારો છું, મનુષ્યકોટીનાં અત્યંત નીચ

પ્રાણીઓમાંનો એક છું, એમ પણ તારા જાણવામાં આવ્યું; તો પછી તને મારે માટે કેવું લાગશે એ તું મને સ્પષ્ટ અંતઃકરણ પૂર્વક જણાવ."

ક્ષણ માત્ર સુનંદા સ્તબ્ધ બની ગઇ. પોતાના પ્રિયકરની બોલવાની છટા જોઇને તે બિલકુલ વિસ્મીત બની ગઈ હતી. એટલું જ નહિ–ક્ષણમાત્ર તે પોતાનું દુઃખ વિસરી ગઇ અને એક સરખી દષ્ટિ કરીને પોતાના પ્રિયકરના મુખ સામે જોઈ રહી.

તેનો મનોવિકાર માનસિંગ જાણી ગયો અને તે પણ ભયભીત બની ગયો.

"મને કેવું લાગશે, એમ પૂછો છો? હું શું કરીશ, એ જાણવા માગો છો?" સુનંદાએ મૌન્યનો ત્યાગ કરીને ઉદ્ગાર કાઢયો: "હું તમારા ઉપર પૂર્વવત્ નિઃસીમ પ્રેમ કરીશ; કારણ કે તમારૂં મારી સાથેનું વર્ત્તન પ્રેમળપણાનું છે. તમને હું પશ્ચાત્તાપનો માર્ગ દર્શાવીશ. તમારો આખા જગતે તિરસ્કાર કર્યો હશે, તમામ મનુષ્ય જાતિએ તમને નિંદ્ય ઠરાવ્યા હશે, તદપિ તમારા ઉપરના મારા પ્રેમમાં લેશ પણ ઘટાડો થશે નહિ. તમારા મનમાં તમારાં દુષ્કૃત્યો બદલ કષ્ટ થતું હશે તો હું તમારૂં સાંત્વન કરીશ—તમારા સુખદુઃખની ભાગિયણ બનીશ. પરંતુ આવી નિરર્થક કલ્પનાને મનમાં સ્થાન પણ શા માટે આપવું જોઇએ?"

"સુનંદા! વિષય બદલાવવાનો નિષ્કારણ પ્રયત્ન ન કર. સમજ કે આ વાત ખરી જ છે, અને મારે ખાતર સ્વાર્થત્યાગ કરવાનો પ્રસંગ તને પ્રાપ્ત થનાર જ છે!" માનસિંગ નશો કરેલા માણસના જેવા ઘેરા અવાજે બોલ્યો.

"શું કહો છો?" એ તરૂણીએ ગભરાઇને પ્રશ્ન કર્યો.

"હું કહું છું કે તને ફસાવવાનું હું બિલકુલ પસંદ કરતો નથી. મારો તારા ઉપર અમર્યાદ પ્રેમ છે. તારા સિવાય બીજા કોઈના ઉપર હું કદી પણ પ્રેમ કરનાર નથી—"

"તો પછી આ જગતમાં કાંટાના ભરેલા માર્ગમાં થઈને પણ તમારી સાથે ઉઘાડા પગે ચાલવા હું તૈયાર છું." સુનંદાએ આવેશપૂર્વક વચ્ચે જ ઉદ્ગાર કાઢયો.

"જો તું એ પ્રમાણે કરીશ, મારો ત્યાગ નહિ કરે તો તારા પ્રેમનો અધિકારી અયોગ્ય હતો એવું તને ભવિષ્યમાં કદી પણ લાગશે નહિ. સુનંદે! હમણાં મેં તને જણાવી એ વાત હવે ખરી જ છે–મારે મારૂં જીવન સુધારવું જોઈએ એ વાત બિલકુલ સત્ય છે. હિમ્મતલાલના મામા બાલાભાઈ શેઠે જે વ્યક્તિના સંબંધમાં કહ્યું હતું એ તારા સ્મરણમાં તો હશે જ ?"

"હા, એ વિષયનું વિસ્મરણ શી રીતે થઈ શકે ?" સુનંદા કમ્પતી કમ્પતી બોલી.

"વારૂ, એમ માન કે હું તે મનુષ્ય જેટલો નીચ છું–સમજ કે હું જ તે નીચ મનુષ્ય છું–તોપણ તું શું મારા ઉપર પ્રેમ કરીશ ?"

"હા, અલબત્ત કરીશ. મારૂં હૃદય હવે મારા તાબામાં નથી. તમે પ્રત્યક્ષ માનસિંગ લૂટારા હો તોપણ અત્યારે તમારા ઉપર મારો પ્રેમ છે એટલો જ ભવિષ્યમાં પણ રહેશે."

"તું મારી સાથે લગ્ન કરવાને પણ તૈયાર થઈશ ?" માનસિંગે પૂછયું: "વિચાર કર, એવા ગુન્હેગારની સાથે તું લગ્ન કરીશ તો તારી પ્રતિષ્ઠાને ધક્કો બેસશે–સર્વ સ્ત્રીઓ તારો તિરસ્કાર કરશે–કુટુંબ, ઈષ્ટમિત્ર, આપ્તવર્ગ, ઘરબાર, એ સર્વ તારે છોડવું પડશે. ના, માત્ર એટલું જ નહિ પણ તારા ધણીને ફાંસીએ લટ-

કતો જોવાનો પણ તારા ઉપર પ્રસંગ આવી લાગશે. ''

"તમે મારી જોઇએ તેટલી પરીક્ષા લ્યો. હું જેવી છું તેવી ને તેવી જ રહીશ. સર્વશક્તિમાન્ અને સર્વસાક્ષી પરમાત્માનું સ્મરણ કરીને હું કહું છું કે તમે ગમે તે હશો તોપણ હું તમારા ઉપર પ્રેમ કરીશ. તમારા સિવાય બીજા કોઇની પણ પત્ની થવાનું હું પસંદ કરીશ નહિ. તમે જ્યાં હશો ત્યાં હું તમારી સાથે આવીશ!"

"શું ? પ્રિય **સુનંદે** ! ત્યારે તું સર્વસ્વી મારી જ છે ?" એ બાલિકાને પોતાના હૃદય સાથે ચાંપતો **માનસિંગ** બોલ્યો: "પરંતુ જે સત્ય છે તે સાંભળવાને માટે તારા મનને તૈયાર કર. એ સત્ય ભવિષ્યમાં તારા સાંભળવામાં તો આવનાર જ છે; તો પછી બીજાની કનેથી જાણવા કરતાં મારા મુખેથી જ તું એ સાંભળે તે વધારે યોગ્ય."

"બોલો, બોલો." ભયભીત બનેલી **સુનંદા** બોલી: "તમે દેખાઓ છો તેવા નથી, પરંતુ કોઇ ચમત્કારિક વ્યક્તિ છો એમ હવે મારા મનમાં લાગવા માંડયું છે. પણ મારી પ્રતિજ્ઞાનું સ્મરણ કરો અને તમારે જે કહેવું હોય તે કહો. એ સાંભળવાને મારો આત્મા તૈયાર છે. માત્ર મારા વચન ઉપર વિશ્વાસ રાખજો–પછી ભલે તમે લૂટારા હો કિંવા ખૂની હો !"

"તારી એવી જ ઇચ્છા છે તો હું તને કહું છું." **માનસિંગ** બોલ્યો: "પહેલી વાત તો એ કે હું તારા મામાનો આડતીયો લક્ષ્મીદાસ નથી. એ નામ મેં કાંઇક કારણને માટે ધારણ કરેલું છે."

"બોલો, આગળ બોલો." સુનંદા કમ્પિત સ્વરે બોલી.

"મારો મિત્ર સરદાર નથી પણ મારો એક ગુન્હેગાર સોબતી જ છે. હવે માત્ર મારૂં નામ જ કહેવાનું બાકી રહ્યું છે. પણ

સુનંદા ! લક્ષમાં રાખજે–તેં સોગન ખાધેલા છે."

"બોલો, બોલો. હું સર્વસ્વી તમારી જ છું. મારો પ્રેમ તમારા જ ઉપર છે અને મારી સ્થિતિ પણ એવી છે કે હવે મારે જાહેરમાં પણ તમારી જ પત્ની તરીકે રહેવું જોઇએ."

"વારૂ, તારા પ્રિયકરનું નામ શ્રવણ કરતાની સાથે જ તારા અંતઃકરણને ધક્કો લાગનાર છે અને તેનાં કૃત્યો સાંભળીને તારા અંગને રોમાંચનો અનુભવ કરવો પડે તેમ છે, એમ છતાં પણ તેં તેના ઉપર પ્રેમ કરવાની પ્રતિજ્ઞા લીધી છે એ લક્ષમાં રાખ–મારી સામે એક વખત દ્દષ્ટિપાત કર–અને મારી અર્ધાંગના થવાને માટે તારૂં મન તૈયાર છે કે નહિ તેનો એક વખત પુનઃ વિચાર કરી જો. કારણ કે હું બીજો કોઇ નહિ પણલુટારો માનસિંગ પોતે જ છું !"

સુનંદા ક્ષણ માત્ર પોતાના પ્રિયકરના મુખ સામે જોતી સ્તબ્ધ રહી, અને પછી એકદમ મૂર્ચ્છિત બનીને તેના અંગ ઉપર ઢળી પડી. માનસિંગે પોતાની પ્રિયતમાને સાચવી લીધી, અને તેને સંભાળીને કોચ ઉપર સૂવાડી દીધી.

પાંચ–દશ મિનીટ બાદ તે શુદ્ધિમાં આવી. તેણે પોતાનાં નેત્રો ખોલ્યાં. પ્રથમ તો તેણે તિરસ્કારયુક્ત મુદ્રાથી માનસિંગની તરફ જોયું. પરંતુ એકાએક તેને ભયંકર પ્રસંગનું સ્મરણ થયું–તે બેઠી થઇ અને તેણે એ દુષ્ટને પોતાના બાહુપાશમાં ધરીને દ્દઢ આલિંગન આપ્યું. તેનાં અને તેના પ્રિયકરનાં અશ્રુ એકમેક સાથે મળી ગયાં ! કેમકે તે વખતે ધાડપાડુ માનસિંગનાં નેત્રોમાંથી પણ દુઃખાશ્રુ વહેતાં હતાં !

આખા જન્મારામાં રૂદન કેવું હોય છે એની જેને માહિતી ન હતી, એ માનસિંગ, પોતાના અપરાધને માટે એક તરૂણ સુંદર

બાલિકાનાં નેત્રામાંથી દુઃખસંતપ્ત અશ્રુ ખરી રહ્યાં છે એ જોઇને રડવા લાગ્યો, અને એ પવિત્ર બાષ્પબિંદુથી પોતાનાં અંતઃકરણની સર્વ મલિનતા ધોવાઈ ગઇ છે, એમ તેને ક્ષણભર લાગ્યું.

પણ એ દુઃખ જેમ અલ્પ કાળ જ ટકનાર હતું, તે પ્રમાણે તેના મનનો પશ્ચાત્તાપ પણ માત્ર ક્ષણભર જ રહ્યો. પુનઃ માનસિંગ પૂર્વ પ્રમાણે જ નિષ્ઠુર હૃદયનો બની ગયો ! હાય ! પ્રિય વાચક ! માનસિંગના ઉદ્ગારોને પ્રેમ કહેવો કે પ્રપંચ ? એનો વિચાર તું જ કરી લે. આગળ વાંચ અને તને માહિતી મળશે-વિચાર કરવાને માટે સાધન પ્રાપ્ત થશે.

---

## પ્રકરણ ૯ મું.

### ખૂન !

તે જ દિવસે બપોર પછી માનસિંગે ગુમાનને પોતાની પાસે એકાંતમાં બોલાવીને કહ્યું: " દોસ્ત ! મારૂં કથન લક્ષ દઇને સાંભળ ! હું જન્મતી વખતે શ્રીમંત હતો ખરો, પરંતુ મારી મીલકત મેં જુવાનીમાં આવતાં જ વેડફી નાંખી અને મારી સ્થિતિને કાયમ રાખવાને માટે ગમે તેવા કાર્યમાં મને મારી બુદ્ધિનો ઉપયોગ કરવો પડયો હતો, પણ અલૌકિક બુદ્ધિમત્તાવાળા માણસની સદૈવ એવી જ સ્થિતિ હોય છે. તેને અને જગત્‌ને મેળ ખાતો નથી. ખરૂં કહીએ તો આપણા જેવા વિચિક્ષણ માણસની ધારણાને

કાઇ પણ બરાબર રીતે સમજી શકતું નથી; અને નવીન બાબતની શોધ કરતાં કરતાં એકાદી વ્યક્તિની મીલકત ઉપર આપણને કાબૂ મેળવવો પડે છે. આપણે મનુષ્યપ્રાણી તમામ એક સરખાં જ છીએ. માટે તમામ મનુષ્યોની સ્થિતિ પણ એક સરખી જ હોવી જોઇએ. અમુક શ્રીમંત અને અમુક ગરીબ એવો ભેદ હોવો જોઇએ નહિ. મારો એ તાત્વિક બુદ્ધિવાદ પોલિસના અધિકારીથી કિંવા ન્યાયાધીશથી બિલકુલ સમજાતો નથી. તો પછી એવા મૂર્ખ અને ઉલટી સમજણવાળા મનુષ્યોથી ભરેલા જગતમાં કરવું પણ શું ? અર્થાત્ તેમણે રચેલા મૂર્ખતાભર્યા કાયદાને અનુસરીને ચાલવા સિવાય ગત્યંતર જ નહિ. શ્રીમંતોને શ્રીમંત તથા ગરીબોને ગરીબ રહેવા દેવા જોઇએ."

"તારા આ બડબડાટનું નિશાન કઈ દિશા તરફ છે?" ગુમાને કંટાળીને પ્રશ્ન કર્યો.

"મારો વિચાર એવો છે કે આ સાહસિકતા અને સ્વાર્થત્યાગનો માર્ગ છોડી દેવો—કારણ કે હજી જગત આપણા વિચારની સમાન્તર હદ સુધી પહોંચ્યું નથી—અને લગ્ન કરી નાખવું. સુનંદા મારી સાથે લગ્ન કરવાને તૈયાર છે. મારૂં નામ તેના જાણવામાં છે. વળી તેની પાસે સંપત્તિ પણ અખૂટ છે. એટલે એક વખત તેની સાથે ગુપ્તપણે લગ્ન કરી નાખ્યા પછી કદાચ મારૂં ખરૂં નામ તેના મામાના જાણવામાં આવે તોપણ તે મને કશુંયે કરી શકનાર નથી."

"પણ તારૂં સુનંદા સાથે લગ્ન થાય તે પહેલાં જ ખરો લક્ષ્મીદાસ અહીં આવી પહોંચશે તો ? એમ થતાં ગીરધરલાલ શેઠ તારા હાથમાં હાથકડી નખાવવામાં સ્હેજ પણ આનાકાની કરનાર નથી !"

"મેં કરસનદાસ શેઠના પત્રો અહીં સુધી ન પહોંચતાં

માર્ગમાં જ અટકી જાય એવી વ્યવસ્થા કરેલી છે. એ ઉપરથી મને એવી બાતમી મળી છે કે લક્ષ્મીદાસ આજ રાત્રે અહીં આવી પહોંચનાર છે. હવે લક્ષ્મીદાસ ચંદ્રનગરમાં આપણી નજરે પડી ન શકે એવી આપણી ઇચ્છા છે. તો પછી આપણે શું કરવું જોઇએ? તને કાંઈ વિચાર સૂઝે છે?"

"ન્હાસી જવું જોઇએ, બીજું શું?" ગુમાને પોતાનો વિચાર દર્શાવ્યો.

"મૂર્ખા! ન્હાસી જવું? અને સુનંદા તથા તેની સંપત્તિને તિલાંજલિ આપવી? વાહ! અરે આપણે લક્ષ્મીદાસનો રસ્તામાં જ બંદોબસ્ત કરી નાંખવો!"

ગુમાન તેનો હેતુ સમજી ગયો અને તેણેમોટા કષ્ટપૂર્વક બ્હિતાં બ્હિતાં તેના કથનનો સ્વીકાર કર્યો.

"માત્ર રાત્રીએ ગીરધરલાલ શેઠના જાણવામાં ન આવે તેવી રીતે આપણે એ કામ કરીને પુનઃ અહીં દાખલ થઈ જવું જોઇએ. એટલે કદાચ એ કૃત્ય બહાર પડે તોપણ આપણે તે વખતે પોતાના મકાનમાં જ હતા એવી ગીરધરલાલ સાક્ષી પૂરી શકે." માનસિંગે કહ્યું.

રાત્રીએ દશ વાગતાં બધાં પોતપોતાના ખંડમાં વિશ્રાંતિને માટે ગયા પછી થોડી વારે માનસિંગ અને ગુમાન છૂપી રીતે પોત-પોતાના ખંડમાંથી બહાર પડ્યા. બન્નેએ શરીર પર ઓવ્હરકોટ ધારણ કરી લીધા હતા. તેઓ અવાજ કર્યા સિવાય દાદર પરથી નીચે ઉતરીને કોઈની પણ દૃષ્ટિએ પડ્યા સિવાય મકાનની બહાર નિકળ્યા.

ત્યાંથી તેઓ દક્ષિણ દિશા તરફ ગયા અને ઘાંચીની પોળમાં

આવેલા એક મકાનમાં તેમણે પ્રવેશ કર્યો. ત્યાં એક તબેલો પણ હતો. અંદર દાખલ થતાં માનસિંગ ધીમા અવાજે બોલ્યોઃ "જમાલ! ઘોડા તૈયાર છે ને?"

"હાજી, તૈયાર છે." જમાલે ઉત્તર આપ્યો.

"વારુ, લે આ તારી મહેનતામણ." એમ કહીને માનસિંગે સોનાનાં નાણાંથી ભરેલી એક કોથળી તેના હાથમાં મૂકી.

તે પછી તુરત જ માનસિંગ અને ગુમાન ઘોડા ઉપર સ્વાર થયા, અને અર્ધા માઇલનું અંતર કાપ્યા બાદ આગાઉ માનસિંગ અને પાછળ ગુમાન એ પ્રમાણે પોતાના ઘોડા ચલાવવા લાગ્યા. રાત્રી અંધકારમય હતી, અને તેમાં વળી આકાશ અભ્રાચ્છાદિત બની રહેવાથી અંધકારના જોરમાં બમણો વધારો થયો હતો. એ જોઇને ગુમાન અત્યંત ગભરાયો. તેણે આગળ વધીને માનસિંગને બાઝી પડવાનો વિચાર કર્યો. પરંતુ ગુમાનનો ઘોડો નજીક આવતાં જ માનસિંગ પોતાની તપખીરની ડબીનો અવાજ કરતો અને તે સાથે જ ગુમાન ભયભીત બનીને પાછળ હઠતો.

છેવટે તેઓ એક ઘટ વૃક્ષરાજી પાસે આવી પહોંચ્યા. તેમણે પોતાના ઘોડા ઝાડીમાં લઈ જઇને ત્યાં બાંધી દીધા, અને તેઓ એ ઝાડીના પાસે આવેલી સડક પર એક વૃક્ષની પાછળ લપાઇને ઉભા રહ્યા.

થોડી વારે ઘોડાના ડાબલાનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો અને ગાડીનાં પૈડાંનો ખખડાટ પણ તેમના કર્ણપુટ પર અથડાયો.

ગાડી નજીકમાં આવી કે લાકડીના એક જ ઝપાટાથી માનસિંગે ગાડીવાનને જમીન ઉપર પાડી નાખ્યો. તેણે તત્કાળ જ

ગાડીનું બારણું ખોલ્યું અને અંદર બેઠેલા માણુસ પર ઝડપ કરી. તે માણુસ નિદ્રામાંથી જાગૃત થઇને ' ચોર ! ચોર !' એવી બૂમ પાડતો હતો, એટલામાં તો માનસિંગે બળપૂર્વક તેની છાતીમાં ખંજરનો આઘાત કર્યો.

આ બાજુએ મૂર્ચ્છિત થઇને પડેલા ગાડીવાન ઉપર ગુમાને નજર રાખેલી જ હતી. માનસિંગે ઉપર્યુક્ત ઘોર કૃત્ય પૂર્ણ કરીને ગાડીનું ફાનસ હાથમાં લીધું અને અંદરના ઉતારૂની પેટી તપાસી જોઈ. તેમાંથી કેટલાક કાગળપત્રો તથા નાણુાંની કોથળી કાઢી લીધી; તે મરણુ પામેલા મનુષ્યના કોટના ગજવામાં બીજા જ કાગળોનું એક બંડલ ખોસી દીધું; અને એક રૂમાલમાં વીંટાળેલી છરી ગાડીમાં નાખીને ગુમાનની સાથે તે ઝાડીમાં ઘુસ્યો. પુનઃ ઘોડેસ્વાર થઇને એ બન્ને જણા જમાલના મકાન પાસે આવ્યા. તેને તેના ઘોડા પાછા સોંપી દીધા. ત્યાંથી નિકળી તેઓ ગીરધર-લાલ શેઠના મકાને આવી પહોંચ્યા અને જેવી રીતે એ મકાનમાંથી બહાર પડ્યા હતા તેવી જ રીતે કોઇની પણુ દૃષ્ટિએ નહિ પડતાં અંદર દાખલ થઇ ગયા !

# પ્રકરણ ૧૦ મું.

## વર્ત્તમાનપત્ર અને નાટકશાળા.


જે બનાવનું વર્ણન અમે ગત્ પ્રકરણમાં કરી ગયા તેને બીજે દિવસે બહાર પડનારાં વર્ત્તમાનપત્રોના વધારા પ્રગટ થયા હતા અને તેમાં જ્યાં ત્યાં 'ભયંકર ખૂન !' 'પ્રસ્તુત હૃદયભેદક બનાવથી, જે સ્થળે તે બનાવ બન્યો હતો તેની આસપાસના લોકોમાં ફેલાયેલો ત્રાસ !' 'છૂપી પોલીસના અમલદાર રાજેશ્રી હનુમંતરાય અને ઇન્સ્પેકટર રા. સૂર્યરામ વગેરેએ ગુન્હેગારોને શોધી કાઢવાને માટે લીધેલો અચાટ પરિશ્રમ' એવા પ્રકારનાં મથાળાં મોટા અક્ષરે છાપેલાં દેખાવા લાગ્યાં.

એક આગેવાન ગણાતા વર્ત્તમાનપત્રમાં નીચે જણાવ્યા મુજબની હકીકત પ્રકટ થઇ હતીઃ—

"એક અત્યંત ગહન અને ઘોર અપરાધની હકીકત જણાવવાનું દુઃખદ કૃત્ય અમારા નસીબે આવવાથી અમને અત્યંત શોક થાય છે. આજે સહવારે પાંચ વાગતાં બે ખેડુતો પોતાના કામ ઉપર જતા હતા, તેવામાં ચંદ્રનગરથી દક્ષિણે આવેલા શામળગઢ તરફ જતા રસ્તા પર ગામથી બહાર આશરે ચાર માઇલ ઉપર એક ઘોડાગાડી તેમના જોવામાં આવી. ગાડીવાન મૂર્ચ્છિત બનીને જમીન ઉપર પડેલો હતો. ગાડીની અંદર પણ એક ઉતારૂ પડેલો હતો. તેનું ખૂન કરવામાં આવેલું હોય એમ લાગતું હતું. કેમકે

તેની છાતીમાં ઊંડા જખમ થયા હતા, અને એ કારણથી જ તે મરણ પામેલો હોવો જોઇએ એવું સ્પષ્ટ જણાઇ આવતું હતું. ગાડીવાનને મોટા યત્નપૂર્વક એકુતોએ શુદ્ધિમાં આણ્યો. પરંતુ 'હું ગાડી હાંકતો હતો તે વખતે એક બદમાશે મારા માથામાં લાકડી મારી અને એ કારણથી હું બેશુદ્ધ બની ગયો !' એ સિવાય બીજું કશું પણ તે કહી શક્યો નથી.

"માત્ર પેલા પ્રવાસીના કોટના ખીસામાંથી નિકળેલા કાગળ પત્રો ઉપરથી એવું જણાઈ આવ્યું કે તે કુંદનપુરનો વ્યાપારી હતો અને તેનું નામ સંતોકરાય હતું. તેની અંદરની હકીકત વાંચી જોતાં, મરણ પામેલા મનુષ્યનું નામ સંતોકરાય હતું અને તે ઘરનો અત્યંત શ્રીમંત હતો એવી પૂરેપૂરી ખાત્રી થાય છે. ગુન્હેગારોની શોધ કરવામાં ગાડીમાંથી મળી આવેલો રૂમાલ અને છરી ઘણાં ઉપયોગી થઇ પડશે એમ લાગે છે. વળી ગુન્હેગારને પોતાનું કામ આટોપતાં વચ્ચે વિઘ્ન આવ્યું હોય એમ જણાય છે: કિંવા કશા પણ કારણને લીધે તે બિહના હોય એમ લાગે છે. નહિ તો તેમણે પોતાનો રૂમાલ અને છરી ગાડીમાં પડતાં મેલ્યાં ન હોત. હાથ રૂમાલ જૂનો છે અને તેના ઉપર 'જ. ક.' એ પ્રમાણે અક્ષરો લખેલા છે. છરીની મૂઠ ઉપર પણ એ જ અક્ષરો કોતરેલા છે. અત્યારે જો કે આ ખૂન કોણે કરેલું છે એ વિષયમાં બિલકુલ અજ્ઞાન જ છે, તથાપિ રૂમાલ અને છરીની મૂઠ ઉપર કોતરાયેલા અક્ષરોથી ગુન્હેગારનો પત્તો લાગવાની આશા રહે છે."

ગીરધરલાલ શેઠને ઘેર પણ આ બાબતના સંબંધમાં પુષ્કળ સંભાષણ થયું હતું. પરંતુ તે નીચ કૃત્યનો માનસિંગ અને ગુમાને વક્તૃત્વપૂર્ણ ભાષામાં જેટલો નિષેધ કર્યો તેટલો નિષેધ બીજા

કાઇએ પણ કર્યો હશે નહિ !

* * * * *

એક દિવસે રાત્રીએ ગીરધરલાલ, પદ્માવતી, સુનંદા, માનસિંગ અને ગુમાન એક નવીન નાટક જોવાને માટે નાટકશાળામાં ગયાં.

આજે સુનંદાનો ચ્હેરો અત્યંત ફીક્કો જણાતો હતો. પરંતુ તેનાં નેત્રો સ્વાભાવિક રીતે જ એટલાં બધાં તેજસ્વી અને અધર એટલા રક્ત હતાં કે અતિ સૂક્ષ્મપણે નિહાળનારને પણ તેના સૌંદર્યમાં કશી કમીના છે એમ સમજી શકાય તેમ ન હતું. એક ખાસ રીઝર્વ્ડ કરાવેલા કોચ ઉપર તે તથા માનસિંગ બે જણાં બેઠાં હતાં. માનસિંગ ધીમે ધીમે અમૃતમય શબ્દો તેના કર્ણમાં રેડવા લાગ્યો. તેના ફીક્કા ચ્હેરા ઉપર સ્મિત નાચવા લાગ્યું.

માનસિંગે પણ એ મનોહર મૂર્ત્તિ તરફ અત્યંત પ્રશંસાપૂર્ણ વદને જોયું અને પોતે નિષ્કલંક તથા નિરપરાધી હોત તો તેના પ્રેમને વિશેષ પાત્ર બનત, એમ મનમાં થવાથી તેને પોતાના નીચપણા માટે સ્હેજ પશ્ચાત્તાપ પણ થયો.

માનસિંગ અને સુનંદા જે લાઇનમાં બેઠાં હતાં તેની સામેની લાઇનમાં એક ખુરસી પર એક વ્યક્તિ બેઠેલી હતી. તેનું એ જોડા ઉપર શરૂઆતથી જ એક સરખું લક્ષ હતું. તેનાં નેત્રોમાં, તેના હોઠ ઉપર, તેના કપાળ પર, એકંદરે તેના આખા ચ્હેરા પર મત્સરની પૂર્ણ છાયા પ્રસરી રહી હતી. માત્ર સામે બેઠેલા પ્રણયી યુગલનું તેના તરફ બિલકુલ લક્ષ ન હતું.

જ્યારે જ્યારે માનસિંગ સુનંદાના કાન પાસે પોતાનું મુખ આણીને કાંઇક બોલતો, ત્યારે ત્યારે સુનંદાનો ચ્હેરો મધુર હાસ્ય-

પૂર્ણ બનતો અને તે જ ક્ષણે સામે બેઠેલા હિમ્મતના હૃદયમાં મત્સરાગ્નિ પ્રકટતો—કેમકે આ બન્ને જણાંની હીલચાલને બારિકાઇથી નિહાળનાર હિમ્મતલાલ પોતે જ હતો.

ડ્રોપસીન ઉંચો થયો અને નાટકનો પ્રારંભ થયો. માનસિંગ અને સુનંદાનું લક્ષ રંગભૂમિ તરફ આકર્ષાયું, પરંતુ હિમ્મતલાલની દૃષ્ટિ તો અદ્યાપિ તેમના તરફ જ હતી.

એ નાટકના આગલા અંકો સાથે આપણને વિશેષ સંબંધ નથી. પરંતુ તેના ત્રીજા અંકનો છેલ્લો પ્રવેશ આપણી નવલકથા સાથે સંબંધ ધરાવે છે. એ નાટકમાં અનીતિનો ભોગ થઇ પડેલી એક બાલિકા—નાટકની નાયિકા—પોતાનાં માતપિતાનો ત્યાગ કરીને ચાલી ગઇ હતી; તે છેલ્લા પ્રવેશમાં પુનઃ પોતાના ગૃહમાં પ્રવેશ કરે છે. એ વખતે તેનાં માબાપ પણ ત્યાં જ હતાં. પરંતુ પોતાની પુત્રી પાછી આવેલી છે, એવું તેમને માલૂમ ન હતું.

આ પ્રસંગે સુનંદાનું ચિત્ત એ પ્રવેશ તરફ લાગી રહ્યું હતું. નાયિકાની શોકપૂર્ણ મનોવૃત્તિ અને પોતાની મનોવૃત્તિ સરખી જ છે એવી તેને ભાવના થઇ. રંગભૂમિ ઉપરની નાયિકા જેમ જેમ પોતાના પિતાની નજીક જવા લાગી તેમ તેમ સુનંદાની અવસ્થા વિશેષ શોચનીય બનવા લાગી. નાયિકાનો પિતા પોતાની પુત્રીના અનિષ્ટ વર્તન માટે દુઃખિત થતો હતો—સુનંદાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

નાયિકા જેમ જેમ નજીક આવતી હતી તેમ તેમ તેના પિતાનું આત્મગત ભાષણ વધારે ને વધારે વક્તૃત્વપૂર્ણ તથા હૃદયદ્રાવક થતું ગયું.

"મારા બાપ જો જીવતા હોત," સુનંદા આ દૃશ્યથી ગભ-

રાઇને પોતાના પ્રિયકરના કાનમાં કહેવા લાગી: “ તો તેમની પાસે જવાનું સાહસ હું કેવી રીતે કરી શકત ? મારાં પગલાં પણ નાયિકાની માફક જ ધીમે ધીમે અને કમ્પતા કમ્પતા પડતા હોત. ”

માનસિંગે ચમકીને પોતાની હૃદયદેવી તરફ દૃષ્ટિ કરી. સુનંદાનો ચ્હેરો ભીતિને લીધે ધોળો ફક બની ગયો હતો—તેનાં નેત્રોમાં ચમત્કારિક પ્રકાશ ખેલતો હતો, તેના ઓષ્ટ થર થર ધ્રુજતા હતા—અને તેનું આખું શરીર કશીક અતર્ક્ય ભીતિથી વ્યાપ્ત થયેલું દેખાતું હતું.

“ સુનંદા ! તારી તબિયત ઠીક નથી જણાતી. ” તેની ક્ષુબ્ધ ચિત્તવૃત્તિ અન્ય પ્રેક્ષકોના લક્ષમાં આવી છે કે કેમ એ જાણવાને આતરફ નજર કરતો માનસિંગ બોલ્યો.

“ ના, મારી તબિયત તો સારી જ છે. ” બિચારી સુનંદાએ અાંત ધીમા અવાજે ઉદ્ગાર કાઢ્યો.

“ ત્યારે તારૂં મુખ લેવાઇ ગયેલું દેખાય છે, તેનું શું કારણ ? જેમ તેમ કરી તું શાંત થા; નહિ તો પ્રેક્ષકો રંગભૂમિ પર ચાલતો પ્રવેશ જોવાનું છોડી દઇને આપણી તરફ જ જોઈ રહેશે !” માનસિંગે સૂચવ્યું.

ગીરધરલાલ શેઠ અને પદ્માવતીબાઇના હૃદય ઉપર પણ આ પ્રવેશની અસર થઈ હતી. તેઓ ગદ્ગદિત બની ગયાં હતાં અને રૂમાલ વડે પોતાનાં નેત્રો પર આવેલાં અશ્રુબિંદુને છૂપાવવાનો યત્ન કરતાં હતાં. એથી પોતાની ભાણેજની અવસ્થા તેમના લક્ષમાં આવી શકી નહિ. ગુમાનનું લક્ષ પોતાની પડોશમાં બેઠેલા એક ગૃહસ્થના ઘડિયાળને લટકાવેલી સુવર્ણશૃંખલામાં ગુંથાઈ ગયું હતું. અને એ સોનાની સાંકળી તેની સાથે જોડાયેલા ઘડિયાળ સાથે

પોતાના ખીસામાં કેવી રીતે આવી શંક, એ વિચારમાં તે ગર્ક બની ગએલો હોવાને લીધે તેણે રંગભૂમિ ઉપરની નાયિકાનાં અશ્રુને જોયાં ન હતાં, તેમજ સુનંદાની સ્થિતિ પણ તેના લક્ષમાં આવી ન હતી.

હિમ્મતે માત્ર આ સર્વ સ્થિતિ જોઈ હતી. તેના મનમાં એક ચમત્કારિક શંકા ઉદ્‌ભવી. થોડી વાર પછી નાયિકા પોતાના પિતાના ચરણમાં મસ્તક નમાવીને તેની ક્ષમા માગવા લાગી. એ પ્રસંગનું સુનદા ઉપર શું પરિણામ થાય છે, એ જોવાને હિમ્મતે પોતાની તિક્ષ્ણ દૃષ્ટિ તેના તરફ વાળી.

"એમ જ હોવું જોઇએ !" હિમ્મતે સ્વતઃ ઉદ્ગાર કાઢ્યો. માનસિંગ અને સુનંદાના પરસ્પર અનિષ્ટ સંબંધને લગતી તેના મનમાં ઉદ્‌ભવેલી શંકા જેમ જમ દૃઢ થતી ચાલી, તેમ તેમ તેના મનમાં એ રમણીય બાલિકાની દયા આવવા લાગી.

પરંતુ સુનંદાની નિસ્તેજ મુદ્રા પરથી દષ્ટિ ખસેડીને તેણે પોતાના વિજયી પ્રતિસ્પર્ધી માનસિંગના મુખ તરફ જોયું, એટલે પુનઃ તેને તેના એ દુષ્ટ કૃત્યનો યોગ્ય બદલો આપવાની—પોતાના વેરની વસુલાત કરવાની તેના મનમાં પ્રબળ ઉત્કંઠા થઈ.

આ બાજુએ નાયિકાએ અત્યંત આર્જવતાપૂર્વક પોતાના પિતાને વિનવ્યો; છેવટે પિતૃપ્રેમનો વિજય થયો—નાયિકાનો પિતા પોતાની પૂત્રીના સર્વ અપરાધો ભૂલી ગયો—તેણે તેને પોતાના હૃદયસરસી ધરી.

તે જ ક્ષણે એક ભયંકર હૃદયભેદક આર્ત્તસ્વરથી આખી નાટકશાળા વ્યાપ્ત બની ગઇ. સર્વ પ્રેક્ષકો જે બાજુએથી એ બૂમ સંભળાઇ તે બાજુ તરફ જોવા લાગ્યા.

જે કોચ ઉપર સુનંદા અને માનસિંગ બેઠાં હતાં તેની આસપાસ કેટલાંક માણસો એકદમ એકત્ર થઇ ગયા હતા. સુનંદા નિશ્ચેષ્ટ બનીને માનસિંગના અંગ ઉપર પડી હતી. માનસિંગે તેને પોતાના બાહુપાશમાં ધારણ કરી રાખી હતી. ગીરધરલાલ શેઠ પોતાના ખીસામાંથી છીકણીની ડબી કાઢીને, તેમાંથી ચપટી ભરીને સુનંદાને સુંઘાડવાનો પ્રયત્ન કરતા હતા. સંધ્યાકાળે કરવામાં આવેલા મિષ્ટાન્ન ભોજનનું આ પરિણામ હોવું જોઇએ, એવો તર્ક પદ્માવતી કરતી હતી. ગુમાન તો 'અરે પ્રભુ! મારા ગરીબ બિચારા કાળજાનું શું થશે?" એમ બોલતો એ સ્થળેથી પસાર જ થઇ ગયો.

માનસિંગે સુનંદાના કાનમાં ધીમેથી કહ્યું: "સુનંદે! સ્વસ્થ થા, નહિ તો આપણને સર્વસ્વી નુકસાન થશે, એમ નક્કી સમજજે."

આ શબ્દોનું તે બાલિકાના મન ઉપર તત્કાળ ઇષ્ટ પરિણામ આવ્યું. રંગભૂમિ ઉપર જોયેલો સર્વ પ્રકાર કલ્પનામય હતો, અને પોતાની આબરૂ રાખવાનો આધાર માત્ર પોતાના અત્યારના વર્ત્તન ઉપર જ છે, એ એકદમ તેના લક્ષમાં આવ્યું. તેણે તમામ બાબતનો વિચાર કરી જોયો—તેના ચ્હેરા પર, મુખ ઉપર—ઠેઠ છાતી પર્યંત લજ્જાને લીધે લાલ છટા પ્રસરી રહી અને તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પદ્માવતીબાઇએ પોતે ઓઢેલી શાલ કાઢીને પોતાની ભાણેજને ઓઢાડી દીધી અને તેઓ સર્વ બની શકી તેટલી ત્વરાથી નાટકશાળામાંથી બહાર પડ્યાં.



## પ્રકરણ ૧૧ મું.

### નોંધ-પોથી.

આ બાજુએ ગુમાન નાટકશાળામાંથી નિકળીને ઠેઠ ચાંદની-ચોકમાં જઈ પહોંચ્યો. એ વખતે મધ્યરાત્રીનો સમય હતો. સુનંદા શાથી મૂર્ચ્છિત થઇ, એ તેના જાણવામાં આવ્યું ન હતું. પણ લોકો પાસે પુનઃ જવાની તેની છાતી ચાલી નહિ. ખરૂં કહીએ તો ગુમાનને એવો સંશય આવ્યો હતો કે માનસિંગે સુનંદાના શરીર પરથી એકાદો મૂલ્યવાન દાગીનો ઝબ્બે કરવાનો પ્રયત્ન કર્યો હશે, અને તે કારણથી જ સુનંદાએ બૂમ પાડી હશે! સહાજિક રીતે જ પોતાના મિત્રને આ કલ્પિત સંકટમાંથી પોતાનો છૂટકો પોતાની મેળે જ કરવા દેવાનો વિચાર કરીને-તેને એકલો છોડીને, પોતે ગામમાં એક ચક્કર મારી આવવું, એવો ગુમાને વિચાર રાખ્યો હતો. અર્થાત્ માનસિંગ ઉપર દાગીનો ચોરવાનો આરોપ આવે ત્યારે તે તેની સાથે ન હોય તો સારૂં એમ તેને લાગતું હતું.

ચાંદની ચોકમાં આવ્યા બાદ તેને એક બીજો વિચાર આવ્યો. 'કદાચ માનસિંગને પકડવાની સાથે તેના સોબતી તરીકે મને પકડવાને માટે પણ કોઈ મારી પાછળ આવશે તો ?' આ વિચાર આવતાની સાથે જ તે ભયભીત બની ગયો અને ભવિષ્યના ભયમાંથી મુક્ત થવાને માટે ચાંદની ચોકમાં આવેલા એક દારૂના પીઠામાં ઘુસ્યો. પોતાનું ગુમ

થઇ ગયેલું ધૈર્ય પુનઃ પ્રાપ્ત કરવાને મદ્યનો એકાદો પ્યાલો પેટમાં નાખવાનું તેને વાજબી લાગ્યું. પણ અંદર જતાં એક ચમત્કારિક દેખાવ તેની દૃષ્ટિએ પડયો.

એક ટેબલ પાસે બે શ્રીમંત પણ મદ્યના વ્યસનને પૂર્ણપણે આધીન બનેલા બે જુવાન મોજીલા ગૃહસ્થો બેઠા હતા. તેમની સામે પડેલા એક બાંક ઉપર ત્રણ-ચાર વેશ્યાઓ બેઠેલી હતી. એ ટોળી સ્વતઃ મદ્યપાન કરવામાં અને એક બીજાને આગ્રહ કરી કરીને દારૂના પ્યાલા આપવામાં મગ્ન બની રહી હતી.

તેમાંનો એક ગૃહસ્થ એક દારૂનો પ્યાલો ભરીને પોતાની સામે ઊભેલા મજુર જેવા દેખાવના માણસને ઉદ્દેશીને બોલ્યો: "એઇ! જો તું આ દારૂનો પ્યાલો એકી સપાટે વચ્ચે દમ ન લેતાં પી જાય તો હું તને પાંચ રૂપીઆ આપું." એમ કહેતાંની સાથે જ તેણે ગજવામાંથી પાંચ રૂપીઆની નોટ કાઢીને ટેબલ ઉપર મૂકી.

પેલા મજુરે દારૂના પ્યાલા તરફ અને પછી નોટ તરફ જોયું. તેને તરશ પણ લાગી હતી અને પૈસાની પણ એટલી જ જરૂર હતી. એટલે લેશ પણ આનાકાની નહિ કરતાં દારૂનો પ્યાલો ઉઠાવીને શરબત પ્રમાણે વચ્ચે શ્વાસ નહિ લેતાં તે તમામ દારૂ ગળા નીચે ઉતારી ગયો. અલબત્ત પેલી પાંચ રૂપીઆની નોટ તેની થઈ.

"દોસ્ત! તું આ પ્રમાણે જેટલા પ્યાલા દારૂ પી જાય તે દરેક પ્યાલા દીઠ હું તને પાંચ-પાંચ રૂપીઆની નોટ આપીશ. છે મરજી-થાય છે હિમ્મત?" પેલા મોજીલા ગૃહસ્થે પોતાના ગજવામાંથી નોટોનું બંડલ કાઢતાં કહ્યું.

"પૈસા મેળવવાની આ યુક્તિ બહુ જ મજાની!" મજુર બોલ્યો. તેણે બીજો પ્યાલો ઉડાવ્યો અને તેમાંના દારૂને ઉદરસમાધિ કરાવી. ત્રીજા પ્યાલાની પણ એજ ગતિ થઇ. પરંતુ ચોથો પ્યાલો અર્ધો ખાલી થયો નહિ હોય એટલામાં તો તે ગતપ્રાણ બનીને એકદમ જમીન ઉપર પડી ગયો!

એ વખતે પેલા બે ગૃહસ્થો અને તેમની પાસે બેઠેલી વેશ્યાઓ ગભરાઈ ગયાં. તેમના ગભરાટનો લાભ લઇને ગુમાનભાઈ ત્યાં પહોંચી ગયા. પોતાના હસ્તચાપલ્યનો ઉપયોગ કરીને ટેબલ ઉપર પડેલું નોટાનું બંડલ તેણે ઉપાડીને ખીસામાં સરકાવી દીધું, તથા બીજી જ ક્ષણે 'અરેરે! મારા ગરીબ બિચારા કાળજાનું શું થશે?' એમ બોલતો બોલતો તે દારૂના પીઠામાંથી પસાર થઇ ગયો. મદ્યના બે પ્યાલા તે ઉડાવી ગયો હતો. તેના પૈસા આપવાનું પણ તેને ભાન રહ્યું નહિ.

તે દારૂના પીઠાની બહાર નીકળ્યો કે એક ગૃહસ્થનો તેને જોરથી ધક્કો લાગ્યો, અને 'હવે મારા કાળજાનું શું થશે?' એવો ઉદ્ગાર તેના મુખમાંથી સરી પડ્યો.

"સરદાર ગુમાનસિંગ!" જે ગૃહસ્થનો તેને ધક્કો લાગ્યો તે ગૃહસ્થ બોલ્યો: "કોણ? તમે જ કે? અત્યારે અહીં ક્યાંથી?"

"કોણ હું? અને ગુમાનસિંગ!" ગુમાને ઉદ્ગાર કાઢ્યો: "મારૂં કાળજું ઠેકાણે હોય એમ લાગતું નથી!"

"શું તમે મને પિછાનતા નથી?" **હિમ્મતલાલે** પૂછ્યું. તે ગૃહસ્થ આપણો પરિચિત **હિમ્મત** જ હતો.

પરંતુ ગુમાનની મનઃસ્થિતિ આ વેળાએ એવી વિચિત્ર બની ગઈ હતી કે જો **માનસિંગ** પોતે તેને મળ્યો હોત તો એને પણ

તે ઓળખી શકત નહિ! નાટકશાળામાં બનેલો પ્રકાર, માનસિંગે અસ્થાને પોતાનું હસ્તકૌશલ્ય દાખવ્યું, એવી તેની સમજ, દારૂના પીઠા માંહેનો ભયંકર દેખાવ, પોતે ચોરેલી નોટો અને અગાઉ કરેલાં અનેક નીચ કૃત્યો—એ સર્વ બાબતોનું અને તદ્દવિષયક વિચારોનું તેના અંતઃકરણમાં રમખાણ મચી રહ્યું હતું.

“મને જવા દો.” ગુમાન ભયભીતપણે બોલ્યો.

“એક ક્ષણમાત્ર થોભો.” સુનંદાને કશી પણ ઇજા થઈ હશે, અને તેથી જ ગુમાનસિંગ આટલી ઉતાવળમાં હશે, એમ સમજીને હિમ્મત બોલ્યો.

“લ્યો આ, હવે તો મને છોડો!” એમ કહીને ગુમાને એક નોંધપોથી હિમ્મતના હાથમાં આપી. કેમકે તેણે હિમ્મતને બિલકુલ ઓળખ્યો ન હતો. માત્ર પૈસાની જ આશાથી આ માણસ પોતાને અટકાવે છે એવો ભ્રમ તેને થયો હતો. એટલે આગળ–પાછળનો કશો પણ વિચાર નહિ કરતાં પેલી નોંધ–પોથી આપીને તે ત્યાંથી એકદમ પસાર થઈ ગયો.

“આનો અર્થ શો?” હિમ્મત મનોગત બોલ્યો: “પોતાના મિત્ર ઉપર આવેલા સંકટને લીધે આ માણસ એકદમ ગાંડો બની ગયો છે કે શું? કિંવા મારા નામનો પત્ર આ નોંધપોથીમાં હોવાથી તે મને આપવાને માટે આવતો હશે? ગમે તે હોય, પણ આ નોંધપોથીમાં શું છે તે જોતું તો ખરૂં.”

હિમ્મત રસ્તાપર પસાર થતી એક ખાલી ભાડુતી ગાડીને ઊભી રખાવી, તેમાં બેસીને ઘેર પહોંચી ગયો. દરવાજો ઉઘડ્યો કે અંદર દાખલ થઇને તે ઠેઠ પોતાના ખંડમાં ગયો; અને પોતાના ખંડનાં દ્વાર બંધ કરીને પેલી નોંધપોથી તેણે ટેબલ ઉપર મૂકી.

કપડાં ઉતાર્યા બાદ તે ટેબલ પાસે આવ્યો અને તેના પર પડેલી નોંધપોથી લક્ષપૂર્વક જોવા લાગ્યો. એટલામાં તેને બંધ કરવાના ચાંદીથી રસેલા પીત્તળના ઢાંકણા તરફ તેની દૃષ્ટિ ગઇ. તે એકદમ ચમક્યો. તેના આખા શરીર પરના વાળ ખડા થઈ ગયા. તેના શરીરમાં ઉકરાંટા આવવા લાગ્યા. હવે વધુ વખત તે નોંધપોથી તરફ લક્ષ આપી શક્યો નહિ, એટલે ત્યાંથી ઉઠીને વિશ્રાંતિસ્તવ બિછાના ઉપર જઇને પડ્યો.

તેના ભાલપ્રદેશ ઉપર પ્રસ્વેદબિંદુ ચમકતાં હતાં. પોતાનાં નેત્રો ફરે છે કે શું, એમ તેને લાગવા માંડયું; અને તેનું આખું શરીર થરથર કમ્પતું હતું. થોડા અવકાશ પછી તે ત્યાંથી ઉઠયો અને શીતળ જળનું પાન કરીને ફરીથી નોંધપોથી તપાસવા લાગ્યો. તેણે પુનઃ એ પુસ્તકનું ઢાંકણુ કાળજી પૂર્વક તપાસ્યું અને તે મનોગત બોલ્યોઃ "નિઃસંશય! તે જ આ પુસ્તક. હે પ્રભુ! તારી લીલા અગાધ છે!"

પુનઃ તે બિછાના ઉપર જઇને પડ્યો. તેનું હૃદય ભરાઈ આવ્યું હતું. અને તેનાં નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં હતાં. પુનઃ તે મૂકવૃત્તિથી વિચાર કરતો બેઠો અને થોડી વાર પછી ગાંડાની માફક હસવા લાગ્યો! તેના મનમાં શા વિચાર ચાલી રહ્યા હતા, એ કોને માલૂમ?

એટલામાં 'આ પુસ્તકની અંદર શું છે, એ તો મેં જોયું જ નહિ,' એવો વિચાર તેના મનમાં આવ્યો. તે ચટ દઇને ઉઠયો અને પુનઃ તે પુસ્તક ઉઘાડીને જોવા લાગ્યો. એ પુસ્તકમાં ગુમાનના નામનો એક દાખલો અને તેની વૃદ્ધ માતા તરફથી આવેલો એક પત્ર હતો. એ પત્ર હિમ્મતે ધ્યાનપૂર્વક વાંચી જોયો. તેમાં

વૃદ્ધાએ ચોરીનાં કૃત્યો માટે પોતાના છોકરાની નિર્ભત્સના કરી હતી; પરંતુ 'જો તું પાછો ઘેર આવીશ તો હું તારાપર પુનઃ પૂર્વની માફક જ મમતા રાખીશ,' એવું આશ્વાસન પણ આપ્યું હતું. તે ઉપરાંત આ પુસ્તકમાંથી કેટલીક નોટો પણ મળી આવી.

ગુમાને આ પુસ્તક પોતાને શા માટે આપ્યું, એ વિષયનો હિમ્મતના મનમાં વિચાર ઉદ્દભવ્યો અને તેનું આશ્ચર્ય અધિકાધિક વૃદ્ધિને પામતું ગયું. પરંતુ એ બાબતનો વિચાર કરવામાં તેણે વ્યર્થ સમય ગૂમાવ્યો નહિ. એ પુસ્તકનું ઢાંકણું જોઇને તેના મનમાં જે શંકા ઉદ્દભવી હતી તેનું નિરસન કરી લેવાનો તેણે નિશ્ચય કર્યો અને એ માર્ગનું તેણે અનુસરણ કર્યું.

બીજે દિવસે તે વહેલો ઉઠયો. એક નોકરને **શામળગઢ** જવા માટે ગાડી ભાડે કરી લાવવાનું સૂચવ્યું. પછી **બાલાભાઇ** શેઠ પાસે જઇને તેણે કહ્યું: "વ્યાપાર નિમિત્તે તાબડતોબ સૂર્યપૂર ગયા સિવાય ચાલે તેમ નથી. માટે અત્યારે જ હું જઉં છું."

**બાલાભાઇએ** રજા આપી એટલે ભાડાની ગાડીમાં બેસીને તે **શામળગઢ** તરફ જવાને નિકળ્યો. આ વખતે માર્ગમાં તેને લૂટારા મળ્યા નહિ.



# પ્રકરણ ૧૨ મું.

## ગુમાન.



ગુમાને પેલા દારૂના પીઠા આગળથી પસાર થઈ ગયા બાદ કેટલોક વખત સુધી તો શહેરમાં આમ તેમ ભ્રમણ કર્યું. છેવટે પોતે આ પ્રમાણે નકામો શા માટે ભટકે છે, એ વિચાર તેના મનમાં આવ્યો; અને માનસિંગના સંબંધમાં પોતાના મનમાં ઉદ્‌ભવેલી શંકા નિરર્થક હોવાનો પણ પુષ્કળ સંભવ છે એમ લાગવાથી, પાછો ગીરધરલાલ શેઠના મકાને જઇને પોતાના મિત્રને મળવાનો તેણે નિશ્ચય કર્યો.

મકાનની નજીક આવ્યો તે વખતે પોતે પોતાના ખીસામાંનું પુસ્તક કોઇને આપી દીધાનું તેને સ્મરણ થયું; અને એ મૂર્ખપણા માટે તેને દિલગીરી પણ થઈ. તેમાંનો દાખલો કિંવા પત્ર ગૂમાવવા માટે તેને કશું પણ લાગ્યું ન હતું, પૈસાની પણ તેને વિશેષ ચિંતા ન હતી. તેને જે વિષાદ થયો તે માત્ર એ નોંધપોથી જવા માટે જ. કેમકે એક વિશિષ્ટ પ્રકારની પરિસ્થિતિમાં એ તેને પ્રાપ્ત થઈ હતી અને તે ચોપડીના સંબંધમાં કશીક ચમત્કારિક કલ્પના તેના બિહકણ મનમાં વસી રહેલી હતી. એથી તે એ નોંધપોથી હમેશાં પોતાની પાસેનો પાસે જ રાખતો હતો. આ કારણથી જ તે બીજાને સોંપી દેવાની મૂર્ખતા દાખવવા માટે તેના મનમાં પશ્ચાત્તાપ થતો હતો.

ઘેર આવ્યા બાદ ગુમાને માનસિંગને દારૂના પીઠામાં બનેલા ભયંકર પ્રકારની હકીકત નિવેદન કરી. એટલે માનસિંગ હાસ્ય કરતો બોલ્યો: "મિત્ર! એ મજુર આજે નહિ તો કાલે, કિંવા માસે, છ માસે કે પાંચ વર્ષે પણ મરણ પામવાનો તો હતો જ. જ્યાં સુધી આપણા જેવા મહાપુરુષો જગતમાં વાસ કરી રહ્યા છે ત્યાં સુધી જગતના વ્યવહારને બિલકુલ અડચણ આવવાની નથી. વારૂ, ગુમાન! તને એક આનંદની વાર્તા જણાવવાની છે."

"એ શી બાબતને લગતી છે?"

"સુનંદા થોડા સમયમાં જ મારી પત્ની થશે."

"પણ એનો મામો શું કહે છે?"

"એણે સંમતિ પ્રકટ કરી છે."

"એની મામીએ શું કહ્યું?"

"તે પણ અસંમતિદર્શક કશું પણ બોલી નથી. જ્યાં આપણને આટલું બધું માન મળે છે અને જ્યાં તમામ મનુષ્યો આપણને ચાહે છે, એ મકાનમાં જમાઈ તરીકે રહેવામાં કેટલું બધું સુખ છે?"

"માનસિંગ! સુનંદાએ નાટકશાળામાં પાડેલી બૂમ સાંભળીને મારી એવી ખાત્રી થઇ છે, કે સ્ત્રીઓને ભીતિથી બૂમ પાડવાની ઇચ્છા થઇ આવે તો નાટકશાળા જેવું યોગ્ય સ્થળ તેમને બીજું એક પણ પ્રાપ્ત થનાર નથી."

"એ વાત હવે જવા દે. એ પક્ષી બરોબર રીતે મારી જાળમાં સપડાઇ ચૂકયું છે. અગાઉ પણ એક દ્રવ્યવાન તરૂણીને આ પ્રમાણે જ મેં મારી જાળમાં સપડાવી હતી. પણ મારો એ દાવ ફસકી ગયો હતો. આ વખતનો દાવ માત્ર યશસ્વી નિવડ્યા

સિવાય રહેનાર નથી. અને એક વખત સુનંદા મારી થઈ કે પછી આપણાં સુપ્રસિદ્ધ નામ, આપણો વરિષ્ટ ધંધો, અને સૂર્યપૂરના લોકોએ આપણી સાથે નિષ્કારણ ચલાવેલું ગેરવર્ત્તન, એ બધું ગીરધરલાલ શેઠના કાન ઉપર લાવવામાં બિલકુલ હરકત નથી! કેમ ? ધ્યાનમાં ઉતર્યું કે નહિ ?"

"**માનસિંગ**! મારી મા જો અત્યારે આપણી સાથે હોત તો—"

"ચૂપ, મૂર્ખ! એ ડોકરીએ બધો ઘાણ બગાડી નાખ્યો હોત. એવી ગડબડ પુનઃ કરીશ નહિ. મને તારી ગરજ ન હોત તો મેં તને તત્કાળ છોડી દીધો હોત."

"**માનસિંગ**! એવા નિષ્ઠુર ન બન. મેં એક ઇમાન અને નિમકહલાલી પૂર્વક તારી સેવા ઉઠાવી છે. હું બિહકણ છું, મારા બિચારા કાળજાની સ્થિતિ શોચનિય છે, એ હું કબૂલ કરૂં છું. પણ જો મારી તારા ઉપર નિઃસીમ ભક્તિ ન હત તો હું મારી ગરીબ વૃદ્ધ માતાને છોડીને તારી સાથે શા માટે આવ્યો હોત?" એમ કહીને બિચારો ગુમાન મોટેથી રડવા લાગ્યો.

**માનસિંગે** તેનું સાંત્વન કર્યું, પરંતુ ગુમાનનું રૂદનકથન જેવું ને તેવું જ ચાલુ રહ્યું: "**માનસિંગ**! હું પણ શું કરૂં? પૂર્વનાં કૃત્યોનું મને સ્મરણ થતાં હજુ પણ મારૂં હૃદય ભરાઇ આવે છે. પછી તે કૃત્ય **ચંદ્રનગર** તરફ આવનારા વ્યાપારીના સંબંધમાં હો કિંવા **સૂર્યપૂરની** દક્ષિણે **લીલાપુર** તરફ જનારા વ્યાપારીના સંબંધમાં—"

"ચૂપ !" એમ કહેતાં માનસિંગે ગુમાનને સ્તબ્ધ બનાવવાને પોતાની તપખીરની ડબી ખોલી અને પુનઃ કહ્યું: "ગુમાન ! વિચારવંત બન, અને તારૂં બિહકણુપણું દૂર થતું ન હોય તો—"

"શું કરૂં ?"

"દારૂના બે પ્યાલાનો તારા કાળજામાં હોમ કર. પણ અત્યારે રાત્રીના બે વાગી ગયા છે. મારે સ્હવારે વ્હેલું ઉઠવાનું છે. કેમકે આવતી કાલે મારા લગ્નના સંબંધમાં મારે પુષ્કળ ગોઠવણ કરવાની છે. વળી આપણા સૂર્યપૂરના મિત્રને પૈસા પણ મોકલવાના છે. તેની ટોળીનો આપણુને કયારે ઉપયોગ થશે તેનો નિયમ નહિ. બુદ્ધિમાન્ મનુષ્યે સદૈવ દૂર સુધી દૃષ્ટિ પહોંચાડવી જોઇએ."

"એ બરોબર છે, પણ તારૂં લગ્ન કયારે થશે ?"

"આજથી બરોબર એક મહિને." માનસિંગ બોલ્યો: "કેમકે વધુ વખત લગાડ્યાથી આપણુને હાની પહોંચશે. એવી મારી ખાત્રી થઇ ગઈ છે. પણ વિશેષ ગરબડ કરવી એ મૂર્ખપણું છે એવો મને ભરૂસો છે. ગુમાન ! હું જેટલો દૂરદર્શી છું તેટલો જ સંભાવિત પણ છું."

"દોસ્ત ! મારૂં હૃદય પણ તારા જેવું જ નિષ્ઠુર હોત તો કેવું સારૂં હતું ? અહા ! તો મને મારા ગરીબ બિચારા કાળજાની કશી પણ ચિંતા કરવી પડત નહિ." પોતાના ખંડમાં સુવા માટે જતો જતો ગુમાન મનોગત પટપટયો.

# પ્રકરણ ૧૩ મું.

## વૃદ્ધાને ત્યાં.

ગત પ્રકરણમાં વર્ણવેલી હકીકત બની તેને બીજે દિવસે સ્હાંજે હિમ્મત સૂર્યપૂર જઇ પહોંચ્યો: તે ગણપતિ હિંદુ લોજમાં જઇને ઉતર્યો. રાત્રે વાળુ કરીને તુરત જ તે બિછાના ઉપર પડયો. કેમકે તેને પ્રવાસને લીધે થાક લાગ્યો હતો, અને તદુપરાંત બીજે દિવસે સ્હવારે તેને વ્હેલું ઉઠવાનું હતું.

સ્હવારે સાત વાગતાં તે ન્હાઈ, નિત્યકર્મ આટોપી થોડોક નાસ્તો અને ચ્હા લઇને લોજમાંથી બહાર પડયો; અને ખીસામાંથી એક પત્ર કાઢીને તેમાં લખેલે ઠેકાણે જવાને નિકળ્યો.

હિમ્મતને સૂર્યપૂરના જે ભાગ તરફ જવાનું હતું એ ભાગ અત્યંત ગલીચ હતો. રસ્તા સાંકડા, દિવસે સુદ્ધાંત પૂરો પ્રકાશ નહિ, જ્યાં ત્યાં દુર્ગંધ—સારાંશ કે એકાદા મનુષ્યને શિક્ષા કરવી હોય તો બે દિવસ સુધી તેને આવા રસ્તા ઉપર ફરવાનું કહ્યું એટલે બસ.

એ ભાગમાં ગયા પછી હિમ્મત એક વિશિષ્ટ ઘર પાસે જઇને થોભી ગયો, અને—"જોધબાઇ નામની ડોસી હજુ અહીં રહે છે કે કેમ ?" એવો તેણે એક વૃદ્ધ મનુષ્યને પ્રશ્ન કર્યો. તેનો ઉત્તર હકારદર્શક મળ્યો. પરંતુ વિશેષમાં તે માણસે કહ્યું કે: "પ્રથમ જોધબાઇ નીચેના ખંડમાં રહેતી હતી. પરંતુ હમણાં કેટ ઉપરને ચોથે માળે રહે છે."

હિમ્મત દાદર ચઢીને ચોથે માળે ગયો અને પેલા માણસના જણાવવા મુજબ ત્યાં દાદરની પાસે આવેલી પહેલી જ ઓરડીના બારણાની તેણે સાંકળ ખખડાવી. "કોણ છે? અંદર આવો." એમ અંદરથી કોઈ ધ્રુજતા સ્વરે બોલ્યું. અંદર દાખલ થતાં એક ગરીબ દેખાવની પણ સ્વચ્છ પોષાક ધારણ કરેલી વૃદ્ધા હિમ્મતની દૃષ્ટિએ પડી.

"બોધબાઇ!" હિમ્મત બોલ્યો: "હું તમારા દીકરા ગુમાનના સંબંધમાં કેટલીક માહિતી મેળવવાને આવ્યો છું. આ પત્ર તમારા જ હાથનો છે, ખરું ને?" એમ કહીને ગુમાને આપેલી નોંધ–પોથીમાંથી મળી આવેલો પત્ર તેણે પેલી વૃદ્ધાને આપ્યો.

"હા, એ પત્ર મેં જ લખ્યો હતો." કાગળ ઉકેલીને તેની અંદરના અક્ષરો જોયા બાદ વૃદ્ધાએ જવાબ આપ્યો: "પણ ભાઇ! મારા દીકરાના સંબંધમાં કશી પણ માહિતી તમને હોય તો એ મને જણાવો અને મારી ચિંતાને દૂર કરો."

"તે અત્યારે ચંદ્રનગરમાં છે, પરંતુ તેણે પોતાના નામમાં થોડોક ફેરફાર કરેલો હોય, એમ લાગે છે."

"એનો અર્થ એટલો જ કે તે કાંઇ સારા કામમાં ગુંથાયેલો દેખાતો નથી."

હિમ્મતે તેનો કશો પણ જવાબ આપ્યો નહિ. કેમકે તેનું લક્ષ તેની સામેની ભીંત ઉપર ખીલા પર લટકાવેલા એક પદાર્થ તરફ આકર્ષાયું હતું અને તેની મુદ્રા આશ્ચર્યથી છક્ક બની ગયેલી દેખાતી હતી. તે કેટલોક સમય તો જે સ્થળે પોતે બેઠો હતો ત્યાં જાણે ચોંટી ગએલો હોય એમ લાગતું હતું. તેના મુખમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહિ. તેનો ચ્હેરો કાવરોબ્હાવરો દેખાતો હતો.

"તમને ઠીક લાગતું નથી કે શું? થોડીક ચ્હા બનાવી દઉં?" પોતાને ત્યાં આવેલા અજાણ્યા ગૃહસ્થની ચમત્કારિક સ્થિતિ જોઇને પેલી વૃદ્ધા બોલી.

"જોધબાઇ!" હિમ્મત તે વૃદ્ધાની બિલકુલ નજીકમાં જઇને બોલ્યો: "તમે મને બધી હકીકત અક્ષરશઃ સાચેસાચી કહેશો?"

"શું કહો છો? મારા દીકરાએ જો તમારો કશો પણ ગુન્હો કર્યો હોય તો એમાં મારો લેશ પણ સંબંધ હોવાનું શકય નથી. ગુમાનને માટે મેં કેટલું દુઃખ વેઠયું છે તેનો માત્ર એક ઇશ્વર જ સાક્ષી છે!" એમ કહેતી તે વૃદ્ધા એક ન્હાના બાળકની માફક રડવા લાગી.

"મને એક પ્રશ્નનો ઉત્તર આપો. એથી તમને લેશમાત્ર પણ ત્રાસ થનાર નથી. તમારા ખંડમાં આ ઘડિયાળની સાંકળી જોવામાં આવે છે, તેની કીમત કદાચ અલ્પ હશે, તોપણ તેની આકૃતિ એક વિશિષ્ટ પ્રકારની હોવાથી મારૂં ચિત્ત તેના તરફ અત્યંત આકર્ષાઇ રહ્યું છે. એ સાંકળી તમને કયાંથી અને કેવી રીતે મળી, એટલું માત્ર મને સાચેસાચું જણાવો."

"મારા દીકરાને સન્માર્ગથી ચ્યુત કરનાર મનુષ્યની તેને સોબત થઇ અને તે મને છોડી ગયો તે પહેલાં તે એક ગૃહસ્થને ત્યાં વારંવાર જતો હતો. તે ગૃહસ્થની અને ગુમાનની ઓળખાણ પેલા દુષ્ટ મનુષ્યે જ કરાવી આપી હતી. એક દિવસે ગુમાન પોતાના ઘડિયાળને આ સાંકળી લટકાવીને અહીં આવ્યો. એ જોઇને એ સાંકળી તેને કયાંથી મળી એવું મેં તેને પૂછયું. એટલે તેણે મને જવાબ આપ્યો કે એ ગૃહસ્થની દીકરીએ તેને ભેટ આપી હતી. બસ, એટલું જ હું એ સાંકળી વિષે જાણું છું."

"એણે તમારી પાસે તદ્દન ખોટું જ અડાવ્યું !" હિમ્મત ત્વેષપૂર્વક બોલ્યો. પુનઃ પોતાના ક્રોધને કાબૂમાં રાખતો પૂછવા લાગ્યો: "આ સાંકળી લાવ્યાને કેટલાં વર્ષ થયાં હશે એ તમારા જાણવામાં છે ખરૂં ?"

"હા, આશરે પાંચ વર્ષ પહેલાં આ સાંકળી મારે ત્યાં આવી હશે." કિંચિત્ વિચાર કરીને વૃદ્ધાએ કહ્યું.

એ શબ્દ સાંભળતાં જ હિમ્મત એકાએક ચમક્યો અને વિચારમગ્ન બનીને સ્તબ્ધ પડ્યો રહ્યો.

છેવટે દશેક મીનિટ બાદ તે ઉઠ્યો અને બોલ્યો: "તમારા દીકરાના એ મિત્ર ક્યાં રહે છે એ તમારા જાણવામાં છે ?" એ પ્રશ્નના ઉત્તરની ઉત્સુકતાપૂર્વક રાહ જોતો ઊભો રહ્યો.

"હું એવા પ્રશ્નો ઘણુંખરૂં ગુમાનને કરતી નહિ. કેમકે તે મારી સાથે અત્યંત નિષ્ઠુરપણે વર્તતો હતો. એટલે મારા પ્રશ્નનો જવાબ પણ મળે તેમ ન હતું. પણ મને લાગે છે કે લીલાપુર તરફ જતા રસ્તા ઉપર એ ગૃહસ્થ રહેતો હોવો જોઇએ."

"શું ? લીલાપુર તરફ જતા રસ્તા પર ?" હિમ્મત આવેશપૂર્વક બોલ્યો: "કહો, કહો ! તમને જેટલી માહિતી હોય તે તમામ જણાવો—કશું પણ છૂપાવશો નહિ !"

"મને વિશેષ માહિતી નથી." હિમ્મતનું ચમત્કારિક વર્તન જોઇને બ્હિનેલી વૃદ્ધા બોલી: "માત્ર એ મકાન સૂર્યપૂરની દક્ષિણે આશરે વીશેક માઇલ ઉપર એક ગામડા પાસે છે, અને તેની આસપાસ ઝાડી છે એટલું મારા જાણવામાં છે."

"એ મકાનમાં રહેતા ગૃહસ્થનું નામ શું છે ? ત્યાં તમામ માણસો એક જ કુટુંબનાં છે ? અદ્યાપિ તે ગૃહસ્થ ત્યાં રહે છે કે

બીજે ક્યાંય રહેવા ગયો છે ?"

"એ પ્રશ્નોના ઉત્તર મારાથી આપી શકાય તેમ નથી. કેમકે મને વિશેષ માહિતી નથી. એક વાત માત્ર હું તમને કહું છું કે મારા છોકરાનો દુષ્ટ મિત્ર બીજો કોઈ નહિ પણ ધાડપાડુ માનસિંગ જ છે."

"લૂટારો માનસિંગ ?" હિમ્મતે ઉદ્ગાર કાઢ્યો.

"હા, માનસિંગ !"

"પેલો પ્રસિદ્ધ લૂટારો ! સાહસિક, લુચ્ચો, બીજાને ફસાવવામાં પ્રવીણ, ખીસાકાતરૂ, ચોર, ધાડપાડુ, નીચ માનસિંગ ?"

"હા, બાપુ ! હા. એણે જ મારા છોકરાનું જીવન ધૂળ મેળવ્યું—એણે જ મને ભીખ માગતી કરી મેલી !" એમ કહેતી તે વૃદ્ધા પુનઃ રડવા લાગી.

હવે ગુમાનનો સોબતી લક્ષ્મીદાસ નહિ પણ માનસિંગ જ હોવો જોઇએ, એવી હિમ્મતની ખાત્રી થઈ અને તે મનોગત બોલ્યો: "અભિમાની સુનંદા ! આ કેટલો બધો અધઃપાત ! તું લૂટારાની પત્ની થઇશ એમ ? હાય ! તારા જેવી શ્રીમંત કન્યકાને મહેનતુ વ્યાપારી કરતાં વાટપાડુ, ખૂની ચોર જ વિશેષ યોગ્ય ગણાય ! હવે મારા વેરની વસુલાત પણ યથોચિત રીતે થશે, એ નક્કી સમજજે ! પરંતુ એમ એકદમ હું તારા સુખસ્વપ્નનું છેવટ આણીશ નહિ. જેણે તારા પાવિત્ર્યને ક્યારનુંયે ભ્રષ્ટ કરેલું છે અને જેણે તારા સૌંદર્યનો લગ્ન પૂર્વે જ ઉપભોગ કરી લીધો છે, તેના કબજામાં હજુ તું પૂર્ણપણે ફસાઇ ચૂકી નથી ! એક વખત તારૂં લગ્ન થઈ જાય કે પછી તારા અને તારા પર આવી પડનારાં સંકટો વચ્ચેનો પડદો હું ખોલી નાખીશ—તને આશ્ચર્ય અને લજ્જાથી

છક બનાવી દઈશ ! પછી તારી સામે રહેલી ઊંડી ગર્ત્તા તારી દૃષ્ટિએ પાડીશ અને તેનું મુખ પુષ્પવેલીથી ઢાંકી દીધેલું હોવાને લીધે જ તું ફસાઈ ગઈ છે, એમ તને સમજાવી દઈશ !"

હિમ્મત આ પ્રમાણે મનમાં બબડતો હતો; પરંતુ તેની ચમત્કારિક સ્થિતિ અને આવેશયુક્ત મુદ્રા જોઇને જોધબાઈ ગભરાઈ. તેને એવો સંશય આવ્યો કે આ માણસે યુક્તિ કરીને પોતાની પાસેથી જે જે હકીકત કઢાવી લીધી છે, તેનો પોતાના દીકરાની વિરૂદ્ધ ઉપયોગ કરીને, તેને સરકારમાં પકડાવશે તો ? એ સંશય આવતાં તે હિમ્મતના બન્ને પગ પકડીને રડતી રડતી કહેવા લાગી: " ભાઈ! મારો છોકરો ગમે તેવો અધમ હોય તો પણ મારો એના ઉપર નિઃસીમ પ્રેમ છે. તેને કાંઈ સારૂં માઠું થશે તો મારો પ્રાણ આ દેહમાં એક ક્ષણભર પણ રહેનાર નથી. તમે મને વિશ્વાસ આપીને મારી પાસેથી જે માહિતી મેળવી લીધી છે, તેનો મારા દીકરા વિરૂદ્ધ ઉપયોગ ન કરશો—એમ કરવું તે ઠીક ન ગણાય !" ઈત્યાદિ પ્રકારે તે હિમ્મતને વિનવવા લાગી. છેવટે તેના મનનું સમાધાન કરીને હિમ્મત ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### સુંદરી.

હિમ્મત ચોથા મજલા ઉપરની એ વૃદ્ધાની ઓરડીમાંથી નિકળીને તમામ દાદર ઉતરી, નીચે રસ્તા પર આવ્યો ત્યાં સુધી

વચ્ચે એક ક્ષણ પણ થોભ્યો નહિ. તેણે એક ભાડાની ગાડી કરી, તેમાં બેસીને ગણપતિ હિંદુ લોજ તરફ પ્રયાણ કર્યું.

અત્યારે વાચકોને એક પ્રશ્ન થશે: માનસિંગ લક્ષ્મીદાસનું નામ ધારણ કરીને તમારા નામની હુંડીઓ ચંદ્રનગરમાં લખી રહ્યો છે, એવા વર્તમાન હિમ્મતે કરસનદાસ શેઠને શા માટે ન જણાવ્યા? પરંતુ જો હિમ્મતની મનઃસ્થિતિનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરવામાં આવે તો એ પ્રશ્નનો ખુલાસો થઇ શકે તેમ છે. તેની તમામ કૃતિના મૂળમાં એક પ્રકારનો મનોવિકાર હતો! તેને એક વિશિષ્ટ બાબતનો સંશય આવ્યો હતો અને તે માટે તેણે આ બાબતમાં સંડોવાયેલા તમામ માણસો ઉપર પોતાનું વૈર લેવાનો નિશ્ચય કર્યો હતો. સુનંદા માટે તેના મનમાં મત્સરબુદ્ધિ અને સંતાપ ઉદ્‌ભવેલો હોવાથી તેની ગણના પણ તેણે પોતાના શત્રુવર્ગમાં જ કરી હતી. અલબત્ત વૈરની ધૂનમાં તેના મનની ઉદાત્તતાનો એટલો લોપ થયો હતો. આ કારણથી સુનંદાનું માનસિંગ સાથે લગ્ન ન થાય ત્યાં સુધી ખરી હકીકતનો ઘટસ્ફોટ ન કરવો એવો તેણે નિશ્ચય કર્યો હોવાથી અત્યારે જઇને કરસનદાસ શેઠને સત્ય ઘટના નિવેદન કરવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. હા, માનસિંગના ખરા નામ ઠામ અને કૃત્યની પિછાન હોવા છતાં પણ સુનંદા તેની સાથે લગ્ન કરવાને તૈયાર છે એવું તેના જાણવામાં આવ્યું હોત તો કદાચ હિમ્મત, ઈર્ષ્યાને લીધે સુનંદાને તેમ કરતી અટકાવવાને માટે, માનસિંગને જાહેર કરી દેવાનો યત્ન કરત એ બનવાજોગ છે.

શામળગઢ પાસે પોતાને જેમણે લૂટ્યો હતો તેઓ જ ગીરધરલાલ શેઠના મ્હેમાન છે, એ ક્યારનુંએ તેના લક્ષમાં આવી ચૂક્યું હતું; અને ખરા લક્ષ્મીદાસને તેમણે કાયમને માટે અદશ્ય

કરી દીધેલો હોવો જોઇએ, એવી પણ તેના મનની ખાત્રી થઇ ગઇ હતી. પરંતુ મુખ્યત્વે કરીને, તેના મનમાં ઉદ્દભવેલી એક વિશિષ્ટ પ્રકારની શંકા અને તે શંકાનું નિરસન કરવાનો પ્રાપ્ત થયેલો માર્ગ—એ બે બાબતો તરફ જ તેનું તમામ લક્ષ વંધાઇ રહ્યું હતું.

તેને જમવાનું ભાવ્યું નહિ. પરંતુ જેમ તેમ કરીને થોડુંક ખાઇ લીધું. પછી એક ભાડાની ગાડી મંગાવીને તેમાં બેસીને તે લીલાપુર તરફ જવાને નિકળ્યો. કેમકે એ બાજુએ રેલ્વે ન હતી.

આશરે સ્હાંજના પાંચ વાગ્યાના સુમારે એક ગામડા પાસે ઘોડા બદલવાને માટે હિમ્મતની ગાડી થોભી. તે રસ્તા ઉપર જ એક ભોજનાલય હતું. અત્યાર સુધીમાં હિમ્મત સૂર્યપૂરથી સત્તર–અઢાર ગાઉ આવી પહોંચ્યો હતો. તે નીચે ઉતર્યો અને પેલા ભોજનાલયના માલિકની પાસે ગયો.

"ગાડીના ઘોડા તાબડતોબ બદલવાની વ્યવસ્થા કરૂં કે ?" માલિકે પૂછ્યું. એ ત્યાં થઇને પસાર થતા પ્રવાસીઓની સગવડને માટે ભોજનાલય ચલાવતો હતો, અને તે સાથે ભાડુતી ગાડીવાળા સાથે બંદોબસ્ત કરીને તેમના વતી ઘોડા રાખવાનું તથા તેમને જાળવવાનું કામ પણ કરતો હતો.

"મારો હાલ તુરત આગળ જવાનો વિચાર નથી. અમુક કારણસર આ ગામની કેટલીક માહિતી મેળવવાની જરૂર હોવાથી મારો અહીં જ રોકાવાનો વિચાર છે. માટે ઘોડા બદલવાની આવશ્યકતા નથી." હિમ્મતે જવાબ આપ્યો.

"બહુ જ ઉત્કૃષ્ટ !" પોતાના ભોજનાલયને આજે શ્રીમંત ગ્રાહક મળેલો જોઇને આનંદિત બનેલો માલિક બોલ્યોઃ "આ

પ્રાંતનું સૃષ્ટિસૌંદર્ય પ્રેક્ષણીય છે. અહીંથી છ–સાત માઇલ ઉપર એક મનોહર સરોવર છે અને તે તરફ જતાં નજીકમાં જ એક વૃક્ષરાજી છે. "

" એ વૃક્ષરાજી અહીંથી કેટલી દૂર હશે ?" હિમ્મતે ઉદ્દેશ-પૂર્વક પ્રશ્ન કર્યો.

" અહીંથી આશરે અઢી–ત્રણ માઇલ દૂર હશે.

" ત્યાં આસપાસ એકાદું મકાન છે કે નહિ ?" જાણે સહજ જ બોલતો હોય એવા ભાવપૂર્વક હિમ્મતે પૂછયું. જો કે આ પ્રશ્નમાં તેનો અમુક ઉદ્દેશ હતો એ વાચકો જાણે છે.

" હા, એ ઝાડી પાસે જ એક મકાન છે. પણ ત્યાં કોઇની ઝાઝી અવરજવર નથી. વળી એ મકાનમાં રહેનારા લોકોના સંબં-ધમાં પણ ચોતરફ વિવિધ પ્રકારની ચમત્કારિક અફવા ફેલાયેલી છે. કેટલાંક વર્ષો પૂર્વે ત્યાં મોટે ભાગે બદમાશ ભામટાઓ જ એકઠા થતા હતા. "

" એમાં આપણને શું છે ? મારો વિચાર એ વૃક્ષરાજી અને તમે જણાવ્યું તે સરોવર જોવા જવાનો થયો છે. તમે મારે માટે મેડી ઉપર એક ખંડ તૈયાર કરાવીને તેમાં મારી પેટી મૂકાવરાવો." ભોજનાલયના માલિકના કથન તરફ દુર્લક્ષ કરીને હિમ્મત બોલ્યો.

એ પ્રમાણે ગોઠવણ થયા બાદ તે ઉપર પોતાના માટે રાખવામાં આવેલા ખંડમાં ગયો. તેણે પેટી ખોલીને તેમાંથી બે ન્હાની પિસ્તોલો કાઢી અને તે ઓવ્હરકોટના અંદરના ખીસામાં છૂપાવી દીધી. ત્યાર પછી થોડાક નાસ્તો તથા કોફી લઇને પેલી ઝાડી તરફ જવાને માટે પગે ચાલતો નિકળ્યો.

આશરે બે–અઢી માઇલ ગયો હશે એટલે એક મકાન તેના

જોવામાં આવ્યું. ભોજનાલયના માલિકના જણાવવા મુજબ એ મકાન ઝાડીની નજીકમાં જ હતું. પણ એ મકાન દષ્ટિએ પડતાં જ હિમ્મતના શરીરપરના તમામ વાળ ખડા થઇ ગયા; અને તે પોતે પણ એકાએક શોકાકુળ બની જઇને ત્યાં જ થોભી ગયો.

થોડી વારે પુનઃ તેને ધીરજ આવી. તે આગળ વધીને એ મકાન પાસે ગયો. મકાનનું દ્વાર બંધ હતું. પોતાની પાસેની લાકડી વડે બારણા પર ટકોરા માર્યા. એક તરૂણીએ તત્કાળ બારણું ઉઘાડયું અને તેને મકાનમાં દાખલ કરીને દિવાનખાનામાં બેસવાનું કહ્યું.

હિમ્મતે સહજ જ એ રૂણી તરફ દષ્ટિ કરી તો તે તેના અપ્રતિમ સૌંદર્યને નિહાળીને વિસ્મિત જ બની ગયો. તેનો વર્ણ અત્યંત ગૌર, કપાળ પ્રશસ્ત, નાસિકા સરલ અને નેત્રો કાળાભોર તથા તેજસ્વી હતાં—નેત્રોની મોહકતા ખાસ વિશિષ્ટ પ્રકારની હતી. તેના ઓષ્ટ લાલબુંદ અને ચકચકિત હતા. હડપચી પણ અતિ મનોહર હતી. નજીકના વનમાં વાસ કરનારી વનદેવી જ પોતાની સામે ઊભી છે કે શું એવો હિમ્મતને ક્ષણમાત્ર ભાસ થયો.

આ કુમારિકાના સૌંદર્યમાં જેમ મોહકતા હતી, તેમ એક પ્રકારની ઉચ્ચતા પણ હતી. તેનું અભિનય લાલિત્યપૂર્ણ હતું. તેની મુદ્રા નમ્ર પણ સ્વાભિમાનપૂર્ણ હતી અને તેના ચ્હેરા ઉપર દુઃખની કિંચિત્ છટા દેખાતી હતી. તેનો પહેરવેશ ગરીબ કન્યાને શોભે તેવો પરંતુ સ્વચ્છ અને ટાપટીપવાળો હતો.

"એ બાલિકાને પોતાના સૌંદર્યનું લેશ પણ જ્ઞાન ન હોય એમ લાગતું હતું. અર્થાત્ તે સૌંદર્યાભિમાની ન હતી. આ મકાનમાં આવેલો અજાણ્યો ગૃહસ્થ પોતાના તરફ પ્રશંસાપૂર્ણ મુદ્રાથી જોઇ

રહ્યો છે એ લક્ષમાં આવતાં તેનું મુખકમળ લજ્જાને લીધે રક્ત બની ગયું. થોડી વારે અત્યંત મૃદુ અને મધુર સ્વરે તે બોલી: "આપને કાંઈ જોઇએ છે?"

અત્યારે હિમ્મતના લક્ષમાં આવ્યું કે—આ મકાનમાં હું આગન્તુક છું અને અમુક વિશેષ ઉદ્દેશને મનમાં ધારણ કરીને અહીં આવેલો છું. તેણે પોતાને માટે થોડોક નાસ્તો તથા પાણી મંગાવ્યું. ખૂલ્લી હવામાં અઢી માઇલ ચાલવાની કસરત કરવાથી તેને ભૂખ લાગી ગઇ હતી. પેલી બાલિકાએ અંદરથી નાના પ્રકારનાં ફળ, પુરી, મગજ, સેવ અને શરબત વગેરે આણીને એક ટેબલ ઉપર મૂક્યું. તેની તમામ હીલચાલમાં માર્દવ અને લાલિત્ય ઓતપ્રોત ભરેલું હતું.

"મેં આજે ઠીક પ્રવાસ કર્યો છે." કાંઇક પણ બોલવાનો વિષય કાઢવાના હેતુથી હિમ્મતે કહ્યું: "અને સ્વાભાવિક રીતે જ હું બિલકુલ થાકી ગયો છું."

તે તરૂણીએ કશો પણ ઉત્તર નહિ આપતાં હિમ્મતના પોષાક તરફ જોયા કર્યું—જાણે કે આવો ઉંચો પોષાક ધારણ કરનાર શ્રીમંત ગૃહસ્થ પગે ચાલીને મુસાફરી કરે છે, એ જાણીને તે વિસ્મિત થઇ હોયની!

હિમ્મત તેના મનનો હેતુ કળી ગયો અને તેના આશ્ચર્યને દૂર કરવાને માટે તેને સહેજ અસત્યવાદનો આશ્રય ગ્રહણ કરવો પડ્યો.

"હું સૃષ્ટિસૌંદર્યથી ભરેલાં સ્થળોનાં ચિત્રો કાઢવાને માટે આ પ્રદેશમાં આવેલો છું; અને આ તરફ રમણીય વન છે એવું મારા જાણવામાં આવેલું હોવાથી, એ વન કઇ બાજુએ છે તેની

તપાસ કરવાને માટે હું આ તમારા મકાનમાં આવ્યો છું."

"અહીં રમણીય દેખાવો છે એ વાત ખરી," કુમારિકા બોલી: "પણ તમારી પાસે ચિત્રો કાઢવાની કશી પણ સામગ્રી નહિ હોવાથી, એ દેખાવોનો તમને કશો પણ ઉપયોગ થાય એમ મને લાગતું નથી."

"તેને માટે જોઇતી સામગ્રી અહીં આસપાસના એકાદા ગામમાંથી મળી આવશે એમ મને લાગે છે." પ્રસંગાવધાન રાખીને હિમ્મતે નિર્વિલંબે ઉત્તર આપ્યો.

"તમારે જોઇતી સામગ્રી આટલામાં મળી શકે એ શક્ય નથી. તે મેળવવાને તમારે અહીંથી સાત માઇલ દૂર જવું પડશે."

"ત્યારે તો મારે હજી પણ ઘણો જ પ્રવાસ કરવો પડશે!" પોતે ખાસ હેતુપૂર્વક આ બાજુએ આવેલો છે, એવો સંશય આ તરૂણીના મનમાં ઉપજ્યો છે કે કેમ એ જાણી લેવાને માટે તેના તરફ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં હિમ્મતે પ્રસ્તુત શબ્દો ઉચ્ચાર્યા.

"હા, હજી પણ તમારે ઘણું ચાલવું પડશે એ વાત ખરી." એ તરૂણીએ કહ્યું.

"આ સાર્વજનિક ભોજનાલય છે ખરૂં?" ક્ષણભર વિચાર કરીને હિમ્મતે પ્રશ્ન કર્યો.

"હા, આ તરફ વન અને સરોવર જોવાને માટે આવતા પ્રવાસીઓ અહીં ઉતારો કરે છે."

"ત્યારે તો રાત્રીએ મારે માટે સૂવાની સગવડ પણ અહીં થઇ શકશે?"

"તમારા એ પ્રશ્નનો ઉત્તર હું આપી શકું તેમ નથી. અર્ધા કલાકની અંદર આ ભોજનાલયના માલિક આવી પહોંચશે;

તે તમામ ખુલાસો કરશે. માત્ર હું અહીં આવી ત્યાર પછીથી કોઇ પણ અજાણ્યા ગૃહસ્થે અહીં રાતવાસો કર્યો હોય એવું મને સાંભરતું નથી."

"તમે કેટલા દિવસ પહેલાં અહીં રહેવાને માટે આવ્યાં છો? આ પ્રશ્ન મેં આપને કર્યો એથી આપને ગુસ્સો તો નહિ ચડે ના?"

"મને અહીં આવ્યાને ચાર સ્હાડાચાર વર્ષ થયાં હશે; પણ આ પ્રશ્ન મને આપ શા માટે પૂછો છો?" એ તરૂણી સ્વાભિમાનપૂર્ણ પરંતુ વિનયશીલ મુદ્રાથી બોલી.

"અમસ્થો જ. કારણ કે હું અહીં પાંચ-છ વર્ષ પહેલાં આવ્યો હતો એ વખતે મેં તમને જોયાં હોય એવું મને યાદ નથી." હિમ્મત બોલ્યો. આ વખતે પણ તેણે બીજી વાર અસત્યવાદ કર્યો હતો; તથાપિ તેની મુદ્રા શાંત અને સરલ જ હતી. કોઇ ચાણાક્ષ મનુષ્ય પણ તેની મુદ્રા સામે જોતાં એમ કળી શકે નહિ કે તેણે અસત્યવાદ કર્યો હશે.

"ના, એ વખતે હું અહીં ન હતી." તે દીર્ઘ નિઃશ્વાસ નાખતી બોલી. બોલતાં બોલતાં એ મનોહર બાલિકાનાં નેત્રામાં એકાએક અશ્રુ ભરાઈ આવ્યાં.

"મને લાગે છે કે મેં મારા ભોળપણથી તમને તમારા ગત્-કાલિન્ દુઃખોનું સ્મરણ કરાવી આપ્યું! ખરેખર તમારા વર્તન અને દેખાવ પરથી કોઇના પણ લક્ષમાં આવ્યા સિવાય રહે નહિ કે આવા સ્થળે અને આવા મકાનમાં તમારી બાલ્યાવસ્થા પસાર થએલી હોવી જોઇએ નહિ." તેનું સાંત્વન કરવાના હેતુથી હિમ્મત બોલ્યો.

"મારૂં દુઃખ મારે સહન કરવું જ જોઇએ." એ તરૂણી નિશ્ચયાત્મક સ્વરે બોલી: "હવે આપને બીજું કાંઈ જોઇએ છે?"

"ના ના, હવે મારે કશું પણ જોઈતું નથી. તમારે જવું હોય તો જાઓ. આ દિવાનખાનામાં તમને ગોંધી રાખવાની મારી ઇચ્છા નથી. તમારૂં દિલ દુઃખાય એવું કશું મેં તમને કહ્યું હોય, તે માટે હું તમારી ક્ષમા માગું છું પણ એટલું લક્ષમાં રાખજો કે તમારા માટે મારા અંતઃકરણમાં અચાનક એક પ્રકારની લાગણી ઉત્પન્ન થવાને લીધે જ એ શબ્દો મેં ઉચ્ચાર્યા હતા."

તે બાલિકા કૃતજ્ઞતાપૂર્ણ વદને હિમ્મત તરફ જોઇ રહી. થોડોક સમય સ્તબ્ધ રહ્યા પછી તે બોલી: "તમને કશી જરૂર પડે તો 'સુંદરી' એ નામથી મને હાકલ મારજો, એટલે હું તમારી સેવામાં હાજર થઇશ."

એમ કહીને તેણે દિવાનખાનાનો એક બાજુ તરફનો દરવાજો ખોલ્યો અને તે મેડી ઉપર ચાલી ગઈ. તે ગયા પછી એ દિવાનખાનાનું એકનું એક આભુષણ નષ્ટ થયું હોય એમ હિમ્મતને લાગ્યું. તેના હૃદયમાંથી સુનંદા ઉપરનો પ્રેમ અત્યારે તદ્દન લુપ્ત થઇ ગયો હતો અને તે જગ્યાએ આ સુંદરી નામક મનોહર રમણી પ્રત્યેના અલૌકિક પ્રેમે નિવાસ કર્યો હતો. ખરેખર પુરુષના મનની ચંચળતાનો આ એક ઉત્તમ દૃષ્ટાંત લેખી શકાય!

## પ્રકરણ ૧૫ મુ.

### ભોજનાલયનો ભેદ.



સુંદરી ત્યાંથી ચાલી ગઇ તે પછી આશરે પાએક કલાક સુધી હિમ્મત વિચારમાં નિમગ્ન બની ગયો હતો.

આવી સુંદર, સુશિક્ષિત અને હુશિયાર બાલિકાને આવા ગાઢ જંગલમાં આવેલા મકાનમાં ચાર–પાંચ વર્ષથી રહેવાનો પ્રસંગ આવેલો જોઇ તે અત્યંત વિસ્મય થયો હતો. એના જેવી સુંદર સ્ત્રી હિમ્મતે પોતાના જન્મારામાં કદી પણ જોઇ ન હતી; અને તેણે એટલી વાતનો તો પ્રાંજલપણે સ્વીકાર કરી લીધો કે જો સુનંદાની ઓળખાણ થયા પૂર્વે આ સુંદરી પોતાને મળી હોત તો સુનંદા પ્રત્યેના પોતાના પ્રેમના તિરસ્કારથી અપમાનનું જે દુઃખ થયું હતું તે સહન કરવું પડયું હોત નહિ.

સુંદરીનું વય લગભગ પંદરેક વર્ષનું હતું. સ્વાભાવિકપણે જ હિમ્મત એટલું ચોક્કસ અનુમાન કરી શકયો કે આટલી અલ્પ-વયસ્ક બાલિકાનું હૃદય કૃષ્ણ અને અનીતિમાન્ હોય તથા બાહ્યતઃ તેણે નિર્દોષ દેખાવ ધારણ કર્યો હોય એમ બનવું અશક્ય હતું. અર્થાત્ તેનું બાહ્ય વર્તન જેટલું સરલ તેટલું જ અંતઃકરણ પણ નિષ્કપટ

હોવું જોઇએ; અને તેના નામ પ્રમાણે તેની નીતિ પણ શુદ્ધ અને સુંદર હોવી જોઇએ. એવી હિમ્મતના મનની ખાત્રી થવાથી આ બાલિકા આ સ્થળે શા માટે રહે છે, એ વિચારથી તેને આશ્ચર્ય થયું. તે એ ગૂઢનો પાર બિલકુલ પામી શક્યો નહિ.

તેના બાહ્ય વર્તનમાં અને અભિનયમાં એક એવા પ્રકારનું ભારેખમપણું હતું કે તે ઉપરથી તે ઉંચ અને શ્રીમંત કુળની હોવી જોઇએ એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. તેનું વર્તન સાદું અને નિષ્કપટયુક્ત હતું, તથાપિ ગરીબ લોકોનાં બાળકોમાં જણાઇ આવતું અશિક્ષિતપણું કિંવા અસુકુમારપણું તેના અંગમાં બિલકુલ ન હતું.

થોડી વારે એ ભોજનાલયનો માલિક કાળીદાસ અને તેની સ્ત્રી મોહિની દિવાનખાનામાં આવ્યાં.

"થોડાંક લાકડાં લઇ આવો." મોહિનીએ પોતાના ધણીને કહ્યું: "અત્યારે ટાંઢી વિશેષ હોવાથી આ ગૃહસ્થને માટે શગડી કરી આપીએ."

"વારૂ, તું એમની બરોબર વ્યવસ્થા કર." કાળીદાસે કહ્યું: "કદાચ રાત્રીએ પણ તેઓ અહીં જ વિશ્રાંતિ લેશે."

"મારી પણ એવી જ ઇચ્છા છે." હિમ્મત બોલ્યો અને પોતે એક ચિત્રકાર છે તથા આ બાજુના રમણીય દેખાવોનાં ચિત્રો કાઢવાને માટે આવ્યો છે, એમ તેણે માલિકને જણાવ્યું. તેના કથન ઉપર ધણી ધણીઆણી બન્નેને વિશ્વાસ બેઠો હોય એમ લાગતું હતું.

કાળીદાસ લાકડાં લાવ્યો અને તેણે શગડી સળગાવી. થોડી વારે રસોઇ તૈયાર થઇ એટલે તેણે હિમ્મતને જમવા ઉઠવાનું

સૂચન કર્યું; પરંતુ આજે સ્હાંજે હિમ્મતે બે વખત નાસ્તો કરેલો હોવાથી તેણે જમવાની ના પાડી અને તે પ્રથમની માફક જ વિચાર કરતો ખુરસી પર પડ્યો રહ્યો.

જે ગૂઢ જ્ઞાન પ્રાપ્ત કરવાના માર્ગે તે લાગ્યો હતો તેમાં અત્યાર સુધી તો પોતાને યશ પ્રાપ્ત થયો છે એમ તેને લાગ્યું.

જોધભાઇએ કહેલા મકાનમાં તો હું આવી પહોંચ્યો; પરંતુ હવે મારે શું કરવું? આ ભોજનાલયના માલિકને કાંઇ પૂછીશ તો તેના મનમાં ભળતી જ શંકા આવશે અને મારો તમામ બેત રદ જશે. વળી જો સ્વસ્થપણે જે બને તે જોયા કરવાના નિશ્ચય ઉપર આવું છું તો મૃત્યુપર્યંત આવી સ્થિતિમાં રહેવા છતાં પણ કશો નિર્ણય થવાનો સંભવ નથી." એ પ્રમાણે તે વિચારમાં પડી ગયો. શું કરવું એ તેને સૂજતું ન હતું, અને સુંદરીના સહવાસમાં આ મકાનમાં થોડાક દિવસો નિવાસ કરવાની ઇચ્છા પણ તેને છોડતી ન હતી. છેવટે રાત્રીએ શાંતિ-પૂર્વક વિશ્રાંતિ લઇને ભવિષ્યમાં શું કરવું તેનો વિચાર કરવાનું સ્હવાર ઉપર રાખવાનું તેણે ઠરાવ્યું.

"આજે આપ પુષ્કળ ચાલ્યા હો એમ લાગે છે." કાળીદાસે જમીને પુનઃ દિવાનખાનામાં આવ્યા બાદ પોતાના પરોણાને પ્રશ્ન કર્યો.

"વિશેષ તો નહિ–પણ એમ કાંઇક ખરૂં–થોડું વધારે—" કાળીદાસે એકદમ કરેલા પ્રશ્નથી તર્કપરંપરામાં પડેલી ત્રુટીને લીધે ઉત્પન્ન થએલા ગભરાટપૂર્વક હિમ્મત બોલ્યો.

"આ બાજુનું સૃષ્ટિસૌંદર્ય જોવા લાયક છે." માલિકે કહ્યું.

"તમને એનો અનુભવ ઠીક મળ્યો હશે. તમે ઘણાં વર્ષો

થયાં આ મકાનમાં રહેતા હશો ?" હિમ્મતે પ્રશ્ન કર્યો.

" હાજી, પંદર–સત્તર વર્ષ થયાંસ્તો !" કાળીદાસે જવાબ આપ્યો.

" એમ કહોને કે તમારી દીકરીનો જન્મ થયો ત્યારથી જ !" સુંદરીના કથનપરથી તે આ મનુષ્યની દીકરી ન હોવી જોઇએ એમ હિમ્મત સમજી શકયો હતો, તથાપિ તેણે પ્રસ્તુત શબ્દોનો ઉચ્ચાર કર્યો.

" સુંદરી મારી દીકરી નથી. તેનાં માબાપ મરણ પામેલાં હોઇને—"

" આ પ્રશ્ન મેં તમને કર્યો તે માટે મને માફ કરજો." હિમ્મત વચ્ચે જ બોલી ઉઠયો. કેમકે 'મેં તમારૂં શું બૂરૂં કર્યું છે કે તમે મને મારી અગાઉની હકીકતનું સ્મરણ કરાવો છો,' એવું ત્યાં બેઠેલી સુંદરી પોતાને નિર્ભર્ત્સનાપૂર્ણ દૃષ્ટિથી સૂચવતી હોય એવો હિમ્મતની દૃષ્ટિને ભાસ થયો.

એથી તેને રહેજ ખેદ પણ થયો અને એ મનોહર બાલિકાનું હૃદય સ્હેજ પણ દુઃખાય એ કરતાં પોતાનો પ્રાણ જાય તો તે વિશેષ યોગ્ય એમ તેના મનમાં થતું હતું.

ખીસામાંથી ઘડીયાળ કાઢીને જોતાં અગીયાર વાગી ગયા છે, એમ હિમ્મતને જણાયું. એટલે પોતાને સૂવા માટેનો ખંડ દર્શાવવાની તેણે માલિક પાસે ઇચ્છા પ્રદર્શિત કરી. મોહિની તત્કાળ તેને મેડી ઉપર લઇ ગઇ અને એક ન્હાની પણ સ્વચ્છ ઓરડી તેણે તેને બતાવી.

મોહિની ચાલી ગઇ એટલે હિમ્મતે ઓરડીનું દ્વાર વાસી દીધું. તે બિછાના ઉપર જઇને પડ્યો. બારીમાંથી આસપાસનો રમ

હીય દેખાવ ચંદ્રપ્રકાશમાં તેને સ્વચ્છપણે દેખાતો હતો. એ દૃશ્ય જોતાં જોતાં એકદમ તેના મગજમાં એક વિચાર ઉપસ્થિત થયો.

"એ કૃત્ય આ જ ઓરડીમાં નહિ થયું હોય તેની ખાત્રી શી?" તે સ્વતઃ પટપડ્યો અને ભીતિથી તેનું આખું અંગ થરથર કમ્પવા લાગ્યું. તેના મનમાં હજારો મનોવિકાર ઉદ્‌ભવવા લાગ્યા; પરંતુ આ સર્વ વિકારો અને વિચારોરૂપી વાદળાંએ તેના અંતઃકરણ માંહેના આશાપ્રાંતને વ્યાપ્ત બનાવી દીધો હતો, તથાપિ તેમાં એક તેજસ્વી તારો ચમકતો હતો અને તે તેના મનને આલ્હાદિત બનાવતો હતો. આ તારો કોણ? સુંદરી! હા, સુંદરી જ. માત્ર બે-ત્રણ કલાકના સહવાસમાં જ તેની પ્રતિમા હિમ્મતના હૃદયમાં એટલી પૂર્ણપણે કોતરાઈ ગઇ હતી કે થોડી વારમાં જ તેના સિવાય બીજો કશો પણ વિચાર તેના અંતરમાં આવી શકતો નહિ.

એ પ્રમાણે અર્ધોએક કલાક વિચારનિમગ્ન બનીને તે બિછાના પર પડ્યો રહ્યો હશે, એટલામાં નીચે કોઇ મોટેથી બોલતું હોય એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો; અને તે ચમકીને બિછાના ઉપરથી ઉઠીને બેઠો થયો. કાળીદાસ, મોહિની અને સુંદરી એ ત્રણ જણાંનો અવાજ તે સ્પષ્ટ પિછાની શકતો હતો.

"જા, તું તારી ઓરડીમાં જઇને સૂઇ રહે. તારે વધારે પંચાત કરવાનું કારણ નથી." કાળીદાસે ગુસ્સાપૂર્વક કહ્યું.

"નહિ, હું બિલકુલ જનાર નથી. જ્યાં સુધી આવો ભયંકર સંશય મારા મનમાંથી દૂર નહિ થાય ત્યાં સુધી હું અહીંથી બિલકૂલ ખસનાર નથી." સુંદરી નિશ્ચયપૂર્વક સ્વરે બોલી.

"ચૂપ રહે, નહિ તો તે આપણું તમામ કથન સાંભળી જશે." મોહિનીએ ધીમા અવાજે કહ્યું.

"આપણું કથન તે સાંભળે કે ન સાંભળે, પણ આવતી કાલે સ્હવારે તો તમામ પ્રકાર બહાર પડનાર જ છે." સુંદરીએ જણાવ્યું.

"શું? તું મારી તમામ ગુપ્ત હકીકતને પ્રકટ કરીશ?" કાળીદાસ સુંદરીને દબાવવા લાગ્યો.

"બેશક, મને ઉત્પન્ન થયેલો સંશય તેને ચોક્કસ જણાવીશ" સુંદરીએ કાળીદાસની દબામણીની દરકાર કર્યા સિવાય જવાબ આપ્યો.

"હું જોઉં છું કે તું એ વાત તેને કેવી રીતે જણાવે છે!" કાળીદાસ અત્યંત દ્વેષપૂર્વક બોલ્યો.

"તમારી મારા સંબંધમાં ગેરસમજ થયેલી છે અને મારી પણ આજ સુધી તમારા વિષયમાં ગેરસમજ થયેલી હતી. તમે પ્રામાણિક છો એવી મારી ખાત્રી હતી; અને હું નીચ વૃત્તિની છું એમ તમને લાગતું હતું. જો આપણા એકમેકને લગતા વિચારોનો વિનિમય થયો હોત તો સારૂં હતું. મારે તમને નીચ સમજવા જોઇતા હતા અને હું પ્રામાણિક છું એમ તમારે માનવું જોઇતું હતું."

"વારૂ, જવા દે એ વાત." કાળીદાસ કૃત્રિમ હસવાનો પ્રયત્ન કરતો બોલ્યો: "એ બધું હું અમસ્થો મશ્કરીમાં જ બોલતો હતો. એ મનુષ્યને ખરેખર લૂટવાનો કિંવા ઠાર કરવાનો મારો વિચાર છે એમ તને લાગતું હતું કે શું? મને જણાય છે કે તું તેના સૌંદર્યથી મોહમુગ્ધ બની ગઇ છે!"

"તમારી એ અપ્રાસંગિક મજાક બંધ કરો." સુંદરી બોલી: "તમારા એવા શબ્દોથી હું ફસાવાની નથી. તમારો નીચ હેતુ મશ્કરીના શબ્દો નીચે છૂપાવવાનો આ તમારો વ્યર્થ

પ્રયત્ન છે. મને કદાચ બારણે બારણે ભીખ માગતી ભટકવાનો પ્રસંગ આવે તો ભલે, પણ સૂર્યોદય થયા પછી એક પળ પણ હું તમારા મકાનમાં રહેનાર નથી."

"ચૂપ રહે." મોહિની બોલી: "તારા કાકા એ બધું અમસ્થા મજાકમાં જ બોલ્યા હતા!"

"તમે ગમે તેટલું કરો, પણ મારા મનમાં જે સંશય પેદા થયો છે તે એકદમ દૂર થનાર નથી." સુંદરીએ જવાબ આપ્યો: "પ્રાતઃકાળ થશે કે તમારી તમામ હકીકત હું એ તરૂણ ગૃહસ્થના કાન ઉપર આણીશ અને અહીં રાત્રીએ સૂવામાં તેણે પોતાના પ્રાણને કેટલા બધા જોખમમાં નાખ્યો હતો એ પણ જણાવીશ."

"ખબરદાર, જો એ બધું કહ્યું છે તો!" કાળીદાસે દમ માર્યો.

"કહીશ, કહીશ ને કહીશ! મારો જે નિશ્ચય થયો છે તે કદી પણ ફરનાર નથી."

એક જોરપૂર્વક થયેલો આઘાત—કાળીદાસના મુખમાંથી ગાલીપ્રદાન અને હૃદયભેદક બૂમ, હિમ્મતના કાન ઉપર આવ્યાં. નીચે કશી વસ્તુ જમીન ઉપર મોટેથી પડી હોય એવો અવાજ પણ સંભળાયો.

એક ક્ષણ પણ વિચાર કરવામાં નિરર્થક નહિં ગૂમાવતાં તે દોડતો નીચે ગયો; તો કાળીદાસ ઊભો હતો અને તેના પગ પાસે સુંદરી મૂર્ચ્છિત બનીને પડી હતી એવો દેખાવ તેની દૃષ્ટિએ પડ્યો હિમ્મત લાગલો જ તેના શરીર પર ધસી ગયો અને ક્રોધાવેશમાં તેણે પોતાની પિસ્તોલ તેના તરફ ફોડી. ગોળી કાળીદાસના મસ્તકનો સ્પર્શ કરીને તેની પાછળની દિવાલમાં ઘુસી ગઇ. હવે

કાળીદાસ ત્વેષપૂર્વક હિમ્મત તરફ ધસ્યો અને તે જ ક્ષણે મોહિનીએ પણ પાછળથી હિમ્મતને ધક્કો માર્યો. એ ધણી ધણીઆણીએ હિમ્મતના બન્ને હાથ પકડી લીધા; પરંતુ હિમ્મતે જોર કરીને પોતાના હાથમાંની પિસ્તોલ કાળીદાસની છાતીમાં મારી એટલે તેનો હાથ નરમ પડવાથી હિમ્મતનો એક હાથ છૂટો થયો. બાદ એક આંચકા સમેત મોહિનીના હાથમાંથી તેણે પોતાનો હસ્ત છોડાવી દીધો. બીજી જ ક્ષણે તેણે પોતાની બીજી પિસ્તોલ કાઢીને કાળીદાસના મુખ સામે ફોડી. આ ગોળી બરોબર કાળીદાસના કપાળમાં વાગી અને તત્કાળ તે જમીન ઉપર પડી ગયો—એક પળમાં જ તેનો પ્રાણ નિકળી ગયો. પોતાના ધણીની એવી શોચનિય અવસ્થા જોઇને મોહિનીએ એક ચિત્કાર કર્યો અને તે પોતાના ધણીના લોહીથી ભીંજાઇ ગયેલા શરીર ઉપર પોતાનું અંગ નાખીને રૂદન કરવા લાગી. આ બાજુએ હિમ્મતે સુંદરીને જમીન પરથી ઉચકી લીધી. તે સમય જો કે અત્યંત ભયપ્રદ હતો, તથાપિ પોતાના બાહુપાશમાં ધારણ કરેલી આ રમણીની સુંદર આકૃતિ જોઇને હિમ્મતનું સર્વાંગ હર્ષરોમાંચથી વ્યાપ્ત બની રહ્યું. તેણે તેને એક આરામ ખૂરસી પર સૂવાડી. નજીકમાં જ એક પાણીનું માટલું ભરેલું હતું. તેમાંથી પાણી લઇને તેણે થોડુંક સુંદરીના તાળવા પર છાંટયું અને થોડુંક તેના મુખમાં રેડયું. એમ કરીને મોટા પ્રયાસપૂર્વક તેણે સુંદરીને શુદ્ધિમાં આણી.

"હું કયાં છું? તમે કોણ?" સુંદરી નેત્રો ખોલીને બોલી.

"હું તરૂણ ચિત્રકાર—આજે સ્હાંજે આ મકાનમાં આવ્યો છું તે. તું નિર્ભય છે—શાંત થા. તારી તબીયત બરોબર સારી નથી લાગતી"



આ ગોળી બરોબર કાળીદાસના કપાળમાં વાગી અને તત્કાળ તે જમીન ઉપર— પૃષ્ઠ ૧૨૪.

Monarch Printery Ahmedabad

"મને એક ભયંકર સ્વપ્ન આવ્યું હતું." સુંદરી કિંચિત્ શુદ્ધિમાં આવીને બોલી.

એટલામાં સામે જમીન પર પડેલું કાળીદાસનું શબ તથા તેની પાસે શોક કરતી બેઠેલી મોહિની સુંદરીની દૃષ્ટિએ પડ્યાં, અને તમામ સ્થિતિ તેના લક્ષમાં આવી ગઈ. આ પ્રકાર જોઇને તે પૂર્વવત્ બેશુદ્ધ બની ગઇ હોત; પણ હિમ્મતે તેને થોડું ઠંડુ પાણી આપ્યું એટલે તે પુનઃ હૂશિયારીમાં આવી ગઇ.

"ચાલો, બને તેટલી ઉતાવળથી આ ભયંકર સ્થળનો ત્યાગ કરીને આપણે ક્યાંક દૂર ચાલ્યાં જઇએ." પોતાના રક્ષણકર્ત્તાના આશ્રયે ઊભી રહીને તેના મુખ સામે જોતી સુંદરી બોલી.

"પણ આ સ્ત્રીને પકડવી જોઇએ." મોહિનીને અનુલક્ષીને હિમ્મતે કહ્યું.

"જવા દ્યો, જવા દ્યો!" સુંદરી બોલી: "તે પોતે ગમે તેટલી નીચ હોય તો પણ તેનું મારી સાથેનું વર્ત્તન મમતાભર્યું હતું! વળી તેને પકડવાથી તમને કશો પણ વિશેષ લાભ થનાર નથી."

"હું તેને પકડાવવાની વ્યવસ્થા કર્યા સિવાય અહીંથી ખસનાર નથી."

"પણ મારી આ મકાનમાં હવે એક ક્ષણમાત્ર પણ રહેવાની ઇચ્છા નથી- આ ગૃહ નીચ કૃત્યો અને મૃત્યુનું વસતિસ્થાન જ છે. ગમે તેમ થાય તો પણ હવે હું અહીં રોકાનાર નથી." સુંદરી અત્યંત દુ:ખ અને ઉદ્વેગપૂર્ણ મુદ્રાથી બોલી.

"સુંદરી! તારા કહેવા પ્રમાણે કરવાને હું તૈયાર છું. ચાલ, આપણે બન્ને જણાં ચાલ્યાં જઇએ." પોતે શું બોલે છે ને

શું નહિ, તેનું હિમ્મતને કશું પણ ભાન રહ્યું ન હતું. તે મોહિનીને પોલિસને સ્વાધીન કરવાને આતુર હતો; પરંતુ સુંદરીના દુઃખપિડિત વદન તરફ જોતાં તેના હૃદયનો આવેશ દૂર થઇ ગયો અને તે નરમ બની ગયો.

એ તરૂણીએ શરીર પર એક શાલ ઓઢી લીધી અને જાણે મરણ પામેલા કાળીદાસનું પ્રેત પોતાની પાછળ લાગ્યું હોય, એ પ્રમાણે ભયથી કમ્પતી તે મકાનમાંથી બહાર નિકળી ગઇ. તેણે એક વખત પણ પોતાના મુખને પાછળ ફેરવીને એ મકાન તરફ દૃષ્ટિ કરી નહિ.

## પ્રકરણ ૧૬ મું.

### હિમ્મત અને સુંદરી.

કેટલાક સમય સુધી એ બન્ને જણાએ એક બીજાની સાથે કશા પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય ચાલ્યાં કીધું. છેવટે સુંદરી મૌનતાનો ભંગ કરતી બોલી: "આપણે કઇ દિશા તરફ જઇએ છીએ?"

અત્યાર સુધી હિમ્મતલાલ પણ વિચારોમાં ગર્ક બની ગયો હતો. પોતે આ તરૂણીનો રક્ષણકર્ત્તા બન્યો હતો અને આટલા અલ્પ અવકાશમાં પણ તેના અપ્રતિમ સૌંદર્યનું પોતાના મન ઉપર અત્યંત પરિણામ થયું છે એમ તેને લાગતું હતું. એટલું જ નહિ

પરંતુ પોતાનો પ્રાણ બચાવવામાં તે રમણી જ કારણભૂત થઇ એમ લાગવાથી તેના પ્રત્યે હિમ્મતના મનમાં કૃતજ્ઞતા બુદ્ધિ પણ ઉત્પન્ન થઇ હતી. જો તેણે કાળીદાસના બેતને ભાંગી પાડવાનો યત્ન કર્યો ન હોત તો એ નીચ મનુષ્ય પોતાની નિદ્રિત અવસ્થાનો લાભ લઇને જરૂર પોતાનો પ્રાણ લેત, એ સ્થિતિ હિમ્મતનાં નેત્રો સામે સ્પષ્ટપણે પ્રત્યક્ષ થઈ રહી.

સુંદરીના મનમાં પણ મૌન્યાવસ્થા દરમ્યાન એ જ પ્રમાણે વિચારો ચાલી રહ્યા હતા, તે મનમાં ને મનમાં વિચારી રહી હતી કે "જેની સાથે થોડા સમય પહેલાં જ મારે ઓળખાણ થઈ છે તેના આશ્રય નીચે અત્યારે હું છું અને આવા મધ્યરાત્રીને પ્રસંગે એ જ એક મારો સાથીદાર છે; પરંતુ ઇશ્વરે સ્વેચ્છાથી જ જેની મુલાકાત કરાવી તેની પાછળ પાછળ જવા સિવાય મારાથી બીજું શું થઇ શકે તેમ છે? નક્કી તે મને એકાદા સુરક્ષિત સ્થળે લઇ જશે. પછી ભવિષ્યમાં શું કરવું તેનો વિચાર હું કરી લઇશ."

આ પ્રકરણના મથાળે દર્શાવેલો પ્રશ્ન સુંદરીએ કરવા છતાં હિમ્મતે તેનો કશો પણ જવાબ નહિ આપવાથી પુનઃ ભયથી ધ્રુજતા સ્વરે સુંદરીએ પૂછ્યું: "આપણે કઇ દિશા તરફ જઇએ છીએ?"

"હું હવે તને વધુ વખત શંકાશીળતામાં રાખવા ઇચ્છતો નથી," હિમ્મતે કહ્યું અને તેણે પોતે ઝાડી પાસેના ભોજનાલયમાં શા માટે આવ્યો હતો, પોતાની સ્થિતિ કેવા પ્રકારની છે, વગેરે તમામ ખરેખરી હકીકત તેને જણાવી.

એ સાંભળીને સુંદરી બોલી: "તમારા બોલવા ચાલવામાં એવી સરલતા અને નિષ્કપટપણું ભરેલ છે કે તમારા સર્વ કથન

ઉપર મારો પૂર્ણ વિશ્વાસ બેઠેલો છે અને હું પણ મારી હકીકત તમને જણાવી દઉં એમ મને થાય છે. મારી હકીકત ટુંકમાં જ કહી શકાય તેમ છે; અને દુર્દૈવે તે સાંભળનાર કિંવા કહેનારના મનને વિશેષ સંતોષ આપે તેવી નથી. હું ઘણી ન્હાની હતી ત્યારે મારાં માતાપિતા મરણ પામેલાં હોવાં જોઇએ, એવું મારૂં માનવું છે. મારો જન્મ મારી માતાનું લગ્ન થયું તે પહેલાં તેના શીયળનો ભંગ થવાથી થયો હતો. મારી માતા શ્રીમંત કુળની હતી, મારા બાપના સંબંધમાં મને કશી પણ માહિતી નથી. મને એટલું ફક્ત યાદ છે કે જયારે હું ન્હાની હતી ત્યારે મને એક વૃદ્ધ સ્ત્રીની દેખરેખ નીચે રાખવામાં આવી હતી. મારા માતામહ મારા ખર્ચની વ્યવસ્થા કરતા હતા. હું આશરે અગીયાર વર્ષની થઇ ત્યાં સુધી સૂર્યપૂરમાં જ હતી. મને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળી શકે એવી મારા માતામહે વ્યવસ્થા કરી હતી. માત્ર મને કોઇએ કદી પણ મારા બાપનું નામ જણાવ્યું ન હતું. હું જે બાઈ પાસે રહેતી હતી તે મને ક્વચિત્ મારી માતાના સંબંધમાં હકીકત કહેતી હતી, પણ મારા માતામહે મને કદી પણ પોતાને ઘેર બોલાવી ન હતી. એ કારણથી હું તેમને કિંવા તેમના અન્ય આપ્તજનોને બિલકુલ ઓળખતી નથી. મારૂં રક્ષણ કરનાર વૃદ્ધા મૃત્યુમુખમાં પડી! તે પછી બે–ચાર દિવસે એક અજાણ્યો માણસ જ્યાં હું રહેતી હતી ત્યાં આવ્યો અને હું તારો પાલક છું, એમ કહીને મને આ મકાનમાં લઇ આવ્યો. ત્યારથી હું અહીંઆ જ રહેતી હતી. મને આ સ્થળે તેડી લાવનાર મનુષ્ય મને મૂકીને અહીંથી ચાલ્યો ગયો તે હજી સુધી પુનઃ કદી પણ આવ્યો નથી. માત્ર મારા ખર્ચ માટે તે વારંવાર કાળીદાસ ઉપર પૈસા મોકલી આપતો હતો. કાળી-

દાસ અને મોહિની બન્ને મારા ઉપર મમતા કરતાં હતાં. અત્યાર સુધીમાં તેમના વર્તન બાબત મને કદી પણ કશો સંશય આવ્યો ન હતો.

"આ મકાનના માણસોના સંબંધમાં બીજી કશી હકીકત હું તને પૂછું તો એથી તને ગુસ્સો તો ચડશે નહિ ને?" હિમ્મતે પૂછ્યું.

"હું જેટલું જાણતી હોઇશ તેટલું તમામ તમને ખુશીની સાથે જણાવીશ." સુંદરીએ કહ્યું.

"ગુમાન કિંવા માનસિંગ એ નામની વ્યક્તિ કદી કદી આ સ્થળે આવી હતી કે નહિ?"

"ના, મારા આવ્યા પછી આજ સુધીમાં આ મકાનમાં કોઇ કોઇ વાર પ્રવાસીઓ આવતા અને તેઓ ફક્ત એક કે બે કલાક રોકાઈને ચાલ્યા જતા. વળી તે પણ રોજ આવતા નહિ. મહિને,—બે મહિને એકાદ બે પ્રવાસી આવી ચડે. એમ છતાં પણ કાળીદાસનો ધંધો કેવી રીતે ચાલતો હશે, એ વિચારથી મને આશ્ચર્ય પણ થતું. તેમાં ગુમાન કે માનસિંગ નામના માણસો તો કદી પણ મારા જોવામાં આવ્યા નથી."

"ત્યારે તો ઘડિયાળના અછોડાના સંબંધમાં ગુમાને તેની મા પાસે ગપ જ ઠોકેલી હોવી જોઇએ." હિમ્મત મનોગત બડબડ્યો.

"હિમ્મતલાલ શેઠ! આ મારા આયુષ્યનો મોટો ભાગ દુઃખમાં જ ગયો છે." સુંદરીએ કહ્યું: "મારો જન્મવૃત્તાંત ચમત્કારિક છે અને તે પણ અધેંપધેં જ મારા જાણવામાં આવ્યો છે. આવી સ્થિતિને લીધે મને અનેક વાર શોક થયા કરે છે. તેમાં પણ મારી માતાનું અકાળ મૃત્યુ મારે લીધે થયું અને તેની આપ-

કીર્તિનું કારણ મારો જન્મ છે, એવી મારા માતામહ અને તેમનાં કુટુંબીઓની સમજ છે, એ વિચાર જ્યારે મારા મનમાં આવે છે ત્યારે તો મારા શોકસાગરમાં અધિક ભરતી આવી જાય છે. તદુપરાંત મારો પિતા–મારો જન્મકર્ત્તા દુષ્ટ વર્તનવાળો હોવાને લીધે તેના તરફ મારા માતામહ અને અન્ય જનો તિરસ્કારની દૃષ્ટિથી જૂએ છે, એ ભીતિથી તો મારૂં ચિત્ત કોઇ કોઇ વાર અત્યંત ક્ષુબ્ધ બની જાય છે."

"સુંદરી !" હિમ્મત બોલ્યો: "ગમે તેમ તોયે એ તારો તર્ક માત્ર છે. તેના યોગ્યથી તારા હૃદયને ત્રસ્ત બનાવવામાં બિલકુલ લાભ નથી."

એ પ્રમાણે સંભાષણ કરતાં તેઓ માર્ગતિક્રમ કરતાં હતાં. સુંદરી સાથેનું હિમ્મતનું વર્તન મમતાભર્યું હતું; અને સુંદરીનો પણ પોતાના સોબતીની નીતિમત્તા તથા ઉદાતપણા ઉપર પૂર્ણ વિશ્વાસ હતો."

જે ભોજનાલયમાં હિમ્મતે ઉતારો કર્યો હતો ત્યાં સુંદરીને માટે એક સ્વતંત્ર ખંડમાં સૂવાની વ્યવસ્થા કરવામાં આવી, અને તે બન્ને જણાં પોતપોતાના ખંડમાં જઇને શાંતિપૂર્વક વિશ્રાંતિનો અનુભવ લેવા લાગ્યાં.

સ્હવારે ઉઠયા બાદ ઝાડી પાસેના મકાનમાં બનેલો તમામ વૃત્તાંત હિમ્મતલાલે તે ગામના પોલિસ પટેલને જણાવ્યો. ત્યાં તપાસ કરવાને માટે પોલિસ પટેલે પોતાના પગીઓને મોકલ્યા. બાદ હિમ્મત પુનઃ ભોજનાલયમાં આવ્યો. સુંદરી ઉત્સુકતાપુર્વક તેની જ રાહ જોતી બેઠી હતી. એ તરૂણ કુમારીનું મુખકમલ કિંચિત્ કરમાયેલું અને ફીકું પડેલું દેખાતું હતું; તથાપિ એમાં

એટલું તો અનુપમ સૌંદર્ય ભરેલું હતું કે તેને ખાતર પોતાનો પ્રાણ સુદ્ધાંત કુરબાન કરવાને માટે હિમ્મત તત્પર હતો.

થોડી વાર પછી પોલિસ પટેલ તરફથી એવા સમાચાર મળ્યા કે મોહિની ન્હાસી ગયેલી હોવાથી તેનો પત્તો લાગ્યો નથી. બાકી બીજી બાબતની વ્યવસ્થા બરોબર કરવામાં આવી છે. તુરત જ હિમ્મતે ભાડાની ગાડી તૈયાર રાખવાની એ ભોજનાલયના માલિકને સૂચના કરી અને ભોજન કર્યા પછી સુંદરીને લઇને તે સૂર્યપૂર તરફ જવાને નિકળ્યો.

સૂર્યપૂરમાં કમળાબાઈ નામની એક વૃદ્ધ અને શ્રીમંત વિધવા બાઇ રહેતી હતી. તેને કશું પણ સંતાન ન હતું; તે એકલી જ હતી. હિમ્મતના પિતાની તે સગી થતી હતી. તે બાઇ અત્યંત સજ્જન અને મમતાળુ હતી. હિમ્મત જ્યારે સૂર્યપૂરમાં જતો ત્યારે એક ટંક તો તેને ત્યાં જમતો જ. એ બાઇને ત્યાં સુંદરીને રાખવાનો હિમ્મતે નિશ્ચય કર્યો. કેમકે એવી તરૂણ સ્રીને પોતાની સાથે લઇને ગણપતિ હિંદુ લોજમાં રહેવાથી લોકોને સંશય આવે અને એથી સુંદરીની આબરૂને પણ કલંક લાગે, એ તે જાણતો હતો.

હિમ્મતે પોતાનો આ વિચાર સુંદરીને જણાવતાં તેની પ્રજ્ઞતા અને દૂરદર્શિતા માટે એ તરૂણીને અત્યંત માનબુદ્ધિ ઉપજી. તે કૃતજ્ઞતાના ભાર નીચે દબાતી બોલી: "તમે મારે માટે આટલી બધી લાગણી દર્શાવો છો એ તમારો મારા ઉપર મોટો ઉપકાર જ છે." એ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં તેનાં નેત્રો પર અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં.

અહાહા! સામાન્ય ભાષા કરતાં એ સ્વચ્છ રજતદ્દશ અશ્રુમાં અને તેની દૃષ્ટિમાં કેટલાગણું વિશેષ વક્તૃત્વ ભરેલું હતું! એક

ઉદાત્ત વિચારના ઉદાર મનસ્ક મિત્રના સહવાસમાં રહેવાનું સૌભાગ્ય પોતાને પ્રાપ્ત થયેલું છે, એ જોઇને સુંદરીને અત્યંત આનંદ થયો; અને તેના ઉપર વિશ્વાસ રાખવામાં પોતે કશું પણ અયોગ્ય કર્યું નથી, એમ તેને લાગ્યું.

કમળાબાઇ ઘેર જ હતાં. હિમ્મતે લાગલીજ સુંદરીની અને તેમની પરસ્પર પિછાન કરાવી; અને તેને આપની પાસે રાખો, એવી તેણે કમળાબાઇને વિનતિ કરી. તે સાથે તેણે પેલી ઝાડી પાસેના ભોજનાલયમાં બનેલો વૃત્તાંત અને સુંદરીનું કથાનક પણ ટુંકામાં કમળાબાઇને જણાવ્યું. ત્યાર પછી તે સુંદરીની રજા લઇને ગણપતિ હિંદુ લોજમાં આવ્યો; અને ચોવીશ કલાકની અંદર પોતાના ઉપર કેવાં કેવાં સંકટો આવ્યાં, તેમાંથી પોતે કેવી રીતે પાર પડ્યો, તેનો અને બીજી પણ અનેક અદ્ભુત બાબતોનો વિચાર કરતો, રાત્રિભોજન કરીને નિદ્રાવશ બની ગયો.

## પ્રકરણ ૧૭ મું.

### હિમ્મતનું બીજું સાહસ.



હિમ્મત જે હેતુથી પેલા રહસ્યપૂર્ણ મકાન તરફ ગયો હતો, એ હેતુ કાળીદાસના સાહસિક વર્તનને લીધે સિદ્ધ થઈ શક્યો નહિ. સુંદરીની વ્યવસ્થા બરોબર છે એ જોઇને તથા તેની તમામ પ્રકારની સગવડ સાચવવાની કમળાબાઇને વિનતિ

કરીને, જે મકાનમાં તેની અને સુંદરીની પ્રથમ મુલાકાત થઇ હતી એ મકાનમાં બીજી વાર જવાને માટે હિમ્મતે નિશ્ચય કર્યો. એક ગુપ્ત બાબતની તલાશ કરવાને માટે ગમે તેટલો શ્રમ કરવો પડે તો પણ ભગિરથ પ્રયત્ન કરવો એવા હેતુથી તે ચંદનગરથી નિકળ્યો હતો, અને હાથમાં લીધેલા કામનો અંત લાવવાના વિષયમાં એક પ્રકારની માનસિક ઉત્કંઠા તેને ઉત્તેજન આપતી હતી. આ કાર્યમાં વિલંબ કરવો એ ગહન અપરાધ કરવા યોગ્ય છે એમ તેને લાગતું હતું. પેલા રહસ્યપૂર્ણ મકાનમાં અગાઉ બનેલા અમુક પ્રકારના સંબંધમાં તેને સંશય હતો, તે ભેદ ખૂલ્લો કરવાનું તે પોતાનું કર્ત્તવ્યકર્મ સમજતો હતો. એટલું જ નહિ પણ સ્વપ્નમાં પણ એવા પ્રકારનો દેખાવ પોતાની દૃષ્ટિએ પડે છે એમ તેની માનિનતા હતી.

એથી સ્વાભાવિક રીતે જ ગત પ્રકરણમાં બનેલો બનાવ બની ગયોતેને ચોથે દિવસે હિમ્મત પુનઃ એ મકાન તરફ જવાને નિકળ્યો. પ્રથમ પેલા ગામડા પાસેના ભોજનાલયમાં જઇને ત્યાં તેણે મુકામ કર્યો. થોડોક નાસ્તો કરીને તે પોલિસ પટેલની પાસે ગયો. તેને જોઇને પટેલે પ્રશ્ન કર્યો: "કેમ? શા માટે પાછું આવવું પડયું?"

"ખરેખર કહું તો આજથી ચોથા દિવસ ઉપર જે ઘરમાં ભયંકર પ્રસંગ બન્યો હતો ત્યાં પુનઃ એક વખત જઇ આવવાની મારી ઇચ્છા થઈ છે." હિમ્મતે પોતાના પુનરાગમનનું કારણ દર્શાવ્યું. પરંતુ ત્યાં જવાની પરવાનગી આપવામાં પટેલ આનાકાની કરતો હોવાથી તેણે કહ્યું: "ત્યાં મારી હીરાજડીત વીંટી પડી રહેલી હોવી જોઇએ એવો મને સંશય છે. એટલે એક વખત ત્યાં જઇને તપાસ કર્યા વગર તો છૂટકો નથી જ. કેમકે તે હીરો અતિ મૂલ્યવાન્ છે."

હવે પટેલથી આનાકાની કરી શકાઇ નહિ. તેણે હિમ્મતલાલનું કહેવું માન્ય કર્યું અને એ મકાનને વાસેલા તાળાની ચાવી તેને આપી. એ ચાવી લઇને જ્યારે હિમ્મત એ મકાન પાસે આવી પહોંચ્યો ત્યારે રાત્રીના આઠ વાગી ગયા હતા. તેણે ચાવી વડે તાળું ખોલ્યું અને બારણાં ઉઘાડીને તે અંદર દાખલ થયો. અંદર ગયા બાદ પુનઃ તેણે દ્વાર બંધ કરીને અંદરની સાંકળ વાસી દીધી તથા તેના પર પેલું તાળું લગાવી દીધું. તે પોતાની સાથે હાથફાનસ લેતો આવ્યો હતો. એ હાથફાનસ તેણે પેટવ્યું. પછી તેણે મુખ્ય દિવાનખાનામાં પ્રવેશ કર્યો. પણ એટલામાં મેડી ઉપર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. તે ચમક્યો–તેણે ક્ષણભર કાનને તીવ્ર બનાવ્યા, સર્વત્ર શાંતતા હતી. છેવટે પોતાના બિહકણુપણા માટે તેને હસવું આવ્યું.

પછી તેણે દિવાનખાનામાં ચોતરફ દૃષ્ટિ કરી. કાળીદાસના પ્રેતને પોલિસ પટેલના માણસો ત્યાંથી લઈ ગયા હતા. પરંતુ તેના મસ્તકમાંથી નિકળેલું રક્ત જમીન પર થીજી ગયું હતું. એ જોઇને હિમ્મતના શરીરમાં ઉકરાંટા આવ્યા સિવાય રહ્યા નહિ.

પુનઃ મેડી ઉપર કશોક અવાજ થાય છે એવો તેને ભાસ થયો. એથી ઉત્પન્ન થએલી બીતિને લીધે પોતાના શરીરમાંનું લોહી ગંઠાઈ જતું હોય એવી તેની સ્થિતિ થઇ. પરંતુ પુનઃ સર્વત્ર શાંતતા પ્રસરેલી જોઇને પોતે નકામો જ બિહનો, એવી તેણે પોતાના મનની સમજણ કરી લીધી. તેણે એ દિવાનખાનાની તમામ વસ્તુઓ બારિકાઈથી તપાસી જોઈ. દિવાલ સાથે જડેલું એક મોટું હાટીયું હતું એ ખોલીને અંદર ચોતરફ જોયું. આસપાસનો ભાગ પોલો છે કે કેમ એ જાણવાને માટે દિવાલને તમામ બાજુએથી

ઠોકી જોઇ; અને પગ નીચે જમીન પર પાથરેલી પત્થરની લાદીની રચનાનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરી જોયું. પરંતુ કોઈ પણ સ્થળે તેની શંકાને સ્થાન મળ્યું નહિ; છેવટે તેણે મેડી ઉપર જવાનો વિચાર કર્યો.

પરંતુ દાદરના પહેલા પગથીયા ઉપર તે પગ મૂકે છે એટલામાં મેડી ઉપર કોઇ કણસાતું હોય એવો અવાજ તેના કાનપર આવ્યો. તેના હાથમાંનું ફાનસ એકદમ નીચે પડી ગયું. પોતે સાંભળેલો અવાજ મનુષ્યપ્રાણીનો છે એ બાબંત તેની ખાત્રી થઇ ચૂકી હતી અને તે ઉપરથી જ આવે છે એમ પણ તે સમજી શકયો હતો.

ભૂત, પિશાચ. રાક્ષસ વૈતાળ કે એવી કપોલકલ્પિત યોનીઓ ઉપર તેનો વિશ્વાસ હતો એમ કાંઈ ન હતું. પણ જ્યાં થોડા જ દિવસો પહેલાં જમીન પર પડેલું શબ તેણે જોયું હતું, એ મકાનમાં પોતે અત્યારે એકલો જ હતો વળી પોતાને યમસદન પહોંચાડવાની જે નીચ મનુષ્યે તૈયારી કરી રાખી હતી તે કાળીદાસના હાથે અગાઉ કેટલા પ્રવાસીઓ પરલોકવાસી બન્યા હશે તે નક્કીપણે કહી શકાય તેમ ન હતું. આવી સ્થિતિમાં તે ભયભીત બને એમાં આશ્ચર્ય જેવું કશું પણ ન હતું.

તેનું આખું શરીર પરસેવાથી રેબઝેબ બની ગયું. એ મકાન દેખાવમાં જૂનું હોવાથી ભયાનક દેખાતું હતું. હિમ્મતની મનઃસ્થિતિ પણ એ સમયે બિલકુલ ઉલ્હાસમાં ન હતી. તદપિ પોતાની ભીતિ કલ્પનાજન્ય છે એમ પોતાના મનને સમજાવવાનો તેણે એક વાર પુનઃ પ્રયત્ન કર્યો, ફાનસ હાથમાં લીધું, અને દાદર પર ચઢીને તે ઉપર ગયો.

પરંતુ દાદરના ઠેઠ ઉપરના પગથીયા ઉપર તેણે પગ મૂક્યો એ વખતે જે ખંડ તેને સૂવાને માટે આપ્યો હતો તેની પડખેના ખંડમાં કોઇ મનુષ્યના પગલાનો ધબકારો તેના સાંભળવામાં આવ્યો.

તેણે પુનઃ લક્ષ આપીને સાંભળ્યું—અવાજ થવા ન પામે એવા હેતુથી કોઇ પણ ધીમે ધીમે ચાલે છે એવો તેને ભાસ થયો. થોડી વારે કપડાંનો ફડફડાટ તેના સાંભળવામાં આવ્યો અને પુનઃ પગલાંનો ધબકારો થયો.

મનને હિમ્મતવાન્ બનાવીને તે એ ઓરડીમાં દાખલ થયો. ફાનસની બત્તી અસ્થિર હોવાને લીધે ક્ષણ વાર તો કશું પણ તેના જોવામાં આવ્યું નહિ. પરંતુ થોડી વારે એક સ્ત્રી બીતિ અને ત્વેષથી ભયંકર અને વિચિત્ર મુદ્રા કરીને એક ખૂણામાં ઊભેલી તેના જોવામાં આવી. પોતે ગભરાઇ જઇને નીચે પડી જશે, એવા ભયથી તે દિવાલને અઢેલીને ઊભો રહ્યો.

ક્ષણ માત્ર તેનો ચ્હેરો નિરખીને જોતાં હિમ્મતને માલૂમ પડયું કે જેના પતિનો પોતે વધ કરેલો છે તે જ મોહિની પોતાની સામે ઊભી છે. હવે તેના મનની બીતિ બિલકુલ નષ્ટ બની ગઈ.

તે સ્ત્રી લાગલી જ હિમ્મતના અંગ ઉપર ધસી આવી અને બોલી: "તું ફરીથી અહીં શા માટે આવ્યો છે? ઘરધણીને ઠાર કરીને પુનઃ તેના મકાનમાં લૂટ ચલાવવાનો તારો વિચાર હોય એમ લાગે છે!"

"કુલટા! વિચાર કરીને બોલ." હિમ્મત બોલ્યો: "મેં તને પોલિસના કબ્જામાં નહિ સોંપવાનો તારા ઉપર ઉપકાર કર્યો, એ તું ભૂલી ગઇ કે શું?"

"શું કહો છો?" હવે મોહિની ગભરાઈ ગઇ અને જરીક

નરમાશપૂર્વક બોલી: "હું અહીં કાંઈ તમને મળવા આવી નથી. પરંતુ આ મકાનમાં મારી કેટલીક કીમતી ચીજો પડેલી છે તે લઈ જવાને માટે આવી છું. આ મકાનને બે ચાવીઓ છે એ પોલીસ પટેલને માલૂમ નથી!"

"પોલિસનું નામ લેતાં એટલી બધી ગભરાઇ કેમ ગઇ? અને 'તમે શું કહો છો?' એવો તેં મને પ્રશ્ન કર્યો, ખરૂં ને? હું કહું છું કે નીચ, આ મકાનમાં ભયંકર ગુન્હા બનેલા છે—એ ગુન્હામાં તેં તારા ધણીને મદદ કરેલી છે—અને આ જ મેડી ઉપર તમે પ્રવાસી લોકોને ઠાર કરેલા છે!"

"ત્યારે તો તમને બધી માહિતી હોય એમ જણાય છે!" પોતે શું બોલે છે તેનું મોહિનીને ભાન રહ્યું નહિ. તે હિમ્મતના પગ પકડીને તેની ક્ષમા માગવા લાગી.

"હા, મને બધી માહિતી છે. પણ જો તું તમામ બાબત મૂંગી મૂંગી કબૂલ કરીશ અને ખરેખરી હકીકત મને કહી દઈશ તો તને લેશ પણ ત્રાસ થાય એવું કશું પણ હું કરીશ નહિ."

"હું તમને તમામ હકીકત જણાવીશ—સાચેસાચું કહી દઇશ. પણ મને મહેરબાની કરીને પોલિસના કબજામાં ન સોંપશો."

"આશરે પાંચ વર્ષ પહેલાં આ રસ્તે થઇને જનાર એક પ્રવાસીને—"

"મારા ધણીના બે દોસ્તો આ મકાનમાં લાવ્યા હતા." મોહિનીએ વાક્ય પૂરૂં કર્યું.

"અને તે અહીં અમુક સમય રોકાયો; કેમ, ખરૂં કે નહિ?"

"હા, તેની પાસે પુષ્કળ નોટો હતી, અને તે ઘોડા પર બેસીને એકલો જ પ્રવાસ કરતો હતો." મોહિનીએ વિશેષ

વિગત જણાવી.

"તેની પાસે નોટો હતી અને બીજું—" હિમ્મત દાંત વડે હોઠ પીસતો બોલ્યો.

"અને અમે એને ઠાર કર્યો." મોહિનીએ ઉદ્ગાર કાઢ્યો, અને જમીન ઉપર અંગ નાખી દઈને તે રડુંદત રડુંદત રડવા લાગી.

"આ નોંધપોથી અગાઉ તારા જોવામાં આવી છે ખરી?" હિમ્મતે ગજવામાંથી એક ચોપડી કાઢી અને તે મોહિનીને બતાવીને પ્રશ્ન કર્યો.

"હા, તે એ પ્રવાસીની જ!" મોહિની રડતી રડતી બોલી.

"નીચ, દુષ્ટા! એ મારો બાપ હતો! તેનું જ તમે લોકોએ ખૂન કર્યું હતું." મોહિનીના શરીરને પગ વડે લાત મારતો હિમ્મત બોલ્યો.

પ્રસ્તુત શબ્દો ઉચ્ચારીને નજીકમાં પડેલી એક ખૂરસી પર તે બેસી ગયો. તેને જાણે ગાંડપણ લાગુ થયું હોય એવી તેની મનઃસ્થિતિ બની ગઈ હતી.

મોહિની હજી સુધી જમીન ઉપર જ પડેલી હતી. ઉંચું મુખ કરીને જોવાની તેની છાતી ચાલતી ન હતી. તેના શોકપૂર્ણ આક્રંદને લીધે તેના આત્માને પોતાના અપરાધનું કેટલું બધું જ્ઞાન થયેલું હોવું જોઇએ એ સ્પષ્ટ જણાઇ આવતું હતું.

"મોહિની!" હિમ્મતે કેટલીક વારે પૂછ્યું: "તમે એના શબને ક્યાં સંતાડયું છે?"

"નીચેની દિવાલના એક ખૂણામાં."

પછી તે બન્ને જણાં નીચે આવ્યાં. મોહિનીએ દિવાલ ઉપર એક વિશિષ્ટ જગ્યા હિમ્મતને બતાવી; અને જો તે શબ કિંવા

તેના અવશેષને જોવાની ઇચ્છા હોય તો એક કોદાળી વડે તે દિવાલને ખોતરવાની તેણે સૂચના કરી.

એ સ્થળે એક કોદાળી તથા પાવડો પડ્યાં હતાં. હિમ્મતે ફાનસને એક ટેબલપર મૂકીને કોદાળી હાથમાં લીધી તથા જોરથી દિવાલ પર આઘાત કરવાનો પ્રારંભ કર્યો. થોડી વારમાં એ ભાગ ધસીને નીચે પડી ગયો અને પોતાના બાપનું હાડપિંજર તેની દૃષ્ટિએ પડયું. તે એ હાડપિંજરને બહાર કાઢતો હતો એવામાં મોહિની કાંઇક બોલી; હિમ્મતે પાછળ ફરીને તેની સામે જોયું.

કેટલોક સમય સુધી મોહિની હિમ્મતની સામે જોતી સ્તબ્ધ બની રહી હતી, પરંતુ પોતાના બાપના ખૂનનો ગુન્હો સાબિત કરવાને માટે આ માણસ પૂરાવો એકઠો કરે છે, અને તેણે મને ત્રાસ નહિ આપવાનું વચન આપ્યું છે, તોપણ તે મને પોલિસના કબજામાં સોંપતાં કશો પણ વિચાર કરશે નહિ, એવી શંકા મોહિ-નીના મનમાં ઉદ્ભવી. નજીકમાં લાકડાંનો ઢગલો પડ્યો હતો. જે વખતે હિમ્મત પોતાના પિતાના હાડપિંજરને બહાર કાઢવાનો યત્ન કરતો હતો તે વખતે આ ગુન્હાનાં સર્વ ચિહ્નને લોપ કરી દેવાને માટે પેલું ફાનસ લઇને તેમાંનું ઘાસતેલ પેલા લાકડાંના ઢગલા પર રેડયું અને બીજી જ ક્ષણે ફાનસનો કાચ કાઢી નાખીને તે ઢગલાને સળગાવ્યો. લાકડાં સૂકાં હોવાથી તથા ઘાસતેલના સંયોગથી એકદમ ભડભડાટ કરતાં સળગવા લાગ્યાં.

હિમ્મતે આગ હોલવવાનો પ્રયત્ન કર્યો પરંતુ એમાં તેને યશ મળ્યો નહિ. તે ગુસ્સામાં આવી જઇને મોહિનીને ગાળો દેવા લાગ્યો.

તેની સંતાપપૂર્ણ મુદ્રા જોઇને મોહિનીને ભીતિ લાગી અને

જે વખતે તે આગ બુઝાવવાનો પ્રયત્ન કરતો હતો તે વખતે છૂપી રીતે ત્યાંથી પલાયન થઈ ગઈ.

મોહિનીને ન્હાસી ગયેલી જોતાં, હજી પોતાને તેની પાસેથી ઘણી હકીકત કઢાવવાની છે, ગુમાન અને માનસિંગ વિષેનો સંશય ખરો ઠર્યો નથી, એ બાબતનું હિમ્મતને સ્મરણ થયું, એટલે તે પણ એ સ્ત્રીની પાછળ જવા લાગ્યો.

ઝાડીમાંથી મોહિનીનાં પગલાંનો અવાજ સંભળાતો હતો. એ અવાજના અનુરોધે હિમ્મત અંધારામાં દોડતો જતો હતો. છેવટે તે બન્ને જણાં ભેટભેટીયાં થઇ ગયાં. મોહિની પણ થાકીને લોથ બની ગઈ હતી. તે એક વૃક્ષના થડ પાસે જમીન પર બેસી ગઇ. તે હજી પણ કદાચ ન્હાસી જશે, એવી બીતિથી હિમ્મતે પોતાના ગજવામાંથી રૂમાલ કાઢીને તેના વડે તે સ્ત્રીના હાથ કસકસાવીને બાંધી દીધા; અને પછી તે સ્ત્રીએ ઓઢેલી સાડીવડે તેના શરીરને પેલા વૃક્ષના થડ સાથે જકડી લીધું.

ત્યાર પછી એ ગુન્હો કેવી રીતે બન્યો અને તેમાં કોણ કોણ સામેલ હતું, એ મોહિનીને પૂછવાની તેણે શરૂઆત કરી.

પણ આ તમામ પૂરાવાનો પોતાની વિરૂદ્ધ ઉપયોગ કરવામાં આ માણસ આગળ પાછળ જોનાર નથી, એમ મોહિનીને લાગવાથી તેના મુખમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહિ.

એથી હિમ્મત વિશેષ ચિડાયો, અને ગમે તેટલું કરવા છતાં પણ તે પોતાના પ્રશ્નનો ઉત્તર આપતી નથી એ જોઇને બોલ્યો: " નીચ ! હવે હું તને પોલિસના કબ્જામાં સોંપ્યા સિવાય રહેનાર નથી. તને કોર્ટમાં ઊભી કરવાનો મારો વિચાર ન હતો, પરંતુ તું જ્યારે મારા પ્રશ્નનો ઉત્તર આપતી નથી, ત્યારે તો હવે તારા

કૃત્યનો ન્યાય થઇને તને યોગ્ય શિક્ષા થાય એ જ ઉચિત છે, એમ મને લાગે છે. ”

એમ કહીને એ દુર્ભાગ્ય સ્ત્રીને વૃક્ષના થડની સાથે જકડેલી સ્થિતિમાં રાખીને હિમ્મત ત્યાંથી ચાલ્યો ગયો. તેણે પુષ્કળ બૂમો પાડી, પરંતુ હિમ્મતના મનમાં પ્રબળ વિચારોનું એટલું બધું રમખાણ મચી રહ્યું હતું કે તેણે મોહિનીનો એક પણ શબ્દ સાંભળ્યો નહિ.

તે થોડા સમયમાં જ જે ભોજનાલયમાં ઉતર્યો હતો તેની નજીક જઈ પહોંચ્યો. મોહિનીને પકડી લાવવાને માટે પગીઓને મોકલી આપવાનો તેનો વિચાર હતો. અગાઉ તેણે એવી ધારણા રાખી હતી કે માનસિંગનું સુનંદા સાથે લગ્ન થાય ત્યાં સુધી આ બધું ગુપ્ત રાખવું. પરંતુ અત્યારે ગુસ્સાના આવેશમાં તેને એ બાબતનું વિસ્મરણ જ થઇ ગયું.

તેનું મસ્તક ફરવા લાગ્યું હતું. ભોજનાલયમાં તેણે પગ મૂક્યો તે વખતે તેની ચમત્કારિક મુદ્રા જોઇને ભોજનાલયનો માલિક ગભરાયો. હિમ્મતનો ચ્હેરો બિલકુલ ફીક્કો પડી ગયો હતો, તેનાં નેત્રો ચક્કરવક્કર થતાં હતાં અને શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ ચમત્કારિક રીતે ચાલતી હતી.

માલિકે તેની આવી સ્થિતિ થવાનું કારણ પૂછ્યું. પરંતુ હિમ્મત તરફથી તેના પ્રશ્નનો કશો પણ જવાબ મળ્યો નહિ. પોતાના પરોણાની તબિયત એકદમ બગડી ગઇ છે, એવી તેને ભીતિ લાગી અને તુરત તેણે પોતાના નોકરને વૈદ્યને બોલાવી લાવવા માટે મોકલ્યો.

થોડી વારે વૈદ્યરાજ આવી પહોંચ્યા. તેમણે હિમ્મતની પ્રકૃતિ તપાસીને જણાવ્યું કે: "આ ગૃહસ્થની મનોવૃત્તિ અત્યંત ક્ષુબ્ધ બનવાથી તથા તેના શરીરમાં જ્વર ભરાવાથી તેની આવી શોચનીય અવસ્થા થઈ છે." ત્યાર પછી તેણે હિમ્મતને કેટલાક પ્રશ્નો કર્યા પરંતુ તેનો કશો પણ જવાબ મળ્યો નહિ.

તેના શરીરપરનાં કપડાં ઉતારીને વૈદ્યે એક નોકરની સહાયથી તેને બિછાના પર સૂવાડ્યો. થોડી વારમાં હિમ્મતના શરીરમાં જ્વર વધ્યો અને તે જેમ ફાવે તેમ લવારો કરવા લાગ્યો. એ સ્થિતિ જોઇને વૈદ્યે ભોજનાલયના માલિકને કહ્યું: "દરદ વધ્યું છે અને આ ગૃહસ્થનો રોગ અસાધ્ય તો નહિ પરંતુ અત્યંત કષ્ટસાધ્ય છે. માટે તેના મુખમાં અનાજ તો શું પરંતુ કિંચિત્ પાણી સરખું પણ જવા દેશો નહિ. દિવસ અને રાત્રી બે માણસો તેના બિછાના પાસે બેઠા રહે એવી વ્યવસ્થા કરજો."

એમ કહીને વૈદ્યે પોતાને મકાને જઇને દવા મોકલાવી. ભોજનાલયના માલિકે હિમ્મત સૂર્યપૂરથી જેની ગાડીમાં બેસીને આવ્યો હતો તે ગાડીવાનને પૂછીને તેનું ઠેકાણું મેળવ્યું અને ગણપતિ હિંદુ લોજના માલિકને એક માણસ મારફત સમાચાર મોકલાવ્યા કે: "હિમ્મતલાલ નામના જે ગૃહસ્થ તમારા લોજમાં ઉતર્યા હતા તે અત્યારે અહીં મારા ભોજનાલયમાં રોગગ્રસ્ત સ્થિતિમાં છે. દરદ ભયંકર છે. માટે તે ગૃહસ્થના મિત્રો કિંવા ઓળખીતા તમારા જાણવામાં હોય તો તેમને આ સમાચાર જણાવજો."



# પ્રકરણ ૧૮ મું.

## રહસ્ય.

કમળાબાઈ અને હિમ્મતલાલને સ્નેહ છે, એ ગણપતિ હિંદુ લોજના માલિકને માલૂમ હોવાથી તેને પ્રસ્તુત વર્તમાન મળતાં જ તેણે સર્વ હકીકત કમળાબાઈ પાસે જાતે જઇને જણાવી.

પોતાના ઉપકારકર્ત્તાની બનેલી શોચનીય અવસ્થાના વર્તમાન સાંભળીને કોમળ હૃદયની સુંદરીના મનને કેટલું દુઃખ થયું હશે તેની કલ્પના વાચકોએ જ કરી લેવી. તેનાં નેત્રોમાં એકદમ અશ્રુ ઉભરાઇ આવ્યાં, તેનું હૈયું ભરાઇ આવ્યું.

"મારે તત્કાળ જઇને એમની સુશ્રુષા કરવી જોઇએ. એ મારૂં મુખ્ય કર્ત્તવ્ય છે." સુંદરી બોલી.

કમળાબાઇએ લાગલી જ ગાડી મંગાવી અને અર્ધા કલાકની અંદર તો એ બન્ને જણાં હિમ્મતની પાસે જવાને નિકળ્યાં.

એ ભોજનાલયમાં જઈ પહોંચતાં સુંદરીએ તેના માલિકને પ્રશ્ન કર્યો: "હિમ્મતલાલને અત્યારે કેમ છે?"

"અગાઉ કરતાં અત્યારે કાંઇક ઠીક છે." માલિકે જવાબ આપ્યો: "પરંતુ હજુ સુધી તેમની લવરી તો ચાલુ જ છે અને તે બેશુદ્ધ અવસ્થામાં છે."

વૈદ્ય પણ એ વખતે ત્યાં હાજર જ હતા. તેમણે હિમ્મત પાસે જવાની કમળાબાઈ તથા સુંદરીને પરવાનગી આપી. એથી એ પ્રેમાળ બાલિકાને અત્યાનંદ થયો. તે તથા કમળાબાઈ ધીમા પગલે—અવાજ ન થાય તેવી રીતે હિમ્મતલાલ જ્યાં પડ્યો હતો તે ખંડમાં ગયાં.

પ્રથમ કમળાબાઈ બિછાના પાસે ગઇ. હિમ્મત જાગૃત થયો હતો અને અત્યારે શાંત સ્થિતિમાં હતો. તથાપિ તેણે કમળાબાઇને ઓળખ્યાં નહિ. તે તેના તરફ શૂન્ય દૃષ્ટિએ જોઈ રહ્યો અને મનમાં કાંઈક બબડતો વિકટ હાસ્ય કરવા લાગ્યો.

પોતાના તરૂણ આમની શોચનીય અવસ્થા જોઇને બિચારી કમળાબાઇની આંખોમાં આંસુ આવી ગયાં; અને તેણે પોતાના મનને લાગતી ભીતિ વૈદ્યને જણાવી. પરંતુ વૈદ્યે એ વૃદ્ધાને ધૈર્ય આપતાં કહ્યું: “ હિમ્મતલાલ આ ભોજનાલયમાં આવ્યા એ વખતની તેમની દુ:સ્થિતિ લક્ષમાં આણતાં, અત્યારે તેમને ઘણું જ સારૂં છે એમ કહેવામાં કશી પણ હરકત નથી.”

જ્યારે કમળાબાઇ વૈદ્યની સાથે વાત કરતાં હતાં તે વખતે સુંદરી હિમ્મતના બિછાના પાસે જઇને અત્યંત દુ:ખી અને ઔત્સુક્યપૂર્ણ મુદ્રાથી તેના શૂન્ય મુખ સામે જોઇ રહી હતી.

આ વખતે હિમ્મત ઉંઘી ગયો હતો. પરંતુ થોડી વારે તેણે પુનઃ પોતાનાં નેત્રો ખોલ્યાં. એક સુંદર આકૃતિ વાંકી વળીને ઉત્કંઠાપૂર્ણ વદને પોતાની સામે જોઇ રહી છે, એ સ્વર્ગની અપ્સરાના શ્વાસોચ્છ્વાસનો શીતળ વાયુ પોતાના ગાલને સ્પર્શ કરી રહ્યો છે, એવો તેને ભાસ થયો.

એકાએક તેની કલ્પનાશક્તિની આસપાસ ફરી વળેલા અંધ-

કાર-પડળમાં થઇને એક કિરણ અંદર પ્રવેશ કરતું હોય એમ લાગ્યું–એ સુંદર પણ શોકપૂર્ણ ચ્હેરાનું દર્શન થતાં જ તે એકદમ ચમક્યો–તેણે સ્મિત કર્યું અને ગત્ બનાવનું સ્મરણ થવાથી કિંવા બીજા કારણથી તેના અંતઃકરણનો ભ્રમ દૂર થતો જાય છે, એમ દેખાવા લાગ્યું.

સુંદરી તરફ જોઇને તેણે જે સ્મિત કર્યું હતું તેમાં કૃતજ્ઞતા અને આનંદ બન્ને ભરેલાં હતાં. પોતાના સાનિધ્યથી પોતાના ઉપકારકર્ત્તાને ઠીક લાગે છે, એ જોઇ સુંદરીના મનને પણ સ્હેજ આનંદ થયો. રોગીના પલંગ પાસે પડેલી એક ખૂરશી પર તે બેઠી.

એ કોણ છે કિંવા કેવી પરિસ્થિતિમાં તેની સાથે પોતાને પિછાન થયેલી છે, એનું હિંમ્મતને હજુ સુધી પૂર્ણ જ્ઞાન થયું ન હતું. હજી પણ તેના મનની કલ્પના અસ્તવ્યસ્ત જ હતી. તથાપિ એટલું માત્ર ખરૂં કે સુંદરી તે સ્થળે હોવાથી તેને આનંદ થતો હતો. જે પ્રમાણે એકાદા ન્હાના બાળકને અમુક માણસ પસંદ પડતાં તે આનંદિત અને વિસ્મિત વદને તેની સામે આંખ માંડીને જોઈ રહે છે, સ્થિતિ હિંમ્મતની થઈ હતી.

સુંદરીના આગમનનું રોગી પર થયેલું ઇષ્ટ પરિણામ જોઇને વૈદ્યે પણ આનંદ પ્રદર્શિત કર્યો. જો તે અહીંથી ચાલી જશે તો તેટલું જ અનિષ્ટ પરિણામ તેના મન ઉપર થશે એમ પણ તેણે જણાવ્યું. અમારાથી ભોજનાલય જેવા સ્થળે રહી શકાશે નહિ, એવું કમળાબાઇએ જણાવતાં સુંદરી બોલીઃ “ના, હું મારા રક્ષણકર્તાને છોડીને એક ડગલું પણ ખસનાર નથી.” છેવટે વૈદ્યનો પણ એવો જ આગ્રહ હોવાથી કમળાબાઇને તેમનું કહેવું માન્ય રાખવું પડયું. થોડી વાર પછી વૈદ્યે જતાં જતાં સ્હેજ સ્મિત કરતાં

સુંદરીને ઉદ્દેશીને કહ્યું: "રોગીને આરોગ્ય પ્રાપ્ત કરાવવાને તમારા કરતાં વિશેષ યોગ્યતાવાળો વૈદ્ય મળવો અશક્ય છે."

સુંદરીએ હિમ્મતના કપાળપર આવેલો પરસેવો લૂછી નાખ્યો, તેના અસ્તવ્યસ્ત બનેલા વાળ સરખા કર્યા,—અને તેને પોતાના હાથે જ ઔષધ આપવાની તજવીજ કરી. અદ્યાપિ હિમ્મત શુદ્ધિમાં આવ્યો ન હતો. તોપણ તે સુંદરી સિવાય બીજાના હાથનું કશું પણ લેતો નહિ. વળી મધ્યરાત્રી બાદ સુંદરી થોડીક વિશ્રાંતિ લેવાને પોતાની ઓરડીમાં ગઈ એ વખતે હિમ્મતને જરી પણ ચેન પડયું નહિ. સ્હવારે ૭ વાગે સુંદરી પુનઃ ત્યાં આવી. તેને જોતાં જ હિમ્મતના ઓષ્ટ ઉપર હાસ્ય અને નેત્રોમાં આનંદાશ્રુ નાચવા લાગ્યાં. એ પ્રમાણે કેટલાક દિવસો પસાર થઈ ગયા અને હિમ્મતની સ્થિતિ પણ સુધરતી ચાલી.

એકદા સુંદરીએ સહજગત્યા એક ગીત ગાવાની શરૂઆત કરી. તેનો સ્વર કર્ણગોચર થતાં હિમ્મતે એવી કાંઈ સંતોષપૂર્ણ મુદ્રા કરી કે એથી તે ગીત સુંદરીને પૂરેપૂરૂં ગાવાની ફરજ પડી. એટલું જ નહિ પણ હિમ્મતે ઇશારતથી પુનઃ તે ગીત ગાવાનું તેને સૂચન કર્યું.

એ ગીતનો અર્થ હિમ્મત સમજતો હતો એવું કાંઇ ન હતું. કેમકે હજી પણ તે બેભાન અવસ્થામાં જ હતો. પરંતુ સુંદરીના મધુર અવાજમાં કરૂણારસ એવો સમાયેલો હતો કે તેનું હિમ્મતના મન ઉપર સંતોષજનક પરિણામ આવ્યું હતું. તેનું ગીત પૂર્ણ થયું એટલે હિમ્મતે કૃતજ્ઞતાદર્શક ઇશારતપૂર્વક તેનો ધન્યવાદ કર્યો અને તેનાં નેત્રોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં.

એ પ્રમાણે પાંચ—૭ દિવસ નિકળી ગયા. હિમ્મતને અગાઉ

કરતાં ઠીક થવા લાગ્યું. પરંતુ હમેશાં ઓરડીની અંદર જ બેસી રહેવાથી સુંદરીનો ચ્હેરો દિવસાનુદિવસ ફીકો બનતો ચાલ્યો. એ જોઇને 'રોજ એકાદ કલાક તો તમારે ખૂલ્લી હવામાં ફરવાને જવું જ;' એવી વૈદ્યે તેને સલાહ આપી.

તે દિવસે હવા સ્વચ્છ હતી અને હિમ્મતને પણ ગાઢ નિદ્રા આવી ગઈ હતી. વળી પોતે આજારી થઈ જશે તો પોતાની ગેરહાજરીને લીધે હિમ્મતલાલની તબિયત ઉલટી વધારે બગડશે, એ લક્ષમાં આણીને સુંદરી બહાર ફરવા જવાને એકલી જ નિકળી. જતાં જતાં તે કમળાબાઇને કહેતી ગઈ કે "હું કાંઈ બહુ દૂર જનાર નથી. તમને મારી જરૂર પડે તો મને બોલાવવાને કોઈ માણસને મોકલજો. હું આટલામાં જ હોઇશ."

કમળાબાઇએ તેને પરવાનગી આપી. તે પોતાની ઓરડીની બારી પાસે બેઠી બેઠી જ ખૂલ્લી હવાનો આસ્વાદ લેતી હતી. કેટલોક સમય વ્યતીત થયા બાદ ભોજનાલય પાસેથી એક ઘોડાની ગાડી ઝપાટાથી જતી તેની દષ્ટિએ પડી. સુંદરીને પણ બહાર ગયાને ઘણો સમય થઈ ગયો હતો. હિમ્મત થોડી વારે જાગૃત થયો એટલે નેત્રો ખોલીને તેણે આમ તેમ જોયું પરંતુ ક્યાંય સુંદરી દેખાઇ નહિ. આ સ્થિતિ જોઇને બિચારી કમળાબાઈની ઉત્કંઠા અત્યંત વૃદ્ધિને પામી.

જાગૃત થતાં જેનું સુંદર મુખકમલ પોતાની દષ્ટિએ નિયમિત રીતે પડતું હતું એ રમણી પોતાની પાસે નથી એ જોઇને તરૂણ રોગીના ચ્હેરા પર દુ:ખ અને નિરાશાની જે છટા પ્રસરી રહી તેનું વર્ણન કરવાનું કામ અશક્ય છે. અજાણ્યા સ્થળે લાવવામાં આવેલા ન્હાના ગભરૂ બાળકની માફક તેણે ચોતરફ આંખો

ફેરવવા માંડી અને એકાએક તેનાં નેત્રોમાંથી ખરખર અશ્રુધારા વહેવા લાગી.

હજી પણ સુંદરી આવી નહિ. અત્યારે લગભગ બે કલાક થઇ ગયા હતા. એથી કમળાબાઇના મનમાં સ્હેજ ચિંતા પણ ઉત્પન્ન થઇ. તેણે સુંદરીને જલદી તેડી લાવવા માટે એક નોકરને મોકલ્યો. તરુણી ઓરડીમાં નથી એવી ખાત્રી થવાથી હિમ્મતે જે ખુરસી ઉપર હમેશાં સુંદરી બેસતી હતી તેના તરફ નજર કરી અને તે મીટ માંડીને જોવા લાગ્યો ! જાણે કેમ પોતે એવી રીતે જોયા કરવાથી સુંદરી સ્વસ્થળે તુરત પાછી આવશે એમ તેને લાગતું હતું ! બીજો એક કલાક પણ પસાર થઇ ગયો—રાત્રી પડવા લાગી. તદપિ હજી સુધી સુંદરીનો પત્તો ન હતો. અર્થાત તેના પર કશું પણ સંકટ આવેલું હોવું જોઇએ એમ કમળાબાઈ અને વૈદ્યને લાગ્યું.

આખી રાત્રી હિમ્મતને નિદ્રા આવી નહિ. તે બિછાના ઉપર એક પડખેથી બીજે પડખે આળોટતો તરફડીયાં મારવા લાગ્યો. સવારે વૈદ્ય આવીને હિમ્મતની તબિયત તપાસી તો તેને માલુમ પડયું કે તેની પ્રકૃતિ વિશેષ બગડેલી છે. પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં તેણે કમળાબાઇને સ્પષ્ટપણે કહી દીધું કે, “ જો સુંદરી જલદીથી અહીં નહિ આવે તો દરદીની સ્થિતિ વધારે ભયપ્રદ થશે.”

હિમ્મતના મગજના મજ્જાતંતુ અવ્યવસ્થિત બની ગયા હતા ખરા, તદપિ સુંદરીના સંબંધમાં તેની સ્મરણશક્તિ તીવ્ર હતી. જ્યારે જ્યારે પોતાની ઓરડીનું બારણું ઉઘડતું ત્યારે ત્યારે તેનાં નેત્રો એ તરફ ખેંચાતાં અને આશાને લીધે ક્ષણ માત્ર તેનો ચ્હેરો પ્રફુલ્લ દેખાતો; પણ પોતે જેની આટલી ઉત્કંઠા અને ઔત્સુકયપૂર્વક રાહ જૂએ છે તે નહિ આવતાં બીજું કોઈ જ અંદર દાખલ થાય છે, એવું

હિમ્મતના ધ્યાનમાં આવતાં પુનઃ તેનું મુખ મ્લાન બનતું અને તેનાં નેત્રોમાં જલ ભરાઇ આવતું.

કમળાબાઇએ સુંદરીની તપાસ એ ગામના પોલિસ પટેલની મારફત પણ કરાવી. પરંતુ તેનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ. એ વૃદ્ધ વિધવાને વિશેષ ચિંતા થવા લાગી. હિમ્મતની પ્રકૃતિ પણ વધારે ખરાબ થતી ચાલી.

## પ્રકરણ ૧૯ મું.

### નવીન યોજના.



સુંદરીનું શું થયું હશે અને તે ક્યાં ગૂમ થઈ ગઇ હશે, એ જાણવાને વાચકો ઉત્કંઠિત હોય એ સ્વાભાવિક છે. પરંતુ તેમની એ ઉત્કંઠાને પૂર્ણ કરતાં પહેલાં એક વખત ચંદ્રનગરમાં ગીરધરલાલ શેઠના મકાનની મુલાકાત લેવાનું અમને આવશ્યક લાગે છે.

સુનંદા અને માનસિંગનાં લગ્ન થવામાં હવે વચ્ચે વીશ-બાવીશ દિવસ રહ્યા હતા. તે દરમિયાન સૂર્યપુર જઇને કરસનદાસ શેઠને સમજાવી લેવાનું માનસિંગે અગત્યનું ધાર્યું; કેમકે નહિ તો કદાચ પોતાનું તમામ ભોપાળું પ્રકટ થઇ જશે એવી તેને ભીતિ લાગતી હતી.

સૂર્યપુરથી લક્ષ્મીદાસના નામથી આવતા સર્વ પત્રો તો માનસિંગ પોતે લઇ લેતો હતો. પરંતુ તે તેનો જવાબ લખી શકતો નહિ. એથી કરસનદાસ શેઠના પત્રોની ભાષા દિવસે દિવસે વિશેષ કડક બનતી જતી હતી. વળી પોતે ચંદ્રનગરમાં આવ્યા બાદ સૂર્યપુર બિલકુલ પત્ર લખ્યો નથી, એવું ગીરધરલાલ શેઠ પાસે કબૂલ કર્યું ન હતું. એથી જો યદાકદાચિત્ "લક્ષ્મીદાસ તરફથી બિલકુલ ઉત્તર કેમ નથી?" એવી મતલબનો કરસનદાસ શેઠનો પત્ર ગીરધરલાલ શેઠ ઉપર આવે તો તેનો શો જવાબ આપવો, એ વિચાર કરવા યોગ્ય પ્રશ્ન થઈ પડયો હતો. એ વખતે ગીરધરલાલ શેઠના આગ્રહથી પોતે સૂર્યપુર પત્ર લખે તો હસ્તાક્ષરમાં પડેલો ફરક કરસનદાસ જાણી જાય અને પોતાનો તમામ પ્રપંચ રદ મળી જાય એવી માનસિંગની ખાત્રી હતી. પરંતુ તે વ્યર્થ વિચારમાં વખત ગાળે એવો માણસ ન હતો. આ બધી ગડભાંજ થવા ન પામે તે માટે શું કરવું એ બાબત તેણે તત્કાળ નિશ્ચય કરી દીધો.

સૂર્યપુર જવાનો પોતાનો વિચાર ગુમાનને જણાવીને માનસિંગ ગીરધરલાલ અને તેના ઘરના માણસો બેઠા હતા તે દિવાનખાનામાં આવ્યો. અહીં પોતાને અતિ મહત્ત્વના કાર્યને માટે સૂર્યપુર જવું પડે એમ છે, એવું તેણે જણાવ્યું.

"ખરૂં કહું તો," તે બોલ્યો: "હું મોટો દૂરદર્શી માણસ છું. આજ સુધીમાં મેં જે સંપત્તિ પેદા કરી અને તેની સાચવણુ રાખી તે કેવળ મારા ડહાપણના બળ ઉપર. સૂર્યપુરની સ્ટેટ બેંકમાં મારી પુષ્કળ રકમ એમ ને એમ પડી રહેલી છે. તેનું વ્યાજ પણુ બહુજ થોડું છે. એથી તેને કોઈ સારે ઠેકાણે જમા કરવાને ત્યાં

એક આંટો ખાઇ આવવાની જરૂર છે. એટલે પછી મારૂં લગ્ન થયા પછી અહીં મારે વધારે દિવસ રોકાવું પડે તો પણ મને કશી ચિંતા રહે નહિ." એ પ્રમાણે વકતૃત્વપૂર્ણ ભાષણ કરીને માનસિંગે વિજયમુદ્રાપૂર્વક પોતાની આસપાસ જોયું. ગીરધરલાલ શેઠ આનંદથી હસ્યા, પદ્માવતીબાઈ તો માનસિંગના વકતૃત્વથી છક્કજ બની ગઇ હતી, સુનંદાના નેત્રોમાં માત્ર અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં.

એ જોઇને માનસિંગ તુરત તેની નજીકમાં ગયો અને ધીમેથી બોલ્યો: "સુનંદા ! તું બિલકુલ નિશ્ચિંત રહે. હું વિન વિલંબે જ પાછો આવીશ."

"તમે અહીં પાછા આવશો ત્યાં સુધી મને એક ક્ષણભર પણ ચેન પડશે નહિ." સુનંદા ગદગદિત કંઠે બોલી: "તેમાં પણ તમારી આસપાસ સદૈવ સજ્જ રહેલાં સંકટોનો વિચાર મનમાં આવ્યો કે—'

"એ માટે તું જરી પણ ચિંતા કરીશ નહિ. વેશાંતર કરવાના કામમાં હું પૂર્ણપણે વાકિફગાર છું; એટલે મને કશી વાતની પણ બીતિ લાગતી નથી." માનસિંગે તેને આશ્વાસન આપનારો જવાબ આપ્યો.

એ ઉત્તરથી સુનંદાને સ્હેજ શાંતિ મળી. બીજે દિવસે સવારે માનસિંગ ગાડીમાં બેસીને શામળગઢ સ્ટેશન તરફ જવાને નિકળ્યો



# પ્રકરણ ૨૦ મું.

## માનસિંગનું સૂર્યપુરમાં આગમન.



ર્યપૂરમાં પહોંચતાંની સાથે જ માનસિંગે પોતાનો વેશ પલટાવી નાખ્યો. એક લાંબો જાંબુડીયા રંગનો કોટ, કાળા બૂટ અને તેજ રંગનાં મોજાં, ન્હાની સુરતી ઘાટની પાઘડી, પગ સુધી પહોંચે તેવું ઢીલું ધોતીયું અને સોનેરી કોરનો ખેસ, એ પ્રમાણે પોતાના પહેરવેશની વ્યવસ્થા કરી લીધી. વળી પોતાની મૂછોને કલપ લગાડીને તદ્દન કાળી બનાવી દીધી તથા લીલા રંગનાં સોનેરી ફ્રેમના ચશ્માંથી તેણે પોતાનાં નેત્રો ઢાંકી દીધાં.

તેની સ્વાભાવિક વતિ અત્યંત ઉતાવળી હોવાને લીધે, કોઇને પોતાની ગતિ પરથી પોતાના વિષયમાં શંકા ન આવે તેટલા માટે પોતે ડાબા પગે ખોડંગતો ચાલતો હોય એવો દેખાવ ધારણ કર્યો; અને રસ્તા પર તે લંગડાતો લંગડાતો ચાલવા લાગ્યો. તેણે શિર પર છત્રી ધારણ કરી હતી.

તુરત જ તે કરસનદાસ શેઠની પેઢ પર જઈ પહોંચ્યો. પોતાનું નામ **પ્લવંગમ પદ્મનાભ** છે એવું તેણે નોકરને જણાવ્યું. નોકરે અંદર જઇને ખબર આપતાં કરસનદાસ શેઠે તેને પોતાની ઓફિસના ખંડમાં બોલાવ્યો અને પૂછ્યું: “તમે ક્યાંથી આવ્યા છો?”

" હું ચંદ્રનગરથી આવું છું. મારે અને લક્ષ્મીદાસ શેઠને સારો સંબંધ છે." માનસિંગે જવાબ આપ્યો.

" એમ કે? અરે, પટેલ! આ ગૃહસ્થને બેસવાને માટે એક ખૂરસી લાવ તો. આપનું નામ આપે શું જણાવ્યું? પ—લ—વ—ભ—"

. " પ્લવંગમ પદ્મનાભ. ગીરધરલાલ શેઠજીનો આ પત્ર હું લાવ્યો છું." એમ કહીને માનસિંગે એક પત્ર કુરસનદાસ શેઠને આપ્યો.

એ પત્રમાં નીચે મુજબ લખેલું હતું:—

" લક્ષ્મીદાસ શેઠ જાતે જ આ પત્ર લઇને આપની તરફ આવતા હોવાથી, વિશેષ હકીકત લખવાની કશી પણ જરૂર રહેતી નથી. આપને જે માહિતી જોઇતી હશે તે લક્ષ્મીદાસ શેઠ પોતે જ આપશે."

પત્ર વાંચી રહ્યા પછી કુરસનદાસ શેઠે કહ્યું: " આ પત્રના મજકુર પરથી તો લક્ષ્મીદાસ પોતે જ આ પત્ર લઇને આવનાર હતા એમ દેખાય છે."

" હાજી, એ વાત ખરી છે." માનસિંગે શાંતપણે જવાબ આપ્યો: " અને તે પ્રમાણે હું તથા લક્ષ્મીદાસ શેઠ ચંદ્રનગરથી સાથે જ નિકળ્યા હતા. પરંતુ શામળગઢના સ્ટેશને આવતાં તેમને એકાએક સખ્ત તાવ ચડી આવ્યો. તેમને હું એકદમ ત્યાંની મોટી હોસ્પીટલમાં લઈ ગયો. ત્યાંના ગોરા ડાકટરે તેમની પ્રકૃતિ તપાસીને એવો અભિપ્રાય આપ્યો કે ઓછામાં ઓછા વીશ–પચીશ દિવસ તેમને હોસ્પીટલમાં રહેવું પડશે. જો કે એટલું સંતોષજનક છે કે તેમની સ્થિતિ વિશેષ ચિંતા કરવા યોગ્ય નથી. તેમણે મને એ સમાચાર આપને જણાવવાને માટે આપની મુલાકાત લેવાનું

સૂચન કર્યું અને આપની વિશેષ ખાત્રીને માટે ગીરધરલાલ શેઠનો આ પત્ર પણ મને આપ્યો. એ પત્ર લઇને હું એકદમ અહીં આવ્યો છું."

"એ પત્રની કશી પણ જરૂર ન હતી. તમારો ચ્હેરો જ તમારી ખાનદાનીની સાક્ષી પૂરે છે." કરસનદાસ શેઠે માનસિંગના ચ્હેરા પરથી તેની ખાનદાનીની પ્રશંસા કરી.

"લક્ષ્મીદાસ શેઠે ચંદ્રનગરમાં માત્ર થોડા દિવસોમાં જ તમારી પેઢીની અત્યંત કીર્ત્તિ વધારી દીધી છે. એ તમામ હકીકત મોઢામોઢ જણાવીને તમને આશ્ચર્યચકિત કરી દેવા, એવો તેમનો ઇરાદો હતો." માનસિંગે જણાવ્યું.

"લક્ષ્મીદાસના ડહાપણ અને ચાતુર્ય માટે અમારી ખાત્રી છે. વળી તે મોટો એકવચની માણસ છે."

"એમાં શો શક! કરસનદાસ શેઠ! સત્યતા અને પ્રતિષ્ઠાની દરેક ધંધામાં કેટલી બધી જરૂર છે, એનું આજ બાવીશ વર્ષના મારા વ્યાપારી અનુભવથી મને સારૂં જ્ઞાન થયેલું છે." માનસિંગે પેંતરો માર્યો.

"આપ પોતે પણ વ્યાપારી જણાઓ છો, એમ કે?"

"હાજી, અમારી પેઢીનું નામ 'ગૌરાંગમ પ્લવંગમ પદ્મનાભની કંપની' એવું રાખવામાં આવેલું છે." માનસિંગે પોતાના નામની માફક પોતાની પેઢીનું પણ કલ્પિત નામ રજુ કર્યું.

"વારૂ, વારૂ, આપ ચંદ્રનગર પાછા જાઓ તે પહેલાં એક વખત પુનઃ મને મળશો તો ખરાને?" કરસનદાસ શેઠે પૂછ્યું. તેમને લાલચ લાગી હતી, અને આ નવી કંપની સાથે વ્યાપાર કરવાનો તેમનો વિચાર થઇ આવ્યો હતો.

"હાજી, જરૂર મળીશ. ત્રણ–ચાર દિવસમાં જ હું પુનઃ ચંદ્ર-નગર જવાનો છું. લક્ષ્મીદાસ શેઠ કિંવા ગીરધરલાલ શેઠ ઉપર પત્ર આપવો હોય તો મને આપશો. વળી મારા સરખું ત્યાંજોગું કશું કામકાજ હોય તો એ પણ ફરમાવશો."

"ભલે ભલે—ઘણી જ ખુશીથી !" કરસનદાસ શેઠ પણ ખુશ ખુશ થતા બોલ્યા.

પછી માનસિંગ શેઠની રજા લઇને ત્યાંથી નિકળ્યો અને મુનસફ સાહેબની કચેરીમાં નાજરની પાસે ગયો.

"નાજર સાહેબ ! સુંદરીના પાલક તરીકે જે રકમ મને આપવામાં આવે છે, તે લેવા માટે હું આવ્યો છું." માનસિંગે નાજર સાહેબને મળીને કહ્યું.

"પણ એ રકમનો યોગ્ય રીતે વ્યય કરવામાં આવે છે કે કેમ, તેની મારે ખાત્રી કરવાની છે. એ ખાત્રી તમે કરી આપો; એટલે પછી તમને એ રકમ આપવામાં મને કશો પણ વાંધો નથી." નાજરે કહ્યું.

"મારા ઉપર આપને વિશ્વાસ નથી ?"

"તમારા કરતાં જે બાલિકાના તમે પાલક છો, તેના ઉપર હું વિશ્વાસ મૂકવાનું વધારે પસંદ કરૂં છું. દલીચંદ ! એ બાલિકાના માતામહની પણ મને એવી જ સૂચના છે." નાજરે જણાવ્યું. અત્રે એક ખુલાસો કરવાની જરૂર છે કે નાજર માનસિંગને દલીચંદ નામથી જ ઓળખતો હતો,

"ભલે ત્યારે, આપની મરજી પ્રમાણે આવતી કાલે ત્રણ વાગે સુંદરીને લઇને હું અહીં આવીશ. તમે એ વખતે મહેરબાની કરીને હાજર રહેજો." એમ કહીને માનસિંગ ત્યાંથી નિકળ્યો

અને ગુમાનની માતા જોધબાઇ રહેતી હતી ત્યાં ભાડાની ગાડીમાં બેસીને ગયો. તે ગાડી નિર્દેશ કરેલા સ્થળે પહોંચી ગઇ. જોધબાઇ કયા માળ પર રહે છે તેની તપાસ કરીને તે ઝપાઝપ ચોથા માળ પર ગયો અને જોધબાઇને મળ્યો.

"જોધબાઇ! ગુમાનસિંગની આજ્ઞાથી હું તમને મળવાને માટે આવ્યો છું." માનસિંગે તેને કહ્યું.

"એ સુરક્ષિત તો છે ને? કે પછી તુરંગમાં પડયો છે?" જોધબાઇએ પૂછયું. તેણે માનસિંગને કોઈ વાર નજરે જોયેલો નહિ હોવાથી તે તેને ઓળખી શકે તેમ ન હતું.

"એ સુરક્ષિત છે અને તમને આપવાને માટે બસો રૂપીઆ પણ તેમણે મારી સાથે મોકલ્યા છે." એમ કહીને દશ-દશ રૂપીઆની વીશ નોટો તેણે જોધબાઈ સમક્ષ રજુ કરી.

"ના, એ રૂપીઆ મારે નથી જોઇતા!" વૃદ્ધાએ એકદમ ઉદ્ગાર કાઢયો; "તેણે એ રૂપીઆ કોણ જાણે કેવાય માર્ગે મેળવ્યા હશે!"

"એ બાબત તમારે જરી પણ ફિકર કરવાની નથી, ગુમાનસિંગે ચંદ્રનગરમાં એક મોટી પેઢીમાં ભાગ કર્યો છે, અને આ પૈસા એમણે પ્રામાણિકપણે તથા મહેનત કરીને મેળવેલા છે." માનસિંગે કહ્યું.

"જો એમ હોય તો એ લેવાને માટે મને કશો પણ વાંધો નથી. પણ આ પહેલાં ગુમાન અને તેના જેવા જ તેના નીચ સોબતીએ મને અનેક વાર ફસાવી છે."

"તમે કહો છો એ કાંઇ ખોટું નથી. ઘણા વરૂઓ ઘેટાંનાં ચામડાં ઓઢીને ફરતાં આ જગતમાં દૃષ્ટિએ પડે છે. તેમનાથી બહુ જ

ચેતીને ચાલવાની જરૂર છે."

"હા, બાપુ! એમ છે ખઈ. મારા દુર્દૈવી છોકરાનો પણ એક સોબતી છે, તે એટલો લુચ્ચો છે કે પ્રત્યક્ષ સેતાનને પણ ફસાવ્યા સિવાય રહે નહિ. તેણે જ મારા કમનસીબ છોકરાને અનીતિને માર્ગે ચડાવ્યો હતો. પણ તમને એ બધી બાબતની ખબર નહિ હોય?"

"તમારા દીકરાને ને મારે ગાઢ મૈત્રી છે. તેમણે પોતાનું તમામ રહસ્ય મને જણાવ્યું છે. તેમની જુવાનીની હકીકત મને પૂર્ણપણે માહિત છે." માનસિંગે કહ્યું

"એમ કે? હું તમને હમણાં શું કહેતી હતી—હા, મારા દીકરાનો એક સ્નેહી છે તે અત્યંત દુષ્ટ—નીચ—પ્રત્યક્ષ સેતાન—"

"એટલો બધો ક્રૂર છે? માનસિંગે આશ્ચર્ય દર્શાવ્યું.

"અરે! એટલો બધો અધમ છે કે કાંઇ કહેવાની જ વાત નહિ! દુનિયામાં એવું એક પણ પાપ નહિ હોય કે જેનો તે નરરાક્ષસના હૃદયને અનુભવ થયો ન હોય!"

"જો તમારો અભિપ્રાય ગુમાનસિંગનો એ સ્નેહી પ્રત્યક્ષ સાંભળે તો તેને અત્યંત સંતોષ થયા સિવાય રહે નહિ!" માનસિંગ હસ્યો.

"તે જો અત્યારે અહીં હોત તો પણ મેં તેને નિર્ભયપણે પ્રસ્તુત શબ્દો કહ્યા હોત. વળી તે એટલો કપટી અને કુશળ છે કે જો તેની ઇચ્છા થાય તો તે આપના જેવું સંભાવિતપણું પણ વિના શંકે ધારણ કરી શકે—પછી કોઇને તેના અધમ કૃત્યની શંકા પણ ન આવે!"

"રાંડ ડોકરી! તને બતાવું મારો નરસિંહાવતાર? ફક્ત

એક જ થપ્પડથી તારી ચટણી કરી નાખું! પણ અત્યારે તે પ્રસંગ નથી." એ પ્રમાણે સ્વગત બોલતા માનસિંગે બાહ્યતઃ હાસ્યયુક્ત ચ્હેરો રાખીને કહ્યું: "ઠીક, હું જાઉં છું ત્યારે. ગુમાનસિંગને તમારા કુશળ સમાચાર જણાવીશ."

એમ કહીને તે પોતે જ્યાં ઉતર્યો હતો ત્યાં ગયો. એ વખતે સ્હવારના દશ વાગ્યા હતા. એટલે એકદમ જમી લઇને એક ભાડાની ગાડી મગાવીને તે પેલા ઝાડી પાસેના મકાન તરફ જવાને નિકળ્યો.

# પ્રકરણ ૨૧ મું.

## સકંજામાં સપડાયેલી સુંદરી.

માનસિંગ ગાડીમાં બેસીને લીલાપુર તરફ જવાને માટે નિકળ્યો હતો, એ અમે ગત્ પ્રકરણમાં જણાવી ગયા છીએ. હિમ્મતલાલ જે ભોજનાલયમાં રોગગ્રસ્ત સ્થિતિમાં પડ્યો હતો, તે ભોજનાલય પાસે ઘોડા બદલાવવાને ગાડી ઊભી રહી. તે વખતે માનસિંગે ગાડીવાનને પ્રશ્ન કર્યો: "અહીંથી અઢી માઇલ ઉપર વન છે, તેની પડોશમાં આવેલું મકાન તેં જોયું છે ને?"

"હાજી, ઘણી વાર હું એ મકાન પાસે ગયેલો છું."

"ત્યારે એ મકાન પાસે ગાડી લઇ જઇને ઊભી કર. મારે ત્યાં ઉતરવાનું છે."

" તમારે ત્યાં ઉતરવાનું છે ? પણ એ મકાન તો થોડા દિવસ પહેલાં જ સળગી ગયું છે !"

" સળગી ગયું છે ? અશકય ! તારી સમજફેર થતી હશે. " **માનસિંગે** અત્યંત આશ્ચર્યપૂર્વક કહ્યું.

" અશકય કેમ ? તદ્દન શકય છે–કેમકે એ હકીકત ખરી છે." ગાડીવાને જવાબ આપ્યો.

" તો પણ કાંઇ હરકત નહિ. તાબડતોબ ગાડીને ત્યાં લઇ જા. " આ બાતમીને ખરી સમજવી કે ખોટી, તેનો કાંઈ પણ નિશ્ચય ન કરી શકવાથી ઘોંટાળામાં પડી ગયેલો **માનસિંગ** બોલ્યો.

**માનસિંગ** એ મકાનની દિશા તરફ એક સરખો જોઈ રહ્યો હતો. ગાડી તેની નજીક પહોંચી એટલે એ મકાનની ખૂલ્લી દિવાલો જ માત્ર તેની દ્રષ્ટિએ પડી—તેણે ત્વેષપૂર્વક પોતાના કપાળે હાથ માર્યો.

મકાનની નજીક ગાડી જઈ પહોંચી એટલે **માનસિંગ** નીચે ઉતર્યો અને આશ્ચર્યચકિત મુદ્રાથી એ મકાનના અવશેષ તરફ જોતો ઊભો રહ્યો.

છેવટે વિચારમાં ગર્ક બની જઇને પોતાને માટે ગાડી ઊભેલી છે અને ગાડીવાન પોતાની રાહ જૂએ છે, તેનું ભાન નહિ રહેવાથી તે પેલી ઝાડીમાં દાખલ થયો.

ચાલતો ચાલતો તે સ્વતઃ પટપટયોઃ " આ પણ મોટું આશ્ચર્ય જ છે ! આ પ્રકાર કેવી રીતે બન્યો હશે ? કાળીદાસે ઇરાદાપૂર્વક આ મકાન સળગાવ્યું હશે કે કાંઇ અકસ્માત બન્યો હશે ? કોઇ માણુસ અંદર બળી મૂવું હોત તો પેલા વાતોડીયા ગાડીવાને એ મને જરૂર જણાવ્યું જ હોત. ત્યારે હવે કાળીદાસ વીગેરેની

શોધ ક્યાં ચલાવવી ?"

એ પ્રમાણે વિચાર કરતો કરતો તે એક ટેકરી પર ચડી ગયો. અત્યારે તેની મનઃ સ્થિતિ એકાદા ચિત્તભ્રમ મનુષ્યના જેવી બની ગઈ હતી. ટેકરી પરથી આસપાસ દૃષ્ટિ ફેંકતાં એક બાજુએ ઝાડીથી થોડેક દૂર કશી વસ્તુ તેની દૃષ્ટિએ પડી.

તે નીચે ઉતરીને એ તરફ ચાલ્યો. ત્યાં આગળ જતાં એક વૃક્ષની સાથે એક સ્ત્રીને બાંધેલી તેણે જોઇએ. સ્ત્રીનો પ્રાણ કયારનોયે નિકળી ગયો હતો. ઉંદરો અને અન્ય પ્રાણીઓએ તેના પ્રેતની દુર્દશા કરી હતી. નાક, આંખો, ગાલ વગેરે ઠોલી ખાધેલાં હતાં; અને ખૂલ્લા પડી ગયેલા દાંતનો દેખાવ ભયંકર જણાતો હતો.

એ શબ કોનું હશે તેનો માનસિંગ બિલકુલ તર્ક કરી શકયો નહિ. છેવટે તે પાછો પેલા મકાનની નજીક આવ્યો. ત્યાં ગાડી ઊભી જ હતી. પુનઃ તે ગાડીમાં ચડી બેઠો અને જે ભોજનાલયમાં હિમ્મત પડેલો હતો એ તરફ ગાડી લેવાનું તેણે ગાડીવાનને કહ્યું.

થોડી વારમાં જ ભોજનાલય અને પાસેનું ગામડું તેની દૃષ્ટિએ પડયું. એટલામાં એક સુંદર તરૂણી પણ તેને દૃષ્ટિગોચર થઇ.

તેનો ચ્હેરો જોતાં જ માનસિંગે તેને ઓળખી લીધી અને ગાડીવાનને ગાડી થોભાવવાની તેણે સૂચના કરી. તે તુરત નીચે ઉતર્યો. આ તરૂણી બીજી કોઈ નહિ પરંતુ બ્હાર ફરવા નિકળેલી સુંદરી જ હતી, એ વાચકોએ જાણી લીધું હશે.

"સુંદરી!" એ તરૂણીની નજીક આવીને માનસિંગ બોલ્યો: "તું હજુ મને ઓળખતી જણાતી નથી ? સૂર્યપુરથી આ બળી ગયેલા મકાનમાં હું જ તને મૂકી ગયો હતો. હું તારો પાલક છું.

તારો પાલક છું એ તો હવે તારા ધ્યાનમાં આવ્યું જ હશે ?"

માનસિંગનું ભાષણ શ્રવણ કરતાં, આ બધું કાંઇક અનિષ્ટ-સૂચક છે, એમ સુંદરીના મનને થયું.

તેની ગભરાટથી બની ગયેલી મૂકવૃત્તિ જોઇને માનસિંગ બોલ્યો: "સુંદરી ! મારી મુલાકાતથી તને વિશેષ આનંદ થયો હોય એમ લાગતું નથી. પણ હું તને લઇ જવાને માટે તારા પૂર્વના વાસ-સ્થાન તરફ ગયો હતો."

"મને લઇ જવાને માટે ! તે શા સારૂ ?" સુંદરી એકદમ ચમકીને બોલી.

"સૂર્યપુર જવા માટે. આપણું બન્નેનું ત્યાં થોડુંક કામ છે."

"શું કામ છે ? હું મારાં સ્નેહીઓ સાથે આ પાસેના ભોજનાલયમાં રહેતી હોવાથી—"

"એટલે: શું કાળીદાસ આ ભોજનાલયમાં રહે છે ? કેમકે તું તેની સાથે જ રહેતી હોવી જોઇએ." માનસિંગ બોલ્યો.

"ના, મને તેના કરતાં પણ સજ્જન મિત્રો પ્રાપ્ત થયાં છે. કાળીદાસ કેવળ નીચ મનુષ્ય હતો. તેને તેની નીચતાનું યોગ્ય શાસન પણ મળ્યું છે." સુંદરીએ જણાવ્યું.

"એટલે ?" માનસિંગે આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો.

"એટલે– કાળીદાસે એક તરૂણ પ્રવાસીને ઠાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ ઉલટો તે પોતે જ ભોગ થઇ પડ્યો. એ પ્રવાસીએ જ મારૂં રક્ષણ કર્યું હતું અને અત્યારે હું તેની સાથે જ રહું છું. તેને છોડીને જવાની મારી ઇચ્છા નથી."

"તે આ ગામડાનો જ રહેવાસી છે કે શું ?"

"ના, એ ચંદ્રનગરના રહેવાસી છે, અને તેમનું નામ

હિમ્મતલાલ છે." સુંદરીએ ઉત્તર આપ્યો.

"હિમ્મતલાલ!" માનસિંગે ઉદ્ગાર કાઢયો.

"હા, તે આજ ભોજનાલયમાં અત્યારે અનારોગ્યને લીધે પથારીવશ સ્થિતિમાં છે." સુંદરીએ વિશેષ ખુલાસો કર્યો.

"ઇશ્વર કરે ને એ અનારોગ્યમાં જ તેનો અંત આવી જાય." માનસિંગ મનોગત બોલ્યો. પછી સુંદરીને ઉદ્દેશીને તેણે કહ્યું: "સુંદરી! તારે મારી સાથે સૂર્યપુર આવવું જ જોઇશે!"

"હું આવી શકીશ નહિ." સુંદરીએ મક્કમપણે જવાબ આપ્યો.

પરંતુ માનસિંગે તેને બળપૂર્વક ઉંચકીને ગાડીમાં નાખી. ગાડીનું બારણું બંધ કરી દીધું અને પડદા પાડી નાખ્યા, તથા ગાડીને પુનઃ સૂર્યપુર તરફ લેવાની ગાડીવાનને સૂચના કરી. એક વખત ઘોડા બદલાવેલા હોવાથી હવે પેલા ભોજનાલય પાસે થોભવાની જરૂર ન હતી. ગાડી ઝપાટાપૂર્વક એ ભોજનાલય પાસેથી પસાર થઇ ગઇ, કમળાબાઇએ જે ગાડીને પસાર થતાં જોઈ હતી તે આજ હતી.

કેટલાક સમય પસાર થઈ ગયા બાદ સુંદરીની ભ્રાતિ સ્હેજ કમી થઇ, અને તે શાંત થયા પછી તેણે માનસિંગને આમ કરવાનું કારણ પૂછ્યું. તે બોલ્યો: "હું તારો પાલક છું અને તારા માતામહ મને તારા સંરક્ષણના તથા બીજા ખર્ચને માટે દરસાલ એક હજાર રૂપીઆ આપે છે."

"વારૂ, પછી?"

"પરંતુ તેમણે નાજરને એવી સૂચના કરી છે કે એ રકમનો યોગ્ય વ્યય થાય છે કે નહિ તેની અવારનવાર ચોકસી કરવી;

કેમકે એ રકમ મને તારા માતામહ પાસેથી સીધી રીતે નહિ મળતાં નાજરની મારફત મળે છે. હું તે પ્રમાણે આજે સ્હવારે એ રકમ લેવાને માટે નાજરની પાસે ગયો હતો. પરંતુ એ રકમની વ્યવસ્થા તારી મરજી પ્રમાણે થાય છે કે નહિ એ તારા મુખેથી જાણ્યા સિવાય એ રકમ મને આપવાની તેણે ના પાડી. એટલે હવે તેને સમજાવવાનું કામ તારૂં છે; અને જો તું તેને સંતોષ થાય એ પ્રમાણે જવાબ આપીશ તો—"

"પછી તમે મને મારા ઉપકારકર્ત્તા પાસે જવા દેશો ને?"

"હા, એ માટે હું તને વચન આપું છું." માનસિંગ મનઃપૂર્વક એ વચન પાળવાના હેતુથી બોલ્યો. "પણ કાળીદાસે તેને શું કર્યું હતું અને હિમ્મતલાલે કેવી રીતે તારૂં રક્ષણ કર્યું હતું, એ સર્વ તું મને વિગતવાર જણાવ."

સુંદરીએ તમામ હકીકત નિવેદન કરી. માત્ર એ મકાનમાં જે હેતુથી હિમ્મતલાલ આવ્યો હતો, તે તેણે માનસિંગને જણાવ્યું નહિ. હિમ્મતલાલે સુંદરીને પોતાનું તમામ રહસ્ય જણાવ્યું હતું એમ કાંઇ ન હતું; પરંતુ જે કાંઇ થોડુંઘણું જણાવ્યું હતું તે પણ સુંદરીએ ગુપ્તજ રાખ્યું.

હિમ્મતલાલે પોતાના કશા પણ ગુપ્ત હેતુને સિદ્ધ કરવાને માટે આ બધું કરેલું હોવું જોઇએ, એવું માનસિંગના લક્ષમાં આવ્યા સિવાય રહ્યું નહિ. પરંતુ એ ગુપ્ત હેતુ શો હશે, એ સંબંધમાં તે કશો પણ તર્ક કરી શકયો નહિ. તથાપિ પોતાનું કાર્ય પૂર્ણ થયા બાદ સુંદરીને પુનઃ આ સ્થળે લાવીને મુક્ત કરી દેવી, એવો તેણે મનમાં ને મનમાં નિશ્ચય કરી દીધો.

"પણ હું પાછી અહીં કયારે આવી પહોંચીશ?" સુંદરીએ પૂછ્યું.

" ઘણું કરીને આવતી કાલે સ્હાંજ સુધીમાં." માનસિંગે જણાવ્યું.

" પરંતુ એટલો વખત સુધી હિમ્મતલાલ અને કમળાબાઇને મારે માટે કેટલી બધી ચિંતા થશે ?" સુંદરી બોલી; અને એકાએક એ બાલિકાનાં નેત્રોપર અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં.

" એકાદ દિવસ ચિંતા થશે એથી શું થઈ ગયું ? અનેક વાર ચિંતાના બોજાને મેં ધારણ કરેલો છે, પરંતુ ચિંતાને કારણે મારૂં મૃત્યુ થયું નથી, એ તો તું મને પ્રત્યક્ષ જોયાથી સમજી શકે તેમ છે. અર્થાત્ એવી ચિંતાથી પ્રાણ જવાની ભીતિ નથી."

" પણ રાત્રીએ હું કયાં રહીશ ?"

" એ માટે તું નિશ્ચિંત રહે. હું તારો પાલક છું, અને જો એમ ન હોત તો પણ તારા એક પણ વાળને હું ઈજા પહોંચવા દેત નહિ. મેં તને બળપૂર્વક ગાડીમાં નાખી, એ વાત ખરી છે. પરંતુ હું સર્વાન્તર્યામી પરમેશ્વરનું સ્મરણ કરીને કહું છું કે મને મારી ઇચ્છા વિરૂદ્ધ એમ કરવાની ફરજ પડી હતી. સૂર્યપુરમાં હું જે ભોજનાલયમાં ઉતર્યો છું તેના માલિકની સ્ત્રી વયોવૃદ્ધ છે, અને તેને તારા કરતાં બે–ત્રણ વર્ષે મોટી એક દીકરી છે. એ કન્યાની સાથે તું રાત્રીએ સૂઈ રહેજે."

હવે સુંદરીને વિશેષ શાંતિ થઇ. પછી તે બોલી: " પણ તમારૂં નામ તો હું જાણુતી નથી. કદાચ નાજર સાહેબ એ બાબત મને સવાલ કરે તો હું તમારૂં શું નામ જણાવું ?"

" મારૂં નામ દલીચંદ છે એમ કહેજે."

તેઓ સૂર્યપુર પાસે આવી પહોંચ્યાં. જે ભોજનાલયમાં માનસિંગ ઉતર્યો હતો, ત્યાં આગળ ગાડી આવીને ઊભી રહી. તેઓ

નીચે ઉતરીને ભોજનાલયમાં ગયાં. માનસિંગે એ ભોજનાલયના માલિકની સ્ત્રીને કહ્યું કે: "આ મારી ભત્રીજી છે. તેની ખાવા પીવાની વ્યવસ્થા બરોબર કરજો અને તેને તમારી પાસે સુવાડજો." એમ કહીને તે પોતાની કોટડી તરફ ચાલ્યો ગયો.

આ મનુષ્ય ગમે તે હોય, પરંતુ પોતાના તરફનું તેનું વર્ત્તન એકંદરે મમતાભર્યું છે, એમ સુંદરીને લાગ્યા સિવાય રહ્યું નહિ. એથી તેના મનને કિંચિત્ સંતોષ થયો. ભોજન કર્યા પછી આવતી કાલે સ્હાંજે પોતે હિમ્મતલાલને મળી શકશે, એવા વિચારથી ઉત્પન્ન થએલા આનંદને લીધે રાત્રીએ તેને શાંત નિદ્રા આવી ગઈ.

---

## પ્રકરણ ૨૨ મું.

### નિશાચરોનું મંડળ.

રાત્રીના અગીયાર વાગી ગયા બાદ માનસિંગ ભોજનાલયમાંથી બહાર પડ્યો. કેટલોક સમય સુધી રાજમાર્ગ પર ચાલ્યા બાદ તે એક સાંકડી ગલીમાં દાખલ થયો. એ ગલીમાં કેટલાંક મકાનો વટાવ્યા બાદ તે એક મકાન પાસે આવીને ઊભો રહ્યો. સૂક્ષ્મ રીતે નિહાળી જોઇને તથા જે મકાનની પોતાને જરૂર છે તે આ જ મકાન છે એવી ખાત્રી કરીને તેણે એ મકાનના કડાનો ત્રણ વખત ધીમેથી કટ–કટ–કટ એવો અવાજ કર્યો. અંદરથી એક મનુષ્યે ન્હાનકડી બારી ખોલીને બહાર ઊભેલા મનુષ્ય

સામે જોયું અને સાંકેતિક ભાષામાં તેને પ્રશ્ન કર્યો. પ્રશ્નનો સંતોષ-કારક જવાબ મળવાથી તે મનુષ્યની ખાત્રી થઈ કે બહાર ઊભેલો મનુષ્ય પોતાના મંડળ માંહેનો જ છે. એટલે બારણું ઉઘાડીને તેણે અંદર લીધો. આ મકાનનો અંદરનો દેખાવ જરાક ચમત્કારિક હતો. તેના મધ્યભાગમાં એક મોટું ટેબલ હતું. તેના ફરતી જૂની અને તુટેલી ખૂરસીઓ પર કેટલાક ચંચળ દૃષ્ટિવાળા માણસો બેઠેલા હતા. કેટલાક મદ્યપાન કરવામાં મગ્ન બની ગયા હતા તો કેટલાક ગપ્પાં મારવામાં મશગુલ થઇ રહ્યા હતા. બિભત્સ ગાયનો, ઠઠ્ઠા મશ્કરીનાં ભાષણો, ખોટો પ્રેમ અને પરસ્પર ગાળાગાળીની ત્યાં રેલછેલ થઇ રહી હતી. પરંતુ **માનસિંગને** જોતાં જ સર્વ જણ પોતાની ક્ષુદ્ર વાતોને ભૂલી ગયાં, અને મોટા પ્રેમપૂર્વક તેમણે **માનસિંગનો** આદરસત્કાર કર્યો. એ પ્રમાણે પરસ્પર મુલાકાત થયા બાદ આસન લીધા પછી ઊભા થઇને **માનસિંગે** નીચે લખ્યા મુજબનું ભાષણ કર્યું.

"સદ્દગૃહસ્થો ! આજે આ આપની મુલાકાતનો સુયોગ મને પ્રાપ્ત થયો છે એ હું મારા આયુષ્યની એક મોટી મહત્ત્વની વાત સમજું છું; તદપિ આ આનંદના પ્રસંગે જે ચાર શબ્દો હું કહેવા માગું છું તે આપ શાંતિપૂર્વક શ્રવણ કરશો એવી મને આશા છે. સર્વ મનુષ્યોને દુનિયાની સંપત્તિનો સરખો હિસ્સો મળવો જોઇએ, એવું પ્રતિપાદન કરનારા તત્ત્વના સંબંધમાં મારો વિચાર અતિ ઉન્નત અવસ્થાએ જઇ પહોંચેલો હોવાને લીધે **સૂર્યપુરની** પોલિસ તરફથી થતા ત્રાસને લીધે કંટાળીને મારે અન્ય સંસ્થાનનો આશ્રય ગ્રહણ કરવો પડ્યો છે. આજ સુધીમાં સર્વ મનુષ્યપ્રાણીની સ્થિતિ સરખી જ હોવી જોઇએ એ તત્ત્વજ્ઞાન મેં અનેક વાર આપને

સમજાવ્યું છે. એ તત્ત્વજ્ઞાનનું વ્યવહારમાં રૂપાંતર કરવાની ઇચ્છાથી પ્રેરિત બનીને હું ચંદ્રનગરમાં ગયો હતો. એ શહેરમાં હું જઇ પહોંચ્યો ત્યારે હું કેવળ નિષ્કાંચન નહિ હોવાથી અલ્પ સમયમાં જ મેં મોટા મોટા માણુસોનો સ્નેહ સંપાદન કરી લીધો, અને તે સાથે તેમના દ્રવ્યનો ઉપયોગ કરવાનું પણુ મને સુગમ થઇ પડયું. પરંતુ એ દ્રવ્યનો મારે એકલાએ જ ઉપભોગ કરવો એ મને વાજબી લાગ્યું નહિ. કેમકે જો એમ કરૂં તો મેં મારા તત્ત્વજ્ઞાનનું વિસ્મરણુ કર્યું લેખાય. એ દ્રવ્યની માલિકી આપણુા મંડળની જ ગણાવી જોઇએ. તેમાંથી મારા ભાગની સંપત્તિ મેં રાખી લીધી છે. બાકીનું દ્રવ્ય હું આપ સર્વની સન્મુખ સ્નેહપૂર્વક સાદર કરૂં છું. આ દ્રવ્ય પ્રાપ્ત કરવામાં મારે મારી બુદ્ધિનો અતીવ ઉપયોગ કરવો પડ્યો છે. અર્થાત્ એ કારણે બીજાઓ ગમે તેમ કહે તથાપિ હું એમ માનું છું કે આ દ્રવ્ય મેં વાજબી માર્ગદ્વારા જ પ્રાપ્ત કર્યું છે. આપ સર્વ પણુ મારી એ માનિનતાને અનુમોદન આપશો એવી મારી ખાત્રી છે."

એમ કહીને તેણે ગજવામાંથી નોટોના ચોડા તથા ગીનીઓની એક કોથળી કાઢીને એ બધું ટેબલ ઉપર મૂકયું અને પોતાના આસનનો સ્વીકાર કર્યો. કળાધર નામના એક સભાસદને એ દ્રવ્યના હિસ્સા પાડવાનું કાર્ય સુપ્રત કરવામાં આવ્યું, અને સર્વાનુમતે એક એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો કે પ્રત્યેક સંકટમાંથી માનસિંગને મુક્ત કરવાના કાર્યમાં આ મંડળના દરેક સભાસદે મનઃપૂર્વક યત્ન કરવો; નહિ, માત્ર એટલું જ નહિ પરંતુ જરૂર પડતાં પ્રાણુની પણુ દરકાર કરવી નહિ; તેની આજ્ઞા સદૈવ માન્ય કરવી; અને જ્યારે જ્યારે રસ્તામાં તેની મુલાકાત થાય ત્યારે ત્યારે

તેને સન્માનસૂચક સાંકેતિક વંદન કરવું !

ત્યાર પછી બીજી ત્રીજી વાતો થયા બાદ માનસિંગે પૂછ્યું: " બિરાદરો ! કેટલાંક વર્ષો પહેલાં કાળીદાસ નામનો માણસ આપણા મંડળનો સભાસદ હતો, તેની તમને માહિતી છે ખરી ?"

" હા, " કળાધરે કહ્યું: " લીલાપુર તરફ જતા રસ્તા પર પેલી ઝાડી પાસેના મકાનમાં રહે છે તે જ ને ?"

" હા, તે જ માણસ. થોડા દિવસ પહેલાં એક તરુણ પ્રવાસીએ એ બિચારાનું ખૂન કર્યું !" માનસિંગે દિલગીરી પ્રદર્શિત કરી.

" ગઈ કાલે જ એ હકીકત મેં સાંભળી; " બીજી એક વ્યક્તિ બોલી: " અને વિશેષ એ કે એ તરુણને એક તરુણી પણ ત્યાં મળી હતી અને તે એ તરુણીને પોતાની સાથે લઇ ગયો હતો એવું પણ મારા સાંભળવામાં આવ્યું છે. આ ગામડીયણ પણ દેખાવે સ્વરૂપવાન્ તરુણીના નાદે એ માણસ શા માટે લાગ્યો હશે, એ તો આપ સર્વના સમજવામાં આવ્યું જ હશે. તે માણસ આઠ–દશ દિવસ, બહુ તો માસ–બે માસ એ સ્ત્રીને પોતાની પાસે રાખશે, અને પછી છેવટે ફાવે તેવો નીચ ધંધો કરીને પોતાનું ઉદરપોષણ કરવાને માટે એ તરુણીને તે છોડી દેશે. "

" શું કહો છો ?" માનસિંગના મન ઉપર પ્રસ્તુત ભાષણથી મોટો આઘાત થયો હતો. તે ઉક્ત કથન સાંભળીને બોલી ઉઠ્યો.

" ખરૂં જ કહું છું. એમાં જરી પણ સંશય રાખવાનું કારણ નથી. કેમકે એ પ્રવાસી એક અજાણી બાલિકા સાથે લગ્ન કરવાને તૈયાર થાય એમ તો બને જ નહિ. એટલે તેને ફસાવી, તેના શિયળનો ભંગ કરીને છેવટે તેને રખડતી મૂકી દેશે. પછી એ સ્ત્રીને

પોતાના પેટનું પૂરૂં કરવાને હલકો ધંધો સ્વીકારવો પડે એમાં આશ્ચર્ય શું ?"

હિમ્મતની સંગતિને લીધે સુંદરી ઉપર આવી પડનારા સંકટના વિચારમાં માનસિંગ નિમગ્ન બની ગયો; કેમકે એ તરૂણના સહવાસને લીધે જો સુંદરીને અનીતિમય ધંધો કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તેના માતામહ તરફથી મળતું વર્ષાસન બંધ થઇ જાય તેમ હતું એ માનસિંગ પૂર્ણપણે જાણતો હતો. કદાચિત્ સુંદરીના સંબંધમાં બીજા વિચારો પણ તેના મગજમાં ઘોળાતા હશે. પરંતુ એટલું । ખરૂં કે હિમ્મત અને સુંદરીનો વિયોગ કરીને પોતાનું સુનંદા સાથે લગ્ન થઈ જાય તથા પોતાની તમામ યોજના ફળદ્રુપ થાય ત્યાં સુધી સુંદરીને કોઇ સુરક્ષિત સ્થળે રાખવાનો તેણે નિશ્ચય કર્યો.

અરેરે ! એ તરૂણીના મનની શુદ્ધતા કેવા પ્રકારની છે, એની માનસિંગને યત્કિંચિત્ પણ કલ્પના ન હતી. તે સ્વતઃ અધમ વૃત્તિનો હોવાને લીધે સંપૂર્ણ માનવજાતિ ઉપર તેના મનમાં અણવિશ્વાસ જ ભરેલો હતો. તેમાં પણ તેને પોતાના જીવનમાં પ્રાપ્ત થએલા અનુભવને લીધે તેના અંતઃકરણમાં સ્ત્રીઓની પવિત્રતાના સંબંધમાં લેશમાત્ર પણ વિશ્વાસ વાસ કરી શકે તેમ ન હતું. તેને એવી પણ ભીતિ લાગી હતી કે હિમ્મત પોતાના ક્ષુદ્ર મનોવિકારને તૃપ્ત કરવાને માટે એક અનાથ બાલિકાનાં જીવનને ધૂળમાં મેળવી દીધા સિવાય રહેનાર નહિ ! અને જો કે એવા કૃત્યની તેને વિશેષ દરકાર ન હતી તદપિ જો સુંદરીની એવી સ્થિતિ થાય તો તેના દ્વારા દર સાલ પોતાના ખીસ્સામાં પડતી રકમ પોતાને ગૂમાવવી પડશે; એ વિષયમાં તેને મોટી ભીતિ ઉત્પન્ન થઇ હતી.

એ પ્રમાણે તેના મગજમાં ઉદ્ભવેલા વિચારતરંગના પરિણામે સુંદરીને પોતે આપેલા વચનનો ભંગ કરવાનો તેણે નિશ્ચય કર્યો; અને કોઇ પણ રીતે તેને હિમ્મતથી દૂર રાખવાનું મનમાં ને મનમાં નક્કી કરી નાખ્યું.

એ દરમ્યાન આ મીજલસમાં મદ્યપાન અને નાસ્તાની શરૂઆત થઇ ચૂકી હતી. સર્વેએ યથેચ્છ મદ્યપાન કર્યા બાદ મોડી રાત્રે નિશાચરોનું મંડળ વિસર્જન થયું.

---

## પ્રકરણ ૨૩ મુ.

### સુંદરીના માતામહ.



સૂર્યોદય થયા પૂર્વે જ સુંદરી જાગૃત થઇ. તે આમ તેમ જોવા લાગી. પોતાની આસપાસની અજાણી પરિસ્થિતિ જોઇને તેને આશ્ચર્ય થયું. પોતે ખરેખર કયે સ્થળે છે એ લક્ષમાં આણવાને થોડોક સમય તેને વિચાર કરવો પડયો.

પોતાને પલંગ પાસે નહિ જોવાથી બિચારા હિમ્મતલાલની શી સ્થિતિ થશે, એ વિચાર તેને મનસ્વી દુઃખકર થઇ પડયો. કેમકે પોતાના હાથથી થતી સુશ્રુષા હિમ્મતને પ્રિય લાગતી હતી, એ

સુંદરી સમજતી હતી—જ્યારે જ્યારે પોતે તેની પાસે જતી ત્યારે ત્યારે તેને આનંદ થતો અને પોતે દૂર થતી એ ક્ષણે જ તેના ચ્હેરા પર દુઃખની છટા પ્રસરતી, એ પણ તે વિસરી ગઇ ન હતી, પોતે કોણ છે અને શા માટે ત્યાં બેસી રહે છે, એનું હિમ્મતને લેશ પણ જ્ઞાન ન હતું એ સુંદરી પ્રથમથી જ સમજી ગઇ હતી; અને એ કારણથી જ તેને એક પ્રકારનો અવર્ણનીય સંતોષ થતો હતો.

એ અને એવા જ પ્રકારના વિચારો મનમાં આવતાં સુંદરીના મનને કષ્ટ થયું. 'પરંતુ કાર્ય પૂર્ણ થયા પછી હું તુરત જ તને પુન; હિમ્મતલાલ પાસે જવા દઇશ,' એવું માનસિંગે તેને વચન આપ્યું હતું તેનું સ્મરણ થતાં સુંદરીને સ્હેજ સંતોષ થયો.

બપોરના બે વાગ્યા હશે એ વખતે માનસિંગ સુંદરી પાસે આવ્યો અને બોલ્યો: "નાજર પાસે જવાનો સમય થયો છે, અને તે માટે ગાડી તૈયાર છે."

"હું પણ તૈયાર જ છું." સુંદરીએ કહ્યું અને તે માનસિંગ સાથે જવાને સિદ્ધ થઈ.

તેઓ નાજરની કચેરીમાં જઇ પહોંચ્યાં એટલે માનસિંગે નાજરને કહ્યું: "મારા પાલકત્વ નીચે જે તરૂણી છે તેને હું મારી સાથે તેડી લાવ્યો છું."

નાજરે સુંદરીના સામું જોયું; અને તેનું તેજોપૂર્ણ સૌંદર્ય જોઇને માનપૂર્વક પોતાનું મસ્તક નમાવ્યું. થોડી વારે મન સ્વસ્થ થયા પછી તે બોલ્યો: "સુંદરીબાઇ સાહેબ! જે પ્રશ્ન હું તમને કરનાર છું તે અત્યંત નાજુક પ્રકારનો છે, અને મને આશા છે કે દલીચંદના સાંનિધ્યની દરકાર નહિ કરતાં મારા પ્રશ્નનો સ્પષ્ટ

ઉત્તર જ તમે આપશો."

"નાજર સાહેબ! સુંદરી નિશ્ચયપૂર્વક બોલી: "હું આપને તદ્દન સત્ય હકીકત જ જણાવીશ. ગમે તેમ થશે તોયે ખોટું બોલીશ નહિ."

તેના અવાજમાં એક એવા પ્રકારનું ગાંભિર્ય હતું કે પ્રારંભથી જ નાજરનો તેના કથન પર વિશ્વાસ બેસી ગયો. તે બોલ્યો: "તમારો મનોવિકાર આટલો ઉદ્દાત છે એ જોઇને મને ખરેખર અત્યંત આનંદ થાય છે."

"તમે મને શું પૂછવા માગો છો એ જણાવશો?" સુંદરીએ કહ્યું.

"તમને જે વર્ષાસન મળે છે તે કેવી રીતે મળે છે, એ તમને માલૂમ છે ખરૂં?" નાજરે સુંદરીના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે ઉલટો તેને પ્રશ્ન કર્યો.

"મારા માતામહ—મારી દુર્દૈવી માતાના વડીલ—મને દર સાલ એક હજાર રૂપીઆની રકમ આપે છે, અને એ રકમ મારા પાલક રાજેશ્રી દલીચંદની મારફત આપવામાં આવે છે એટલું મારા જાણવામાં છે. છેલ્લા પાંચ વર્ષમાં મને તકરાર કરવાનું કશું પણ કારણ મળ્યું નથી."

"એ મુદત દરમિયાન તમે કયે સ્થળે રહેતાં હતાં?"

"લીલાપુર તરફ જતા રસ્તાની પડોશમાં એક મોટું વન છે, અને તે વનના પ્રવેશમુખ નજીક એક ભોજનાલય હતું ત્યાં હું રહેતી હતી." સુંદરીએ જવાબ આપ્યો.

"ત્યાં તમે કોની પાસે રહેતાં હતાં?" નાજરે પ્રશ્ન કર્યો.

"કાળીદાસ નામના એક ગૃહસ્થ પાસે. તેમની સ્ત્રીનું નામ

મોહિની છે."

"હવે પછી તમારો એ સ્થળે જ રહેવાનો વિચાર છે કે કેમ?" નાજરે પૃચ્છા કરી.

"એ પ્રશ્ન કરવાનું શું કારણ?" માનસિંગ ગભરાઇને ચટ લઇને બોલી ઉઠયો.

"આ તરૂણ બાલિકાની ઇચ્છા વિરૂદ્ધ કશી પણ બાબત બનવી જોઇએ નહિ તે માટે." નાજરે કારણનો ખુલાસો કર્યો.

"તમારા એ પ્રશ્નનો હકાર કિંવા નકારવાચક કશો પણ ઉત્તર અત્યારે આપી શકાય તેમ નથી. કેમકે એ ભોજનાલયવાળા મકાનનો કયારનોયે નાશ થઇ ગયો છે."

"અને એ મકાનમાં રહેનારા માણસો કયાં છે?"

"એ મકાનમાં અમે ત્રણ જણાં રહેતાં હતાં. તેમાંથી મેં તો એ મકાન બળી ગયું તે પહેલાંજ તેનો ત્યાગ કર્યો હતો. કાળીદાસને એક તરૂણે ઠાર કર્યો છે; કેમકે એ તરૂણનું ખૂન કરવાનો અને તેને લૂટવાનો કાળીદાસનો વિચાર હતો અને એ વિચાર પેલા તરૂણના જાણવામાં આવ્યો હતો. મોહિનીનું શું થયું એ મારા જાણવામાં નથી."

"આ '**अव्यापारेषु व्यापार**' માં નહિ પડતાં સુંદરીની મારી વિરૂદ્ધ કશી પણ તકરાર છે કે નહિ એ જાણી લ્યો એટલે બસ. મારો સમય કીમતી છે." માનસિંગે વચ્ચે જ સ્હેજ અધીરાઇ પૂર્વક જણાવ્યું.

"પરંતુ તમારા કીમતી સમયને માટે મારા કર્ત્તવ્યનું પાલન કરવા તરફ મારાથી દુર્લક્ષ્ય થઈ શકાય તેમ નથી." નાજરે શાંતપણે કહ્યું. પછી તે સુંદરીને ઉદ્દેશીને બોલ્યો: "સુંદરી બ્હેન!

આ અદ્‌ભુત બાબતની ખુલાસાવાર માહિતી મને આપવા કૃપા કરશો તો આપનો મારા ઉપર મોટો ઉપકાર થશે."

સુંદરીએ ઈત્થંભૂત હકીકત એટલી નિષ્કપટ રીતે તેને જણાવી કે નાજરને એ હકીકતની યથાર્થતાના સંબંધમાં લેશ માત્ર પણ સંશય રહ્યો નહિ. માત્ર માનસિંગ પોતાને જોરથી ગાડીમાં નાખીને લાવ્યો હતો એ સુંદરીએ છૂપાવ્યું હતું.

"અને આટલું છતાં પણ તમારી કશી તકરાર નથી એમ તમે કહો છો ?" માનસિંગ તરફ સંશયદષ્ટિથી જોતો એ અધિકારી બોલ્યો: "સુંદરીબાઇ ! એક શ્રીમંતની માફક નહિ તોપણ તમે સુખશાંતિપૂર્વક રહી શકો, એ જ હેતુથી તમારા માતામહ તમને દરવર્ષે એક હજાર રૂપીઆની રકમ આપે છે. પણ મને તો તમારા વૃત્તાંતનિવેદન પરથી એમ જણાય છે કે તમારા પાલકે તમને એક હલકા સ્થળે રાખ્યાં હતાં તથા તમે સ્વતઃ અંગમહેનતથી કાળીદાસની નોકરી કરીને તમારો ઉદરનિર્વાહ કરતાં હતાં. વળી એમ પણ જણાય છે કે તમારા પાલકે તમારા જેવી સુશિક્ષિત અને સરલ મનસ્ક તરૂણીને અત્યંત નીચ લોકોના સ્વાધીનમાં રાખી હતી."

'આ બાબતમાં હું મારા પાલકને કશો પણ દોષ દેવા ઈચ્છતી નથી, અને કાળીદાસ કુમાર્ગમાં પ્રવૃત્ત થયો એ પણ કેવળ પૈસાની મોહજાળમાં ફસાવાને લીધે જ, એવી મારી ખાત્રી થઇ છે. કેમકે એ વિશિષ્ટ બનાવ બન્યો ત્યાં સુધીનું તેનું વર્તન પ્રામાણિકપણાનું હતું. હું લગભગ પાંચ વર્ષથી એ મકાનમાં હતી. પરંતુ આ બનાવ બન્યો ત્યાં સુધી તેના કિંવા મોહિનીના વર્તનમાં સંશય આણવા જેવું મને કશું પણ જણાયું ન હતું."

"ઠીક છે; એ બાબતના સંબંધમાં મારે કશું પણ કહેવાનું નથી. હવે એક પ્રશ્નનો ઉત્તર મને આપો એટલે બસ. એ પ્રશ્નનો તમારા તરફથી હકારદર્શક ઉત્તર મળશે તો આપણી મુલાકાતનું પરિણામ તમારા પાલકની મરજી પ્રમાણે જ આવશે. છેલ્લાં પાંચ વર્ષથી તમારે માટે દર સાલ આપવામાં આવતી એક હજારની રકમ કેવળ તમારા પ્રીત્યર્થ જ ખર્ચવામાં આવતી હતી, એમ તમે પ્રતિજ્ઞા ઉપર કહી શકો છો ?" નાજરે પ્રશ્ન કર્યો.

"મારા પાલક તરફથી એટલી રકમ દર સાલ કાળીદાસને મળતી હતી કે નહિ, એ જ મારા જાણવામાં નથી. એકંદરે એટલું હું કહી શકું છું કે મારા માટે જે વાર્ષિક ખર્ચ થતું તે એક હજારનું હોતું જોઇએ નહિ. તથાપિ એ રકમ પૈકી અમુક ભાગ મારા પાલકે અન્ય રીતે ખર્ચ્યો હોય તો એ બાબત મારી કશી પણ તકરાર નથી."

"એ પ્રશ્ન જૂદો છે—" નાજર બોલ્યો.

"રહો!" માનસિંગે વચ્ચે કહ્યું: "એ રકમનો કેવી રીતે વ્યય કરવામાં આવતો હતો તેનો હિસાબ હું તમને બતાવીશ."

"એ તમારે બતાવવો જ જોઇશે." નાજરે કહ્યું.

"પણ એમ કરવામાં પુષ્કળ સમય જશે. નાજર સાહેબ! મારા કથન ઉપર આપ ધ્યાન નહિ આપો ? મારા પાલકની વિરૂદ્ધ માં મારી બિલકુલ તકરાર નથી." સુંદરીએ કહ્યું.

"સુંદરી ! તું સ્વસ્થ બેસ. એ કાર્ય હું થોડાકમાં જ પતાવી દઉં છું." માનસિંગે કહ્યું: "નાજર સાહેબ! જો તમને હું એક વર્ષનો હિસાબ બતાવું તો પછી બાકીનાં વર્ષની તમને ખાત્રી થશે ને ?"

આ પ્રશ્નનો નાજર હા, એવો ઉત્તર આપનાર હતો તે જ વખતે એક પટાવાળો બહારથી અંદર આવ્યો અને તેણે ધીમેથી કાંઇક નાજર સાહેબને કહ્યું.

"આ પણ એક વિલક્ષણ યોગાયોગ નહિ તો બીજું શું ?" નાજર બોલી ઉઠયો: "હ્લીચંદ ! આ તરૂણીના માતામહ બહાર જ ઊભેલા છે; અને આ સુંદરી બ્હેનના સંબંધમાં તેમને ભલામણ કરવાની મને અત્યારે ઉત્તમ તક પ્રાપ્ત થયેલી છે. પરંતુ એ વૃદ્ધ ગૃહસ્થ તમને જોવાને ઇચ્છતા નથી. એટલે મહેરબાની કરીને તમે અંદરના ખંડમાં જઇને બેસો."

એમ કહીને માનસિંગના ઉત્તરની રાહ નહિ જોતાં નાજરે એક ખંડનું બારણું ખોલીને માનસિંગને અંદર ધકેલી દીધો. પુનઃ તે દ્વાર બંધ કરી દીધું. ત્યારપછી પેલા વૃદ્ધ ગૃહસ્થને અંદર તેડી લાવવાની તેણે પટાવાળાને સૂચના કરી. પટાવાળો બહાર ગયો.

"સુંદરી બ્હેન!" એ વૃદ્ધ ગૃહસ્થ અંદર આવ્યા પૂર્વે નાજરે કહ્યું: "તમારા માતામહ હમણાં જ અંદર આવશે. હું તમારા સંબંધમાં તેમને ભલામણ કરનાર છું; પરંતુ એ બાબતમાં તમારી પરવાનગી મળવી જોઇએ. હું સર્વ પ્રકાર ક્રમે ક્રમે તેમના કાન પર નાખું ત્યાં સુધી તમે આ ખૂરસી પર શાંતપણે મૌન ધારણ કરીને બેસી રહેજો."

સુંદરી તેનો જવાબ આપવાને કાંઇ બોલવા જતી હતી તે જ વખતે એક સંભાવિત ગૃહસ્થ અંદર દાખલ થયો. તેની ચાલવાની ઢબ ઉપરથી તથા અભિનય ઉપરથી તેણે લાંબો વખત પોલિસ ખાતામાં કામ કર્યું હોય એમ લાગતું હતું. અત્યારે તેનું વય સાઠ વર્ષનું હતું. પરંતુ એકાદા પચ્ચીશ–

ત્રીશ વર્ષના જુવાનની માફક તેના શરીરનો બાંધો મજબૂત હતો. માથાના અને મૂછોના ધોળા થએલા વાળ સિવાય વૃદ્ધાવસ્થાનું બીજું એક પણ ચિહ્ન દેખાતું ન હતું.

સુંદરીને જોઇને તે સ્હેજ વિચારમાં પડી ગયેલા જેવો દેખાયો. પરંતુ નાજરે તેને કહ્યું: "આ મારી ભત્રીજી છે. તેની સમક્ષ આપને જે કાંઇ કહેવું હોય તે નિઃશંકપણે જણાવો."

એ વૃદ્ધ ગૃહસ્થે અત્યંત ઔત્સુક્યપૂર્ણ મુદ્રાથી સુંદરી તરફ જોયું અને તેની નિઃસર્ગ સુંદર મુદ્રાનું ચિંતવન કરતાં કરતાં એક દિર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

"વર્ષાસનની માગણી કરવાને એ માણસ તમારી પાસે આવ્યો હતો કે શું?" છેવટે તે વૃદ્ધ ગૃહસ્થે નાજરને પ્રશ્ન કર્યો.

"હાજી, આવ્યો હતો. પરંતુ એ રકમ મેં તેને સ્વાધીન કરી નથી. તમે આટલી ઉદારતાપૂર્વક જે રકમ આપો છો તેનો વ્યય એ યોગ્ય રીતે કરતો નથી એમ મને લાગ્યું હતું. તમે સુંદરીના પાલનનો ભાર એ મનુષ્ય ઉપર મૂક્યો છે એ જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. વળી તે એ બાલિકાને પણ મારી પાસે લાવ્યો હતો." નાજરે જવાબ આપ્યો.

"નાજર સાહેબ! ખરૂં કહો જોઇએ, એ છોકરી દેખાવમાં કેવી છે? એની દુર્દૈવી માતાના ચ્હેરામાં અને તેના ચ્હેરામાં કેટલું સામ્ય છે? તમે એ છોકરીની માતાને અનેક વાર જોયેલી હોવાથી આ પ્રશ્ન હું તમને કરૂં છું."

"તે એકાદી અપ્સરાના જેવી સુસ્વરૂપ છે અને તેનો ચ્હેરો બરોબર તેની માતાના જેવો જ છે. તેના પાલકે નિયમ મુજબ વર્ષાસનની રકમની મારી પાસે માગણી કરી. પરંતુ એ બાલિકાને

સારી રીતે રાખવામાં આવે છે કે કેમ, તમામ રકમ તેના પ્રીત્યર્થ ખર્ચવામાં આવે છે કે નહિ તેની ચોકસી કરવાની આપે મને સૂચના કરેલી હોવાથી—"

"તદ્દન બરોબર કહ્યું:" વૃદ્ધ ગૃહસ્થ વચ્ચે જ બોલી ઉઠયો: "એ બાલિકા પોતે જો કે બિલકુલ નિરપરાધી છે; તેમ છતાં પણ તેને લીધે તેની માતાને અનીતિનું કલંક લાગેલું હોવાથી તેને પ્રત્યક્ષ જોવાની મારી ઈચ્છા નથી. તથાપિ તે દુ:ખમાં પોતાનું જીવન વ્યતિત કરે એ પણ મને ઈષ્ટ નથી. તેની પરલોકવાસી માતા અને તેના ચ્હેરામાં અત્યંત સામ્ય છે એવું તમે કહ્યું, નહિ વારૂ ?" વૃદ્ધ ગૃહસ્થ કંપિત સ્વરે બોલ્યો.

"તેની માતા અને તેની વચ્ચે બિલકુલ બિંબ-પ્રતિબિંબ ભાવ છે, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ કરેલી ગણાશે નહિ. વિશેષતઃ તમારા ઉચ્ચ કુલને શોભે તેવું જ શુભ અને ઉદાત અંતઃકરણ તમારી ભાણેજનું છે, એમ પણ હું ખાત્રીપૂર્વક કહી શકું છું."

"તમે તેને હમણાં થોડા દિવસ પહેલાં જોઇ હતી કે શું?" પોતાનાં નેત્રોમાં ઉભરાયેલાં આંસુને લૂછતાં વૃદ્ધ ગૃહસ્થે પૂછયું.

"આજે જ મેં તેને જોઈ હતી. તેનો સ્વભાવ કેટલો મધુર, તેનું વર્તન કેવું સાદું અને સરલ, તે દેખાવે કેટલી બધી સુશીલ-"

"બસ કરો." વૃદ્ધ ગૃહસ્થે કહ્યું: "તમારા કથનથી મારૂં અંતઃકરણ ભીંજાઈ જાય છે."

પરંતુ નાજરે એ ગૃહસ્થના કથન તરફ દુર્લક્ષ કરીને આગળ ચલાવ્યું: "અહાહા! જો આપની મુલાકાતનો અલભ્ય લાભ એ બાલિકાને પ્રાપ્ત થાય તો તેને કેટલો બધો આનંદ થાય! વિચાર

કરો. આ અખીલ જગતમાં એક પણ મનુષ્ય તેના પર મમતા કરે એવું નથી. અજાણ્યા મનુષ્યોના સહવાસમાં તેને રહેવાનું–ગૃહ-સૌખ્યને અને તેને જન્મથી જ આડવેર–એથી તેનું અંતઃકરણ દુઃખથી દગ્ધ બની ગયેલું હોય એમાં શી નવાઈ? એવી સ્થિતિમાં અને વિશેષતઃ તેની આટલી અવસ્થામાં તેને તેનું યોગ્ય રીતે રક્ષણ કરનાર અને નિરપેક્ષી વિશ્વાસુ માણસની કેટલી બધી આવશ્યકતા છે? મા બાપ નહિ, આપ્ત વર્ગ પણ નહિ! એવી સ્થિતિમાં એ તરૂણીને પોતાના આયુષ્યમાં અતિ ઉત્કૃષ્ટ અને ન્યાય્ય સુખનો અનુભવ ક્યાં જઇને લેવો? તમે જ કહો વારૂ, તેનું સૌંદર્ય જ તેના નાશનું કારણીભૂત નહિ બને? અસુરક્ષિત તરૂણ સ્ત્રીઓની આસપાસ દુષ્ટ હેતુથી જાળ પાથરનાર માણસોની સંખ્યા દુનિયામાં શું કમી છે?"

"નાજર સાહેબ! પૂરૂં કરો–પૂરૂં કરો. તમે મારા અંતઃકરણની નાજુક મનોવૃત્તિને બિલકુલ ડોલાવી દીધી છે." એ વૃદ્ધ ગદ્‌ગદિત કંઠે બોલવા લાગ્યો: "બિચારી સુંદરીને બોલાવી મંગાવવાનો વિચાર અનેક વાર મારા મગજમાં આવ્યો હતો, પણ—"

"તો પછી એવું ન્યાય, ભૂતદયા અને કોમળપણાથી ઓતપ્રોત બનેલું કૃત્ય કરવામાં લેશ પણ આનાકાની શા માટે કરવી જોઇએ? એટલું લક્ષમાં રાખો કે સુંદરી પોતે નિરપરાધી છે: અને માતાના ગુન્હાની શિક્ષા બિચારી બાલિકાને આપ વ્યાજ સાથે કરો છો! આપ સન્માન્ય ગૃહસ્થ છો, સન્માન્ય ધંધાની ઉચ્ચ દરજ્જાની નોકરી આપે બજાવેલી છે અને આપના કેશ પણ અત્યારે સફેદ બની ગયા છે. અત્યારના જમાના પ્રમાણે જોતાં આપનો અંત સમય પણ હવે નજીક જ આવ્યો ગણાય—અને

પછી તે સમયે આ નિર્દોષ બાલિકા સાથે વિના કારણે નિષ્ઠુરપણાનું વર્તન ચલાવવા માટે આપને અત્યંત પશ્ચાત્તાપ થશે. જો દુર્દૈવે તે કુમાર્ગે પ્રવૃત્ત થશે તો શું એ દોષ આપના ઉપર નહિ આવે? તેની માતાના અનીતિમાન્ વર્તનને માટે તથા તેના જનકના નીચપણા માટે તેને શાસન કરવાની આપની ઇચ્છા હતી તો તે આટલાં વર્ષ તેને આપનાથી દૂર રાખવા છતાં પણ તૃપ્ત થઇ નથી?"

"બસ કરો—બસ કરો. અત્યાર સુધી હું નિષ્ઠુરપણે વર્ત્યો છું, મનુષ્યના સામાન્ય કર્તવ્યથી હું પરાઙ્મુખ થયો છું. મને મારી ભાણેજ બતાવો—તેને મારા હૃદય સાથે ચાંપવા દો! પણ એનો શો અર્થ? એ બિચારી તો અત્યારે કોણ જાણે કયાંયે હશે!"

પરંતુ હવે વધુ વખત સુંદરી શાંતિ ધારણ કરી શકી નહિ. તેણે એકદમ ઉઠીને પોતાના માતામહના ચરણમાં મસ્તક મૂકયું. તેનો કંઠ આનંદાતિરેકથી ભરાઈ આવ્યો હતો. તે પોતાનાં અશ્રુથી એ વૃદ્ધ ગૃહસ્થના પગ ભીંજાવી રહી હતી.

"હા," પોતાના પ્રયત્નથી બનેલું પ્રેમ—મીલન જોઇને ગદ્ગદિત કંઠે નાજર બોલ્યો: "હા, આ જ આપની ભાણેજ; અને સુંદરી બ્હેન! આ તમારા માતામહ સુખસાગર!"

વયોવૃદ્ધ સુખસાગરે પોતાની ભાણેજને હૃદય સાથે ધરી અને એકાદા ન્હાના બાળકની માફક તે રડવા લાગ્યો.

"સુંદરી! બ્હેન!" સુખસાગરે કહ્યું: "મેં તારી પ્રત્યે જે નિષ્ઠુરતા બતાવી છે તે માટે તું મને ક્ષમા કરજે. અહા! માત્ર તારા પર દષ્ટિપાત થતાં જ મારા હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થાય તેમ હતું, પરંતુ એ બાબતની મેં અવગણના કરી, અને મારી પુત્રીની

અનીતિમત્તાનું તું સ્મારક છે, એમ માનીને તારા મૃત્યુની ઈચ્છા કરી! પરંતુ અત્યારે મારી આંખો ઉઘડી છે. આ નાજર સાહેબના ઉદ્દાત વિચારોએ મારા મન ઉપર એકદમ અસર કરી દીધી છે. હવે હું મારૂં બાકીનું આયુષ્ય તને સુખી બનાવવામાં—તારૂં કલ્યાણ સાધવામાં ગાળીશ. સુંદરી! કહે કહે, તું મને ક્ષમા કરીશ ને?"

"ક્ષમા!" એ મનોહર બાલિકા બોલી: "હું આપને ક્ષમા કરનાર કોણ માત્ર? બાપુ! આપની પાસેથી દયાની આકાંક્ષા કરવાનો કિંચિત પણ મને અધિકાર નથી. તમે મને ભૂખે મરવા દીધી નથી, એ જ તમારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. ખરેખર, જો કદાચ શકય અશકય તમામ સંકટોનો બોજો તમે મારા ઉપર નાંખ્યો હોત, તો પણ આ કૃપાની અને મહેરબાનીની એક જ ક્ષણે ગતકાલિન્ સર્વ દુઃખોને ભૂલાવી દીધાં હોત."

"અહાહા! મેં હાથે કરીને જ મારા સુખને કાદવમાં રગદોળી નાખ્યું!" પોતાની ભાણેજના મસ્તક પર વ્હાલથી હસ્ત ફેરવતો વૃદ્ધ સુખસાગર બોલ્યો: "આવો અમૂલ્ય નીધિ મારી પાસે હોવા છતાં અત્યાર સુધી મેં તેને જમીનમાં દાટી રાખ્યો હતો! સુંદરી! તને મેં જે જે દુઃખ સહન કરવાની ફરજ પાડી છે, તેનો બદલો હું કેવી રીતે વાળી શકીશ?"

"પૂર્વની તમામ વાતનું વિસ્મરણ કરવાથી." એ સુશીલ બાલિકાએ જવાબ આપ્યો.

"તને મેં જોઇ તે જ ક્ષણે મારા અંતઃકરણમાં કાંઇનું કાંઈ થવા લાગ્યું અને તારા તરફ મારૂં ચિત્ત વેધાઈ રહ્યું હતું." વૃદ્ધ ગૃહસ્થે કહ્યું: "બેટા! તું આબેહૂબ તારી માતાના જેવી જ દેખાય

છે. તને જોતાં મારા મનમાં એવો ભાવ ઉત્પન્ન થાય છે કે જાણે હું તારી માતાને–મારી દીકરીને જ જોઉં છું–તે મરણ પામી નથી–અહીં જ છે અને અગાઉ કરતાં તરૂણ અને સુંદર છે! ખરેખર, તારી માતાએ પાડેલું તારૂં સુંદરી નામ સહેતુક છે. બ્હેન ! ચાલ, આપણે આપણા મકાને જઇએ. એ મકાન હવે તારૂં પોતાનું જ છે એમ સમજજે. ત્યાં તારો પૂરતો આદરસત્કાર થશે."

પછી સુંદરીએ નાજરનો તેના ઉદારતાભર્યા વર્તન માટે મનઃપૂર્વક આભાર માન્યો. સુખસાગરે પણ કૃતજ્ઞતા પ્રદર્શિત કરી, અને કચેરીની બહાર ઊભેલી ગાડીમાં સુંદરીને બેસારીને પોતાના મકાને લઇ ગયો.

સુખસાગરની ગાડી થોડેક દૂર ગયા બાદ નાજરે અંદરના ખંડનું બારણું ખોલીને માનસિંગને બહાર બોલાવ્યો.

"સુંદરી ક્યાં છે ?" એ બાલિકાને નાજરની ઓફિસમાં ક્યાંય પણ નહિ જોતાં માનસિંગે પ્રશ્ન કર્યો.

"હવે તેને તમારા પાલકત્વની બિલકુલ જરૂર રહી નથી, અને તમારે પણ હવે તેને ખાતર અહીં તહીં ત્રાસ વેઠવાની જરૂર નથી." નાજરે કહ્યું.

"શું કહો છો ? બોલો, બોલો જોઇએ !" માનસિંગ ક્રોધાવેશપૂર્વક ગર્જ્યો.

"મેં જે કહ્યું તે તમે સાંભળેલું હોવું જ જોઇએ." નાજરે પણ દમામમાં જ જવાબ આપ્યો: "સુંદરી પોતાના માતામહ સાથે ગઈ છે અને હવેથી તે તેમના જ મકાનમાં રહેવાની છે. એટલે આજથી તમારો પાલકત્વનો હક્ક પૂર્ણ થાય છે, સમજ્યા !"

"આ બધું તમારૂં જ કૃત્ય હોવું જોઇએ." માનસિંગ ચિરડાઇને બોલ્યો.

"હા, અને એ કૃત્યમાં યશ મળ્યો એ મને મોટું ભૂષણ પ્રાપ્ત થયું છે, એમ જ હું સમજું છું." નાજરે કહ્યું.

"એનો તમને બરોબર બદલો મળશે. મારા જેવા માણસની પ્રતારણા કરવા માટે એક દિવસ તમારે પશ્ચાત્તાપ કરવો પડશે."

"એવો ડર દર્શાવવાની જરૂર જ નથી. કારણ કે મારે ધંધાને અંગે તમારા જેવા અનેક મનુષ્યો સાથે કામ પડે છે. વારૂ, હવે તમારો કીમતી સમય નકામો વ્યતીત કરવાની જરૂર નથી, મારો સમય પણ કીમતી છે."

"અને વર્ષાસનની ચડેલી રકમ તમારી પાસે છે તેનું શું? એની તમે શી વ્યવસ્થા કરવા માગો છો?"

"આજ સુધીમાં તમે સુંદરીને પુષ્કળ લૂટી છે. ખરૂં કહું તો આ વાત તમને કહેવાનું ઘણા સમયથી મારા મનમાં થયા કરતું હતું. વારૂ જાઓ, તમારી હાજરીથી હવે મને કંટાળો ઉપજે છે. તમારૂં મ્હોં મને પુનઃ દર્શાવશો નહિ. તમારા જેવો અલૌકિક પાલક રાજેશ્રી સુખસાગરે કયાંથી શોધી કાઢ્યો, એ બાબતનો વિચાર આવતાં મને રહી રહીને આશ્ચર્ય ઉપજે છે!"

"હા, હું જાઉં છું; પરંતુ અત્યારે હું જાઉં છું તે મારા ઈર્ષ્યાગ્નિની જ્વાળામાં તમને કેવી રીતે ભસ્મીભૂત કરવા તેની યોજના કરવા માટે જ."

છેવટના શબ્દો ત્વેષપૂર્વક ઉચ્ચારતો માનસિંગ નાજરની કચેરીમાંથી ચાલ્યો ગયો. બિચારો નાજર આ સર્વ પ્રકાર જોઈને મનમાં ને મનમાં હસતો હતો. કેમકે જે માણસને પોતે દલીચંદ નામથી પિછાનતો હતો એ માનસિંગ લૂટારો પોતે જ છે, એ વાતની તેને માહિતી ન હતી.



## પ્રકરણ ૨૪ મું.

### સટ્ટા બજાર.

માનસિંગ નાજરકચેરીમાંથી બહાર પડયો એ વખતે સટ્ટા-બજારના ટાવરમાં સ્હાડાચાર વાગ્યા હતા. તે ઝપાટાપૂર્વક સટ્ટાબજારમાં સટ્ટો કરનારાઓ માટે એક ખાસ ભવ્ય મકાન બાંધવામાં આવ્યું હતું એ તરફ જવાને નિકળ્યો. પરંતુ એટલામાં પોતે સૂર્યપુર આવ્યા બાદ લંગડાનો સોંગ ધારણ કર્યો છે એ તેને યાદ આવ્યું, અને તુરત જ પોતાની ચાલને બદલાવીને તેણે ચાલવા માંડયું. તેની એ કૃતિ એક મનુષ્યની દૃષ્ટિએ પડી !

માનસિંગે અગાઉ જુદા જુદા નામે જુદી જુદી વ્યાપારી મંડળીઓ સ્થાપન કરવાના બ્હાના નીચે આ સટ્ટા બજારમાં ઘણા ભોળા મનુષ્યોને ફસાવ્યા હતા. એથી એ સ્થાનની એક વખત મુલાકાત લેવાના મોહને તે અટકાવી શકયો નહિ. સટ્ટાબજારનો પ્રત્યેક સ્થંભ તેને ગતકાલિન્ હકીકતનું સ્મરણ કરાવી આપતો હતો. એક સ્થંભ પાસે ઊભા રહીને તેણે પોતે તૈયાર કરેલી 'સ્વતઃ ગરમી ઉત્પન્ન કરનાર સોટી' ના સંબંધમાં વ્યાખ્યાન આપ્યું હતું, અને એ સોટી હાથમાં રાખીને ફરવાથી ઠંડીના દિવસમાં હાથ ગરમ રહે છે એવું પ્રતિપાદન કરેલું હતું. એ ધંધામાં તેને પુષ્કળ યશ મળ્યો હોત. પરંતુ એક અવિશ્વાસી દુષ્ટે એ

સોટીની સહાયથી હાથ ગરમ થવાની સાથે પીઠ પણ ગરમ થાય છે કે નહિ એ જોવાનો નિશ્ચય કર્યો; અને પીઠને ગરમ કરવાનો પહેલો પ્રયોગ **માનસિંગ**ની પીઠ ઉપર જ કરી જોયો. અર્થાત્ તેની સર્વ ધારણા ધૂળ મળી ગઈ અને 'સ્વતઃ ગરમી ઉત્પન્ન કરનાર સોટીઓ બનાવનારી કંપની' ઊભી કરવાની તેની યોજના ખોરંબે પડી ગઈ.

બીજા એક સ્થંભ પાસે એકત્ર થયેલા જનસમુહ સમક્ષ તેણે પોતે સ્થાપન કરેલી 'મચ્છર વિનાશક કંપની' ના સંબંધમાં લોકોને એક વખત માહિતી આપવાનો પ્રયત્ન કર્યો હતો. એ પ્રકરણમાં તેને ખાત્રીપૂર્વક યશ મળ્યો હોત અને લાખો રૂપીઆના શેર તે પોતાની કંપનીમાં ભરાવી શકયો હોત. પરંતુ તે ભાષણ કરતો હતો એ વખતે પોલિસના એક માણસે આવીને ધીમેથી એક મચ્છર **માનસિંગ**ના કાનમાં મૂકી દીધો. મચ્છરના ગણગણાટથી **માનસિંગ** ગભરાઇ ગયો અને આગળ પોતાનું વ્યાખ્યાન ચાલુ રાખી શકયો નહિ. અર્થાત્ એમાં પણ તેની મશ્કરી જ થઈ.

એ બાબતના તથા એના જેવા જ બીજા સેંકડો ગત્કાલિન્ વિચાર એ અલાૈકિક મનુષ્યના મનમાં ઉદ્ભવ્યા હતા અને તે એ વિચારોમાં ગર્ક બની ગયો હતો. એટલામાં એકાએક કોઇએ તેની વિચાર નિદ્રાનો ભંગ કર્યો:—

"કેમ, શેઠજી! સટ્ટો કરવાને આવ્યા લાગો છો?"

**માનસિંગે** પાછળ ફરીને જોયું તો કરસનદાસ શેઠ તેની દષ્ટિએ પડ્યા.

"કરસનદાસ શેઠ!" એ વૃદ્ધ વ્યાપારીના ખભા પર હાથ મૂકીને **માનસિંગ** બોલ્યો: "મેં હમણાં જ અળસીનો સટ્ટો કર્યો

હતો. એમાં મને ચોખ્ખા આઠ હજાર રૂપીઆ મળ્યા !"

"ખરૂં કહો છો શું ? અરેરે ! હું તો બિલકુલ નાઇલાજ બની ગયો છું. હોલના ચોકમાં એટલી બધી ગરદી છે કે મારા જેવા વૃદ્ધને તો અંદર પગ મૂકવાનું પણ અશકય. કેટલી બધી નિરાશા !"

"તમે કહો છો તેવી સ્થિતિ છે ખરી !" માનસિંગે ટેકો આપ્યો; "હું હમણાંજ અંદર ગયો હતો તે વખતે પાંચ વૃદ્ધ વ્યાપારીઓને મૂર્છિત અવસ્થામાં બહાર લાવવા પડ્યા હતા. તેમાંથી એક જણ તો બાપડો સ્વધામ પણ પહોંચી ગયો હશે. ગમે તેમ હોય, પણ આપણે તો મરજીમાં આવે ત્યારે અંદર જઇએ છીએ અને પાછા સુખરૂપ બહાર આવી શકીએ છીએ."

'પ્લવંગમ શેઠ ! તમારી અને મારી તદ્દન નવીન જ પીછાન છે, તથાપિ તમને જો હું એક વિનતિ કરૂં તો એ માન્ય કરશો કે નહિ ?" કરસનદાસે નમ્રપણે પૂછયું.

"શી વિનતિ ? તમારે ઘેર જવાનો ત્રાસ સહન કરવો ન પડે તે માટે ચાર–પાંચ હજાર રૂપીઆ હું તમને ઉછીના આપું એમ કહો છો ?" તેણે ખીસ્સામાંથી પાકીટ કાઢયું: "એ કાર્ય હું મોટા આનંદપૂર્વક કરીશ. કેટલી રકમ આપને જોઇએ છે ? વીશ હજાર બસ થશે કે ત્રીશ હજાર આપું ?" તેણે રાજા ભોજની ઉદારતાને વચનમાં ધારણ કરી લીધી.

"શેઠજી ! પૈસાની મારે જરૂર નથી. એ કરતાં પણ એક મોટી વિનતિ હું કરનાર છું. તમારી પાસેથી ઉછીના લીધેલા પૈસા હું આપી શકું તેમ છું, પરંતુ જે કામ હું તમારી પાસે કરાવવા માગું છું, એ કામ બજાવો તો તેના ઉપકારનો બદલો હું કોઇ પણ રીતે આપી શકું તેમ નથી."

"હું તમારૂં ગમે તેવું દુર્ઘટ કાર્ય કરવાને તૈયાર છું." ઉંદરને પકડવાને આગળ કરેલું પાંજરૂં અત્યારે ઉપયોગમાં આવનાર છે, એવા વિચારથી આનંદિત બનેલા **માનસિંગે** કહ્યું.

"તમારા કહેવા પરથી એમ જણાય છે કે આજે તમારૂં નસીબ અનુકુળ છે. વળી તમે અંદર ચોકમાં આસાનીથી જા-આવ કરી શકો છો તો મારી પાસેથી દશ-વીશ હજારની રકમ લઇને ત્યાં જાઓ અને મારી વતી થોડાક સટ્ટો કરો તો મહેરબાની." કરસનદાસ શેઠે વિનતિ કરી.

"એ કાર્ય હું મોટા આનંદપૂર્વક કરીશ." **માનસિંગે** વિનતિનો વિના વિલંબે સ્વીકાર કરી દીધો.

ત્યાર પછી કરસનદાસ શેઠે ખીસ્સામાંથી વીશ હજાર રૂપીઆની નોટો કાઢીને **માનસિંગને** હવાલે કરી. **માનસિંગે** પણ એક કુશળ વ્યાપારીની માફક તે નોટો પોતાના ખીસ્સામાં ઘુસાડી દીધી.

"ઈશ્વર કરે ને આ કામમાં તમને યશ પ્રાપ્ત થાય. હું તમારી રાહ જોતો અહીં જ ઊભો છું." કરસનદાસ શેઠ બોલ્યા.

**માનસિંગ** લંગડાતો લંગડાતો સટ્ટા બજારના હોલમાં દાખલ થયો અને વૃદ્ધ વ્યાપારીના વિશ્વાસુપણાની મનમાં ને મનમાં મશ્કરી કરતો અંદરની ગરદીમાં દાખલ થઈ ગયો.

આશરે અર્ધા કલાક પછી તે પુનઃ જ્યાં કરસનદાસ શેઠ ઊભા હતા ત્યાં આગળ આવ્યો. અત્યારે તેણે ખિન્નપણાની મુદ્રા ધારણ કરેલી હતી. કરસનદાસ શેઠને જોતાં જ તેણે અત્યંત દુઃખ-સૂચક રીતે પોતાનું મસ્તક હલાવ્યું.

"કેમ, પ્લવંગમ શેઠ! શા વર્તમાન છે?" એ વૃદ્ધ વ્યાપા-

રીએ પ્રશ્ન કર્યો.

"તદ્દન ખરાબ." માનસિંગે જવાબ આપ્યો.

"કાંઇ ખોટ આવી લાગે છે ?"

"મોટી ખોટ આવી !"

"કેટલી ? દશ હજાર રૂપીઆની ? અરે એમાં શું થઇ ગયું ! કાંઇ તમે ઇરાદાપૂર્વક તો એ કર્યું નહિજ હોય. તમે સારૂં કરવા ગયા હશો, તેમાં ખૂરૂં થઇ ગયું એમાં તમારો શો વાંક ?"

"પણ આપણે બન્ને જણા રોયા !" માનસિંગે કહ્યું.

"એટલે ! તમે શું કહો છો ?"

"હું એમ કહું છું કે મેં મારી તમામ સંપત્તિ ગૂમાવી અને—"

"અને મારી રકમમાંથી કેટલી ગૂમાવી ?"

"તમામ !"

"તમામ ? ના ના, એમ તો ન બને !"

"બિલકુલ સાચી વાત. તમારા ગળાના સોગન." માનસિંગ શાંતપણે બોલ્યો.

વૃદ્ધ વ્યાપારી સ્હેજ હસ્યો અને બોલ્યો: "મને મ્હોટો નફો થયો છે એ જાણીને હર્ષવાયુને લીધે મારૂં મગજ ભ્રમિત ન બની જાય એટલા માટે આ તમે મારી મશ્કરી કરતા હો એમ લાગે છે !" તે જો કે ધનાઢ્ય હતો તો પણ સ્વભાવે અત્યંત મખીચૂસ હોવાથી નુકસાન થાય એ તેનાથી સહન થઈ શકતું નહિ.

"કરસનદાસ શેઠ ! હર્ષવાયુ શાનો લઇ બેસો છો ? દુઃખાતિશયને લીધે થયેલા ભ્રમથી તમે લવતા તો નથી ને ? તમારા વીશ હજાર તો ગયા, પણ તેની સાથે મારા ચાલીશ હજાર પણ

હું ગૂમાવી આવ્યો! આજના જેટલું દૈવ મને કદી પણ પ્રતિકુળ ન હતું!"

"આવી '**ન ભૂતો ન ભવિષ્યતિ**' ના જેવી વાત મેં મારા આખા જન્મારામાં સાંભળી નથી. અબબબ! સાઠ હજારની ખોટ!" કરસનદાસ બોલ્યો. પણ **ચંદ્રનગરના પ્લવંગમ પદ્મનાભ** જેવા એક મોટા વ્યાપારીના શબ્દ ઉપર તેને પૂરતો વિશ્વાસ હતો.

"એ કરતાં પણ અધિક આશ્ચર્યકારક વાત મારા સાંભળવામાં આવી છે! અમારે ત્યાં **ચંદ્રનગરમાં** સટ્ટા બજારમાં એક માણસ જતો હતો અને માર્ગમાં 'પ્રેમા–પ્રેમા!' એ પ્રમાણે પોતાના કૂતરાને હાકલ મારતો હતો. એ પરથી તુરત જ ચોતરફ એવી અફવા પ્રસરી રહી કે મુંબઈના સુપ્રસિદ્ધ સટ્ટાબાજ 'પ્રેમચંદ રાયચંદ શેઠ' **ચંદ્રનગરમાં** આવ્યા છે, અને તેમણે બજારભાવમાં ભયંકર તેજીમંદી કરી મૂકી છે! તે જ દિવસે મેં રૂના સટ્ટામાં ચોખ્ખા ચાળીશ હજાર રૂપીઆ, ચાર આના, ચાર દોકડા, ચાર બદામ અને ચાર વિશ્વાસી જેટલી રકમ માત્ર એક કલાકની અંદર જ મેળવી હતી!! કાં, આશ્ચર્યકારક ઘટના ખરી કે નહિ?"

"ખરી ખરી, એમાં શો સંશય?" કરસનદાસ શેઠે ઉદ્ગાર કાઢ્યો: "પણ શેઠજી! તમે શાનો સટ્ટો કર્યો અને કેવી રીતે કર્યો એ બધી હકીકત મને સવિસ્તર કહી સંભળાવો તો બરોબર ખ્યાલ આવી શકે."

એટલામાં ટાવરમાં સ્હાડા પાંચનો એક ટકોરો થયો.

આટલો બધો સમય પસાર થઈ ગયેલો જાણીને પોતાને અત્યંત આશ્ચર્ય થયું હોય એવો દેખાવ **માનસિંગે** ધારણ કર્યો. તેણે સ્હેજ ચમકવા સરખું કર્યું–ખીસ્સામાંથી ઘડીઆળ કાઢીને

તેમા દૃષ્ટિ ફેંકી; અને એકાદા મહત્ત્વના કામે જવાની પોતાને અત્યંત ઉતાવળ છે એવો ડોળ કર્યો.

"કરસનદાસ શેઠ !" એ વૃદ્ધ વ્યાપારીનો હસ્ત પોતાના હાથમાં લઇને માનસિંગ બોલ્યો: "મારે તત્કાળ જવું જ જોઇએ–મોટું મહત્ત્વનું કામ છે–ઢીલમાં નખાય તેવું નથી. વારૂ, સાહેબજી. આવતી કાલે સ્હવારે હું તમને મળીશ અને પછી બધો ખુલાસો કરીશ.

એ પ્રમાણે કહીને તે લંગડાપણાને શોભે તેટલી ઉતાવળથી ત્યાંથી નિકળ્યો. થોડે દૂર ગયા બાદ એક ગાડી ભાડે કરી લીધી અને તેમાં બેસીને ગાડીવાનને પોતે જે સ્થળે ઉતર્યો હતો ત્યાં ગાડી લઇ જવાની સૂચના કરી.

---

## પ્રકરણ ૨૫ મું.

### પોલિસ–કોર્ટમાં.

તે જ વખતે એક બીજી સંભાવિત વેશ ધારણ કરેલી વ્યક્તિ–જે અત્યાર સુધી માનસિંગની તમામ હીલચાલનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરી રહી હતી તે–બીજી એક ગાડીમાં ચડી બેઠી, અને તેણે પણ માનસિંગ જે ગાડીમાં બેઠો હતો એ ગાડીની પાછળ પાછળ પોતાની ગાડીને લઇ જવાનો ગાડીવાનને હુકમ કર્યો.

ભોજનાલયમાં આવ્યા બાદ માનસિંગે સુનંદા અને ગુમાનને "હું આવતી કાલે સ્હવારે સૂર્યપુરમાંથી નિકળનાર છું," એવી મતલબના પત્રો લખીને એક માણસ સાથે ટપાલમાં નાખવા મોકલ્યા. પછી રાત્રીભોજન કરી લીધું.

ભોજન કર્યા પછી તે પોતાના ખંડમાં બેઠો બેઠો ધૂમ્રપાન કરતો હતો તે વખતે "બે ગૃહસ્થો આપને મળવાને આવ્યા છે," એવો સંદેશો તેને મળ્યો; અને પોતાને મળવાને અહીં કોણ આવ્યું હશે, તેનો તે વિચાર કરતો હતો એટલામાં તે જ બે ગૃહસ્થો તેની સામે આવીને ઊભા રહ્યા.

આ બે ગૃહસ્થોમાંનો એક તો જેણે માનસિંગ ઉપર નજર રાખી હતી તે જ હતો; બીજો ગૃહસ્થ દેખાવે વૃદ્ધ અને અશક્ત હતો અને તેણે પોતાની આંખે સોનેરી ફ્રેમના મોટા ચશ્મા લગાવી દીધા હતા.

આ ગૃહસ્થો કોણ હશે અને તેઓ અહીં શા માટે આવ્યા હશે, એ માનસિંગની કાકદષ્ટિએ તુરત જ જાણી લીધું. પરંતુ પ્રસંગાવધાન રાખીને તેણે તેમને બેસવાની વિનતિ કરી અને નોકરને બહાર જવાનું સૂચવ્યું.

"મહેરબાન!" બે ગૃહસ્થોમાંનો વૃદ્ધ બોલ્યો: "જે કામને અર્થે મને તમારી પાસે આવવાની ફરજ પડી છે એ માટે અત્યંત દિલગીરી થાય છે. કારણ કે હું એક પોલિસ ખાતાનો અધિકારી છું અને તમને પકડવાનું વારંટ બજાવવાને માટે આવ્યો છું."

"કયા મુદ્દા ઉપર તમે મને અહીંથી પકડીને લઈ જનાર છો?" જાણે આ ગૃહસ્થ કેમ પોતાનો પરોણો જ હોયની, એવા પ્રકારની શાંતિ ધારણ કરીને માનસિંગે પ્રસ્તુત પ્રશ્ન કર્યો.

"એ તમને પ્રત્યક્ષ પોલિસ કોર્ટમાં જ જણાઇ આવશે." અધિકારીએ જવાબ આપ્યો: "અમારી શંકા જો નિરાધાર ઠરશે તો તમને લાગલા જ મુક્ત કરવામાં આવશે. માત્ર એટલું લક્ષમાં રાખશો કે તમે જો ન્હાસી જવાનો યત્ન કરશો તો એમાં તમને બિલકુલ યશ મળનાર નથી. મારો સોબતી સશસ્ત્ર છે, અને જરૂર પડતાં તમારા ઉપર પિસ્તોલ ફોડવામાં પણ આઘું પાછું જોનાર નથી. વળી આ મકાનની બહાર પણ છૂપી પોલિસના માણસો હથિયારબંધ થઇને ઊભા છે."

"અધિકારી સાહેબ!" માનસિંગે કહ્યું: "હું પ્રતિકાર કરવાનો કિંવા ન્હાસી જવાનો બિલકુલ યત્ન કરનાર નથી. તમે આ બધું ગુપ્તપણે કર્યું એ બહુ જ ઉત્તમ કર્યું. કેમકે એથી મારા જેવા નિરપરાધી માણસના સંબંધમાં લોકોની ગેરસમજ થવાની ભીતિ રહેતી નથી."

"ઇશ્વર કરે ને તમે કહો છો તે પ્રમાણે જ તમે નિર્દોષ ઠરો." અધિકારીએ કહ્યું.

"હું તમારી સાથે આવવાને તૈયાર છું." એમ કહીને કદાચ પોતાને તુરંગમાં નાખવામાં આવે તો પછી શું કરવું એનો મનમાં ને મનમાં નિશ્ચય કરીને માનસિંગ તેમની સાથે જવાને ઉઠયો.

રસ્તા પર એક ભાડાની ગાડી ઊભી હતી. તેમાં એ ત્રણે જણા બેઠા અને અલ્પાવકાશમાં માનસિંગને ન્યાયાધીશ સમક્ષ રજુ કર્યો.

પછી જે વ્યક્તિએ માનસિંગ ઉપર નજર રાખી હતી તે છૂપી પોલિસના માણસે ન્યાયાધીશ સામે ઉભા રહીને કહ્યું:—

'હું મુનસફ કોર્ટ પાસે થઇને જતો હતો તે વખતે આરોપી

નાજરકચેરીમાંથી બહાર આવતો મારી દૃષ્ટિએ પડયો. એ વખતે તે ત્વરાથી જુવાનજોધની માફક ચાલતો હતો. પણ થોડી વારે જાણે તેને કશી વાતનું સ્મરણ થયું હોય એવી રીતે તે લંગડાતો ચાલવા લાગ્યો. એ પ્રમાણે તેણે પોતાની ગતિમાં કરેલા વિચિત્ર ફેરફારને જોઇને મને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું અને સંશય પણ આવ્યો. એથી સ્વાભાવિક રીતે જ હું તેની પાછળ લાગ્યો. ત્યાંથી તે સટ્ટા બજારમાં આવ્યો અને ત્યાં એક સ્થંભ પાસે બીજા એક ગૃહસ્થ સાથે વાત કરતો ઊભો રહ્યો. અર્ધા કલાક પછી તે જે હોલમાં સટ્ટો ખેલવામાં આવે છે તે હોલમાં ગયો. એ દરમિયાન મેં પેલા ગૃહસ્થને આરોપીનું નામ ઠામ પૂછી લીધું. ત્યાર પછી તુરત હું નાજર સાહેબ પાસે આરોપીના સંબંધમાં વિશેષ તપાસ કરવાને માટે ગયો. આશ્ચર્યની વાત ! નાજર સાહેબ તેને દલીચંદ નામથી પિછાનતા હતા એવું મારા જાણવામાં આવ્યું. અર્થાત્ બે સ્થળે આપેલાં જુદાં જુદાં નામથી મારી ખાત્રી થઈ કે આમાં કશો ભેદ હોવો જોઇએ. પુનઃ હું સટ્ટા બજારમાં આવ્યો. ત્યાંથી હું આરોપીની પાછળ પાછળ તે જે ભોજનાલયમાં ઉતર્યો હતો ત્યાં ગયો. ભોજનાલયના માણસોને પૂછતાં તેમણે પણ તેનું નામ 'દલીચંદ' જણાવ્યું. એ પછી ઇન્સ્પેકટર સાહેબની સહાયથી આરોપીના ઉપર બજાવવામાં આવેલા વારંટની હકીકતથી તો નામદાર કોર્ટ વાકેફગાર છે જ."

છૂપી પોલિસના અધિકારીનું કૌશલ્ય અને ચપળતા જોઇને માનસિંગ ચકિત બન્યો અને ક્ષણ માત્ર તેને ભીતિ પણ ઉત્પન્ન થઈ. પરંતુ એટલામાં પોતાને તુરંગમાં બેસવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં પોતે વિચારી રાખેલી યુક્તિ તેનાં નેત્રો સમક્ષ મૂર્ત્તિમંત બનીને

ઊભી રહી અને એથી તેનું મન શાંત બની ગયું.

પછી માનસિંગને ઉદ્દેશીને ન્યાયાધીશ બોલ્યા: " મને જણાવતાં અત્યંત ખેદ થાય છે કે તમારા વેશની અને તમારી બારિક તપાસ કરવાની અત્યંત જરૂર છે. એ તપાસ દરમિયાન તમારે કશી પણ ગડબડ કરવી નહિ એવી મારી આજ્ઞા છે."

" હું મારી તપાસ શાંતપણે કરવા દઈશ. તે સામે મને લેશ પણ વાંધો નથી." માનસિંગે જવાબ આપ્યો: " પણ મારી આપને વિનતિ છે કે મારા જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થના વચન ઉપર વિશ્વાસ રાખીને મારા સંબંધમાં વિનાકારણ સંશય લાવશો નહિ. મારા લંગડાપણાનું કારણ ચાલતાં ચાલતાં મારો પગ લચકાયો હતો એ હતું; અને જુદે જુદે સ્થળે જુદા જુદા નામથી ઓળખાવવાનો મને શોખ છે. એમાં મેં કશો ગુન્હો કર્યો હોય એમ કાયદો ફરમાવતો નથી. મેં આ પ્રમાણે યોગ્ય અને મુદ્દાસરનો ખુલાસો રજુ કરેલો હોવા છતાં પણ મારી તપાસ આગળ ચલાવવાનો આપ આગ્રહ રાખશો તો આપ અવિશ્વાસી છો એમ જ મને લાગશે. તેને બદલે મારા ખુલાસાનો સ્વીકાર કરીને જો આપ મને મુક્ત કરશો તો આપના જેવા વિદ્વાન્ અને ચાણાક્ષ ન્યાયાધીશ મેં મારા આખા જન્મારામાં જોયા નથી, એવું હું તમામ લોકોમાં જાહેર કરીશ."

પરંતુ આ વક્તૃત્વપૂર્ણ ભાષણની ન્યાયાધીશના મન ઉપર કશી પણ અસર થઈ નહિ. તે પછી પોલિસ ખાતાના એક નોકરે માનસિંગના વેશની તપાસ કરવા માંડી, મસ્તક ઉપરના કૃત્રિમ કેશ, લીલા રંગના ચશ્મા, કૃત્રિમ મોટી કાળી મૂછો, ઇત્યાદિને એક પછી એક પોતાના સ્થાનથી ભ્રષ્ટ કરવામાં આવ્યાં અને માનસિં-

ગનો સ્વાભાવિક ચ્હેરો સર્વને સ્પષ્ટપણે દેખાવા લાગ્યો.

ન્યાયાધીશે બીજા એક પોલિસ અધિકારીને માનસિંગના ચ્હેરાનું બરોબર નિરીક્ષણ કરી જોવાનો હુકમ કર્યો. એ નિરીક્ષણ ચાલુ હતું તે દરમિયાન માનસિંગે પોતાના ચ્હેરાને અનેક રીતે બદલાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ પેલા અધિકારીએ લેશ પણ નહિ ગભરાતાં પોતાને જે તપાસ કરવાની હતી તે પૂર્ણપણે કરી લીધી.

નિરીક્ષણનું કાર્ય પૂર્ણ થયા બાદ ન્યાયાધીશે એ પોલિસ અધિકારીને પ્રશ્ન કર્યો: "આરોપીને તમે ઓળખો છો ?"

"હા, નામદાર ! હું તેને ઓળખું છું." અધિકારીએ જવાબ આપ્યો.

"તેનું નામ શું ?"

"માનસિંગ."

"તેણે બીજું નામ ધારણ કરેલું છે ખરું ?"

"હાજી, તેણે દલીચંદ નામ ધારણ કરેલું છે અને છૂપી પોલિસના દફતરમાં એ બાબતની નોંધ પણ થયેલી છે."

"આરોપી માનસિંગ જ છે એમ તમે શા ઉપરથી કહો છો ?"

"તેણે અને તેના એક સોબતી ગુમાને સાચી ખોટી વ્યાપારી કંપનીઓ સ્થાપીને લોકોને ફસાવ્યા બદલ અગાઉ એક વખત તેમને કેદની સજા થઈ હતી. તે વખતે હું જેલર તરીકે કામ કરતો હોવાથી આરોપી ઘણી વાર મારા જોવામાં આવેલો હતો. એથી હું ચોક્કસપણે કહી શકું છું કે તેનું નામ માનસિંગ છે."

"બસ !" ન્યાયાધીશે માનસિંગને પૂછ્યું: "આ સાક્ષીદારને અથવા જે ગૃહસ્થે પ્રથમ જુબાની આપી હતી તેમને તમારે કશું

પણ પૂછવું છે ? કિંવા આવતી કાલ સુધી તમારી તપાસ મુલત્વી રાખવાનું તમે પસંદ કરો છો ? તમારે તમારા તરફથી વકીલને રોકવા હોય અને તપાસને લંબાવવી હોય તો એમ કરવામાં મને હરકત નથી. કેમકે ન્યાય છણવાના કાર્યમાં આરોપીને તમામ પ્રકારની સગવડ આપવાનો મારો નિયમ છે."

"પણ રાત્રી મારે ક્યાં ગાળવી પડશે ?" માનસિંગે પૂછયું.

"તમને કાચી જેલમાં રાખવામાં આવશે." ન્યાયાધીશે કહ્યું.

"મારા ઉપર પહેરો રાખવામાં આવશે ?"

"બેશક—નહિ તો કાચી જેલનો અર્થ શો ?"

"અરેરે ! મારી કેવી દુર્દશા !" માનસિંગે ઉદ્ગાર કાઢયો: "મારૂં કેવું દુર્દૈવ ! કોર્ટની ભૂલનો હું નિરપરાધી હોવા છતાં ભોગ થઇ પડયો. અહીં મારે કોઇ મિત્ર નથી, કોઇની સાથે ઓળખાણ નથી અને મારી ખરી પિછાન આપવા માટેના કાગળપત્રો પણ નથી. વળી ન્યાયાધીશ સાહેબનો પણ મારા પર કિંચિત્ માત્ર વિશ્વાસ નથી ! હાય ! દુર્દૈવે મને બરોબર ફસાવ્યો !"

ન્યાયાધીશે માનસિંગના પ્રસ્તુત કથન તરફ પૂર્ણ દુર્લક્ષ કર્યું અને આરોપીને તુરંગમાં લઇ જવાની પોલિસ સિપાઇને આજ્ઞા કરી.



## પ્રકરણ ૨૬ મું.

### સૂર્યપુરની તુરંગ.

પોલિસનો સિપાઇ માનસિંગને કારાગૃહના અધ્યક્ષને સ્વાધીન કરીને ચાલ્યો ગયો. ત્યાર પછી કારાધ્યક્ષે તેને એક કોટડીમાં લઈ જઈને છોડયો અને કહ્યું: "આજની રાત્રી તમે આ સ્થળે વિશ્રાંતિ લ્યો, આવતી કાલે સ્હવારે તમારે જે કંઈ જોઈશે તે તમને આણી આપવામાં આવશે. પરંતુ તેની કીમત તમારે આપવી પડશે." એમ કહીને તેણે માનસિંગની કોટડીનું દ્વાર બંધ કર્યું અને બહારથી તાળું લગાવીને તે ચાલ્યો ગયો.

એ કોટડીમાં એક બીછાનું, પાણીનું એક ન્હાનું માટલું અને એક ભાંગેલી ખૂરસી એટલાં વાનાં હતાં.

કારાધ્યક્ષ ચાલ્યો ગયો એટલે માનસિંગ પેલી ભાંગેલી ખૂરસી પર બેઠો અને તિરસ્કારપૂર્ણ મુદ્રાથી હસ્યો. આ સ્થિતિમાં આવી પડવા માટે તેને લેશ પણ ખેદ થતો ન હતો. આ સ્થિતિમાંથી પોતાની મુક્તતા કેવી રીતે કરી લેવી તે તેણે અગાઉથી નક્કી કરી રાખ્યું હતું. એ પ્રમાણે જે સ્થિતિમાં મનુષ્ય ગલિતવીર્ય અને નિરુત્સાહી બની જાય છે, એ જ સ્થિતિ માનસિંગના મનમાં નવીન કલ્પકતા ઉત્પન્ન કરી આપવામાં કારણીભૂત થઈ.

બે પ્રહર રાત્રી વિતી ગયા બાદ તે નિદ્રાવશ થયો. ગામમાં

તેને સુંદર સુનંદાની મનોરમ મૂર્તિ દેખાતી હતી; અને તેની સાથે પોતાનું લગ્ન તુરતમાં જ થનાર છે એવા વિચારો તેના મગજમાં ઘોળાયા કરતા હતા. તે પછી સુંદરી અને હિમ્મત તરફ તેના મને વલણ લીધું.

પુનઃ સુનંદા સાથે થએલા વાગ્નિશ્ચયનું તેને સ્મરણ થયું, અને તે સુંદરી સાથે પોતાનું લગ્ન થાય છે એવું દૃશ્ય માનસિક કલ્પનાસૃષ્ટિમાં ખડું થયું. ગોર મહારાજ છેવટે '**કુર્યાત્ સદા મંગલમ્**' એ શબ્દો ઉચ્ચારે છે તે જ વખતે સુનંદા આર્તસ્વરે બૂમ પાડી ઉઠી અને તે જ ક્ષણે માનસિંગ જાગૃત થઇ ગયો તથા ચંદ્રનગરમાં ગીરધરલાલ શેઠના મહાલયમાં નહિ પણ સૂર્યપુરની તુરંગમાં પોતે પડેલો છે, એ બાબતનું તેને ભાન થયું.

સૂર્યોદય થયા પછી કારાધ્યક્ષે આવીને માનસિંગને ખુશી ખબર પૂછ્યા. પછી તેણે પ્રશ્ન કર્યો: "આપને તુરંગમાં થતી રસોઇ પસંદ છે કે બજારમાંથી મીઠાઇ વગેરે મંગાવવાનો વિચાર છે ?"

"તુરંગના કેદીઓને મફત મળતું હલકું ભોજન કરવાને તત્પર થાઉં એવો હું હલકો નથી." માનસિંગ દમામમાં જ બોલ્યો: "માટે જેમ બને તેમ જલ્દીથી મારે માટે ઉત્કૃષ્ટ ભોજનની વ્યવસ્થા કરો. મારી એક સ્વતંત્રતા નષ્ટ થઈ એટલે તેની સાથે સાથે મારી પાસેથી દ્રવ્ય પણ પલાયન થઇ ગયું છે એમ માનવાનું કારણ નથી."

કારાધ્યક્ષે માનસિંગની ઇચ્છાનો સ્વીકાર કર્યો. તે સાથે એક સ્નેહી પર પત્ર મોકલવાને માટે એક માણસ આપવાની માનસિંગની વિનતિ પણ માન્ય રાખી.

થોડી વારે તેને માટે ભોજનના પદાર્થ લઇને એક નોકર આવ્યો. તેના પર પુષ્કળ હાથ માર્યા પછી તેણે એક પત્ર લખી રાખ્યો; અને કારાધ્યક્ષે મોકલેલા માણુસને તે પત્ર આપીને તેના પર લખેલે ઠેકાણે તેને પહોંચતો કરવાની સૂચના કરી.

લગભગ એક કલાક પછી તે મનુષ્ય પાછો આવ્યો " તેં એ પત્ર કોને આપ્યો ?" માનસિંગે તેને પ્રશ્ન કર્યો.

" એ દુકાનના માલિકને જ મેં તે આપ્યો. એ દુકાન મીઠાઇવાળાની છે, નહિ ?" તે મનુષ્ગે કહ્યું.

" હા, જવાબમાં તેણે કશું કહ્યું છે ?" માનસિંગે પૂછ્યું.

" ના ના, તે કશું પણ બોલ્યો નથી." ઉત્તર મળ્યો.

" ઠીક છે, જા." એમ કહીને માનસિંગે તેને યોગ્ય પારિતોષિક આપ્યું.

તે માણુસ ગયા પછી માનસિંગ સ્વતઃ બોલ્યોઃ " અમારા મંડળનો સૂર્યપૂર ખાતેનો મુખી સર્વ વ્યવસ્થા કરે ત્યાં સુધી મારે શાંતપણે રાહ જોવી જ જોઇએ. એ માણુસ ભલો છે. તે જ પ્રમાણે મીઠાઇવાળો પણ ચાલાક અને મિથ્યા હોહા કરે એવો માણસ નથી. પરમ દિવસે રાત્રીએ અમારા મંડળને જે મદદ મેં કરી હતી એ વ્યર્થ જનાર નથી. પરંતુ તે દરમિયાન આ કારાગૃહમાંહેના અન્ય સમદુઃખી બંધુઓની પિછાન કરવી જોઇએ. કેમકે પોતાના સ્નેહી-મંડળને વધારવાથી મારા જેવાને તો નુકસાનને બદલે ફાયદો થવાનો જ અધિક સંભવ છે."



## પ્રકરણ ૨૭ મું.

### હિમ્મતલાલ.



આ બાજુએ સુંદરી પોતાના માતામહ રાવ બહાદુર સુખસાગર સાથે તેમના ભવ્ય પ્રાસાદમાં સુખરૂપ પહોંચી ગઇ. ત્યાં પહોંચતાં જ સુખસાગર તેને પોતાની બે દીકરીઓ પાસે લઇ ગયો અને બોલ્યો: "જૂઓ, આ તમારી ભાણેજ—તમારી મોટી બ્હેનની દીકરી સુંદરી. એને હું તમારા રક્ષણ નીચે રાખવાને આપણે ત્યાં લાવ્યો છું. આજથી તમે જ એની માતાની જગ્યાએ છો એમ તમારે સમજવાનું છે."

એ બન્ને જણીઓએ મોટા આનંદ અને પ્રેમપૂર્વક સુંદરીને આલિંગન આપ્યું તથા પ્રશંસાપૂર્ણ મુદ્રાથી તેના અલૌકિક સૌંદર્યનું નિરીક્ષણ કર્યું. પોતાની હતભાગી ભગિનીની આ પ્રતિકૃતિ જ છે એમ તેમને લાગ્યું; અને તેમણે આટલા દિવસ તેના તરફ દુર્લક્ષ કર્યું હતું તેના બદલામાં તેને દ્વિગુણિત રીતે પ્રેમથી રસબસ બનાવવાનો નિશ્ચય કર્યો.

રાવબહાદુર સુખસાગર પ્રથમ સાધારણ સ્થિતિના હતા. તેઓ જાતે વણિક અને મૂળ ઉત્તર હિંદુસ્તાન તરફના હતા. પરંતુ ચાર-પાંચ પેઢીથી વ્યાપાર્થે સૂર્યપૂરમાં આવીને વસ્યા હતા. સુખસાગરની શરીરયષ્ટિ મજબૂત હોવાથી અને પોતે હિમ્મતવાન

હોવાથી સોળમા વર્ષથી તે પોલિસ ખાતામાં દાખલ થયા હતા. ધીમે ધીમે પોતાની અક્કલ હૂશિયારી અને ચાતુર્યથી ચડતા ચડતા પોલિસ ખાતાના સુપ્રીન્ટેન્ડેન્ટના હોદ્દા સુધી પહોંચ્યા હતા. પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે તેમની હાક વાગતી હતી અને સૂર્યપુર રાજ્યમાં ચોર લૂટારાનું નામ રહ્યું ન હતું. તેમણે રાજ્યની તેમજ પોતાના કર્તવ્યને અંગે હિંદી સરકારની પણ સારી સેવા બજાવેલી હોવાથી તેમના કાર્યની કદર કરીને સરકાર તરફથી તેમને 'રાવ બહાદૂર' નો ખીતાબ આપવામાં આવ્યો હતો. સૂર્યપુરના મહારાજાની તેમના પર મહેરબાની હોવાથી રાજ્ય તરફથી પ્રસંગોપાત સારી બક્ષિસો મળવા ઉપરાંત એક વાર્ષિક દશ-બાર હજારની ઉપજવાળું ગામ તેમને વંશપરંપરાને માટે ઇનાયત કરવામાં આવ્યું હતું. અર્થાત્ અત્યારે તેમની સ્થિતિ આર્થિક દૃષ્ટિએ ઘણી જ સારી હતી. પરંતુ સંતાનમાં માત્ર તેમને ત્રણ દીકરીઓ જ હતી. તેમાંની મોટી દીકરી કુપથગામિની બનીને મરણને શરણ થઇ હતી, બીજી દીકરી વિધવા થઇ હતી અને ત્રીજી દીકરી હજી કુંવારી જ હતી. ત્રીજીની ઉમર વીશ વર્ષની થઇ હતી. આ બન્ને દીકરીઓ ઉમદા સ્વભાવની અને સદ્ગુણશાલિની હતી. પોતાની મોટી બ્હેનની થયેલી દુઃસ્થિતિ જોઇને તેઓ દરેક બાબતમાં સાચવી સાચવીને ચાલતી હતી. માનસિક યાતનાથી પિડાતા પિતાને વૃદ્ધાવસ્થામાં સુખ અને શાંતિ અર્પવાં એ જ એક તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. તેમની માતા ન્હાની દીકરી પાંચ વર્ષની થઇ હશે તે વખતે મરણ પામી હતી.

રાવ બહાદૂરના કુટુંબને લગતી આટલી હકીકત જાણ્યા પછી હવે આપણે કથાનક તરફ વળીએ. સુંદરીને માટે એક

ઉત્કૃષ્ટ દિવાનખાનાની યોજના કરવામાં આવી; અને એ બન્ને બ્હેનોના અલંકારોમાંથી સુંદરીના વિશિષ્ટ સૌંદર્યને શોભે તેવા અલંકારો સુખસાગરે તેને આપ્યા.

ભોજનાદિ થયા પછી સુખસાગર અને તેમની દીકરીઓએ સુંદરીને પોતાની પાસે બેસારીને તેનો ઈત્થંભૂત વૃત્તાંત નિવેદન કરવાનું તેને કહ્યું.

સુંદરીએ સરલભાવે પોતાને લગતી તમામ હકીકત ટુંકામાં કહી સંભળાવી. માત્ર જે સાહસની સાથે હિમ્મતલાલનો સંબંધ હતો તેનો વૃત્તાંત સાદ્યંત કહી સંભળાવ્યો અને વિશેષતઃ એ સરલ હૃદયી તરૂણના ઉદાર અને સભ્ય વર્તનની તથા કમળાબાઇના મમતાળુપણાની અત્યંત પ્રશંસા કરી.

સુંદરીનો વૃત્તાંત શ્રવણ કરતાં ગંગાબાઇ અને પુષ્પાવતી (એ સુખસાગરની દીકરીઓનાં નામ હતાં) નાં નેત્રો ભરાઈ આવ્યાં. સુંદરીનું ભાષણ પૂરૂં થતાં જ વૃદ્ધ સુખસાગર ઊભો થયો અને બોલ્યોઃ "સુંદરી મારે ત્યાં સુરક્ષિત છે એવો સંદેશો કમળાબાઇ તરફ આપણે તુરતાતુરત મોકલવો જોઇએ."

પરંતુ એ પ્રમાણેનો સંદેશો લઇને એક માણસને ત્યાં મોકલતાં પહેલાં જ તેણે સુંદરીને કહ્યુંઃ "બ્હેન ! તું બિલકુલ ચિંતા ન કરીશ. કાલે સ્હવારે જ આપણે તમામ જણાં હિમ્મતલાલને મળવાને માટે જઈશું. એમને હવે આરામ થઇ જ ગયો હશે." પોતાના માતામહનું એ વચન સાંભળીને સુંદરીના મનને અત્યંત સંતોષ થયો.

આ સુખમય સ્થિતિનું સુંદરીના મન ઉપર કેવું પરિણામ આવ્યું, એ આપણે જાણવું જોઇએ. તેના ચ્હેરા પરની પૂર્વની

ખિન્નતાની છટા તત્કાળ નહિવત્ બની ગઈ, તેના કપોલપર સ્મિત વિલસી રહ્યું, અતિ પવિત્ર આનંદનું તેજ તેનાં નેત્રોમાં ચમકી રહ્યું અને તેનું કોમળ અંતઃકરણ સૌખ્યપૂર્ણ બની રહ્યું.

એ વખતે તે જેટલી સુંદર અને મનોરમ દેખાતી હતી તેટલી પૂર્વે કદી પણ દેખાઇ નહિ હોય; અને રાવ બહાદુર તથા તેમની બન્ને પુત્રીઓને પોતાની સદ્‌ગુણી અને મનોહર ભાણેજને માટે જેટલું અભિમાન થતું હતું તેટલું કદી પણ કોઇને થયું નહિ હોય. પોતાના પૂર્વજન્મના સત્કર્મની બક્ષિસ તરીકે જ ઇશ્વરે આ સુંદર બાલિકાને અહીં મોકલી છે એમ તેના મનને થતું હતું.

આગલી રાત્રે નક્કી કર્યા મુજબ બીજે દિવસે પ્રાતઃકાળે રાવ બહાદુર, તેમની બે દીકરીઓ અને સુંદરી પોતાની બે ઘોડાની બંધ ગાડીમાં બેસીને જ્યાં હિમ્મત પથારીવશ સ્થિતિમાં પડયો હતો એ ભોજનાલય તરફ જવાને નિકળ્યાં. જેમ જેમ સુંદરીની અને તેના ઉપકારકર્ત્તાના નિવાસસ્થાનની વચ્ચેનું અંતર કમી થતું ચાલ્યું તેમ તેમ તે હિમ્મતને મળવાથી થનારા આનંદની અધિકાધિક ઉત્સુકતાપૂર્વક માર્ગપ્રતીક્ષા કરવા લાગી. એકાદું વૃક્ષ કિંવા ઝુંપડી પસાર થતાં તેના મનને થતું કે હવે ઇષ્ટ સ્થળ નજીક આવી લાગ્યું છે. એમ કરતાં છેવટે જ્યારે એ ભોજનાલય તથા તેની પાસેનું ગામડું દેખાવા લાગ્યું ત્યારે તેનો આનંદ ગગનમાં પણ માઈ શકે નહિ એટલો વધી પડયો.

રાવ બહાદુર સુખસાગર જરાક ગમ્મતી પણ હતા. તે હિમ્મત અને કમળાબાઇને મળવાની પોતાની ભાણેજની ઉત્કંઠા જોઇને તેની મશ્કરી કરવા લાગ્યા અને "કમળાબાઇ કરતાં વિશેષતઃ હિમ્મતલાલને જ ક્યારે મળું એવું તારા મનમાં થતું હશે,"

એમ કહેવા લાગ્યા; અને પછી લજ્જાથી તેની આરક્તવર્ણ બનેલી મુખમુદ્રા તરફ અભિમાન અને પ્રસંશાપૂર્ણ મુદ્રાપૂર્વક જોતા હાસ્ય કરવા લાગ્યા.

ભોજનાલય પાસે આવીને ગાડી ઉભી રહી. એટલે બારી નજીક બેઠેલી કમળાબાઈ સુંદરીની દષ્ટિએ પડી. કમળાબાઇને જોતાં જ તેમની સાથે પોતાના માતામહ અને માશીઓની ઓળખાણ કરાવવાની છે, એ બાબતનું સુંદરીને ભાન પણ ન રહ્યું. તે ગાડીમાંથી નીચે ઉતરીને એકાદી હરિણીની માફક દોડતી ભોજનાલયમાં ગઇ અને દાદર પર ચઢીને જે ઓરડીમાં હિમ્મતલાલ સૂતો હતો તેમાં દાખલ થઇ.

કમળાબાઇએ મોટા પ્રેમપૂર્વક તેને દઢ આલિંગન આપ્યું. પરંતુ સુંદરીએ એ સ્થિતિમાં પણ વળીને હિમ્મત તરફ દષ્ટિ ફેંકી. અત્યારે તે નિદ્રાધીન થયો હતો. પરંતુ તેનાં નેત્રો જે ખૂરસી પર સુંદરી બેસતી એ ખૂરસી તરફ ઢળેલાં હતાં.

"અહાહા! સુંદરી!" કમળાબાઇ બોલી: "તું પાછી આવી તે બહુ જ સારૂં થયું! તું એકાએક અદશ્ય થવાથી મને કેટલી બધી ચિંતા થતી હતી એની તને કલ્પના પણ નહિ હોય! બિચારા હિમ્મતને છોડીને હું ક્ષણભર પણ કયાંય જઇ શકની ન હતી. ગઇ કાલે તો આખો દિવસ તેના બચવાનો ભરોસો જ ન હતો! તું ગઇ ત્યારથી તેની દષ્ટિ તારી બેસવાની જગ્યા તરફ એકસરખી લાગી રહી છે. એક વખત નોકરે ભૂલથી તે ખૂરસીને ત્યાંથી ઉપાડીને બીજે મૂકી કે હિમ્મતનો ચ્હેરો કષ્ટથી વ્યાપ્ત બની ગયો, અને તેના મનને અત્યંત ખેદ થતો હોય એમ લાગ્યું. ખરેખર તું તેને અત્યંત પ્રિય હોય એમ લાગે છે!"

એ છેવટનું વાક્ય સાંભળીને સુંદરીના મુખનો રંગ લજ્જાથી આરક્ત બની ગયો. પરંતુ રૂમાલ વડે નેત્રોમાં આવેલાં આંસુ લુછવાનો ભાવ કરીને પોતાની સ્થિતિ તેણે કળાવા દીધી નહિ. એટલામાં પોતાના માતામહ વગેરે હજી નીચે જ ઊભાં છે એનું તેને સ્મરણ થયું.

• તેણે કમળાબાઇને ધીમેથી નીચે આવવાની સૂચના કરી અને જતાં જતાં હિમ્મત અદ્યાપિ નિદ્રિસ્ત જ છે કે નહિ એ જાણવાને એક વાર પુનઃ તેના તરફ દૃષ્ટિ ફેંકી. તે બન્ને જણીઓ ઓરડીમાંથી બહાર આવ્યા બાદ સુંદરીએ અવાજ ન થાય એવી રીતે દ્વાર બંધ કરી દીધું. નીચે ગયા પછી તેણે કમળાબાઇ તથા પોતાનાં આપ્તોનો પરિચય કરાવ્યો.

"બાઈ સાહેબ!" રાવ બહાદૂર કૃતજ્ઞતાપૂર્ણ સ્વરે બોલ્યા: "મારી ભાણેજ સાથે તમે જે મમતાભર્યું વર્તન ચલાવ્યું હતું તે માટે તમારો ઉપકાર માનવો એ મારૂં કર્તવ્ય છે. મને વધારે પડતું બોલવાની ટેવ નથી. પરંતુ હું અંતઃકરણપૂર્વક કહું છું કે તમારા આ ઔદાર્યનું મને કદી પણ વિસ્મરણ થનાર નથી, એ બાબત તમે ખાત્રી રાખજો."

ગંગાબાઇ અને પુષ્પાવતીએ પણ કમળાબાઇનો આભાર માન્યો. પછી તમામ જણાં મેડા ઉપર હિમ્મતની ઓરડી તરફ ગયાં. તેઓ અંદર દાખલ થતાં જ હિમ્મત જાગૃત થયો. જાગૃત થતાં એકાએક પોતાની સામે સુંદરીને જોતાં તેના મન ઉપર જે પરિણામ આવ્યું તેનું વર્ણન કરવું અશક્ય જ છે. ક્ષણ માત્ર તેના અંતઃકરણમાં ભય ઉત્પન્ન થયો હોય એવું તેના ચ્હેરા પરથી દેખાતું હતું—કદાચિત્ સુંદરીનું દર્શન સ્વપ્ન માત્ર જ હશે એમ તેને

લાગવાથી એ ભય ઉત્પન્ન થયો હશે. પરંતુ પછી તેની મુદ્રા આનંદપૂર્ણ દેખાવા લાગી. એ સુંદરી બાલિકાનું આકસ્મિક આગમન તેની કલ્પનાનું કેન્દ્રસ્થાન બની બેઠું હોય એમ લાગ્યું. તેની વિચારશક્તિને આચ્છાદિત કરી નાખનારાં ભ્રમપટલો એક પછી એક પલાયન થવા લાગ્યાં. તેનું શરીર ક્ષણાર્દ્ધમાં જ આરોગ્યયુક્ત બનેલું દેખાયું. સર્વ પરિસ્થિતિ તેના લક્ષમાં આવી. તેની સ્મરણશક્તિ પુનઃ જાગૃત થઇ અને જાણે એકાદી મહાનિદ્રામાંથી જાગૃત થયો હોય તે પ્રમાણે એક અજીત મનોવૃત્તિને આધીન બનીને તે મૃદુ પરંતુ આનંદપૂર્ણ સ્વરે બોલ્યોઃ "સુંદરી! સુંદરી! તું પુનઃ મને પ્રાપ્ત થઇ ખરી!"

એ તરુણી તેના પલંગ પાસે પડેલી ખુરસી પર બેઠી અને આનંદાતિશયથી રડી પડી. અહાહા! આજ પર્યંત ભોગવેલાં અનેક સંકટોનું આ એક માત્ર સાખ્યપૂર્ણ પ્રસંગથી તેને સર્વસ્વા વિસ્મરણ જ થઇ ગયું!

હિમ્મતે તેનો એક હાથ પોતાના હસ્તમાં લઇને તેને ચુંબનથી અંકિત કર્યો. સુંદરીએ પોતાનો હસ્ત પાછો ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો નહિ, તેના અંતઃકરણને ઢોંગ કિંવા કપટની લેશ પણ માહિતી ન હતી—પોતાના મનોવિકારને છૂપાવવાનો વિચાર તેના મનમાં પણ આવ્યો નહિ. રા.વ બહાદૂર સુખસાગર આ સ્વર્ગીય દૃશ્ય જોઇને ગળગળો બની ગયો અને તેને આ કુમારિકાની શુદ્ધ અને ઉદાર મનોવૃત્તિ માટે અભિમાન છૂટયું.

તે જ ક્ષણે હિમ્મતની ચિકિત્સા કરનાર વૈદ્ય ઓરડીમાં આવ્યો. દરદીની સાંપ્રત સ્થિતિ જોઇને તે પણ આશ્ચર્યચકિત બની ગયો.



હિમ્મતે તેનો એક હાથ પોતાના હસ્તમાં લઈને તેને ચુંબનથી અંકિત કર્યો. પૃષ્ઠ ૨૦૬.

Monarch Printery Ahmedabad

"સુંદરીબાઈ!" તે ચેષ્ટાપૂર્વક બોલ્યો: "કોઈ કોઈ વખત એવા વ્યાધી પણ ઉત્પન્ન થાય છે કે ઔષધોથી તે દૂર થતા નથી કિન્તુ તેજસ્વી નેત્રો પાસે માત્ર તેમનાથી ટકી શકાતું નથી."

"આજ ને આજ એમને અહીંથી લઈ જઇ શકાશે કે?" થોડોક સમય વિચાર કર્યા બાદ સુખસાગરે વૈદ્યને પ્રશ્ન કર્યો.

"એ વિચારને મેં કદી પણ સંમતી આપી હોત નહિ; પરંતુ સદ્યઃસ્થિતિ તરફ જોતાં હા કહેવાની મને ફરજ પડે છે." સુંદરી તરફ દૃષ્ટિ કરીને એ સુસ્વભાવી વૈદ્ય બોલ્યો.

રાવ બહાદૂર સુખસાગર વૈદ્યના કથનનો અર્થ પૂર્ણપણે સમજી ગયા. એ ગામમાંથી બીજી ગાડી મળી શકશે કે કેમ એ બાબતની તપાસ કરવાને તેમણે પોતાના નોકરને મોકલ્યો. તેનો અનુકુળ ઉત્તર આવતાં જ તે બોલ્યા: "ઠીક ત્યારે, ગાડી તત્કાળ તૈયાર કરવાનું જણાવો. હિમ્મતલાલને મારી ગાડીમાં રાખીશું અને હું તથા સુંદરી તેમની સાથે બેસીશું. ભાડાની ગાડીમાં કમળાબાઇ તથા ગંગા અને પુષ્પા બેસશે."

બધી વ્યવસ્થા થયા બાદ હિમ્મતલાલને ગાડીમાં બેસાડવામાં આવ્યો. રાવ બહાદૂરે એક હજાર રૂપીઆની નોટ વૈદ્યને આપી. ભોજનાલયના માલિકની પણ તેણે તેટલી જ ઔદાર્યપૂર્ણ રીતે સંભાવના કરી. તત્પશ્ચાત્ થોડી વારમાં જ બન્ને ગાડીઓ સૂર્યપુર તરફ જવાને માટે નિકળી.

રાવ બહાદૂરના પ્રાસાદમાં આવી પહોંચ્યા બાદ તેમણે કમળાબાઇને પોતાના મકાનમાં કેટલાક દિવસ રહેવા માટે અત્યંત આગ્રહ કર્યો, અને તેણે પણ આ કુટુંબનો પોતાના તરફ અનવધિ સ્નેહ જોઇને તથા હિમ્મત પ્રત્યેની લાગણીને લીધે, એ બરો-

ખર સારો થઇ જાય ત્યાં સુધી રાવ બહાદૂરના પ્રાસાદમાં રહે-
વાનું સ્વીકાર્યું.

માર્ગમાં ખૂલ્લી હવાને લીધે હિમ્મત નિદ્રિસ્ત જ હતો; અને પ્રાસાદમાં આવ્યા બાદ પણ તેને માટે સુશોભિત ખંડમાં સુવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. સંધ્યાકાળે તે જાગૃત થયો એ વખતે તેની પ્રકૃતિ ઘણી જ સુધરી હોય એમ દેખાયું.

બીજા દિવસની સ્હવાર સુધી, હિમ્મત બીજી વખત ઝાડી પાસેના મકાનમાં ગયો હતો ત્યાર પછીથી શા શા બનાવો બન્યા હતા, તેનું શ્રૃંખલાબદ્ધ સ્મરણ કરવાની શક્તિ તેના મગજમાં આવી નહિ. પરંતુ જ્યારે એ બધા બનાવો એક પછી એક તેનાં નેત્રો સામે ઊભા રહ્યા ત્યારે પોતે મોહિનીને ગાઢ અરણ્યમાં એક વૃક્ષ સાથે બાંધીને ત્યાંથી ચાલી નિકળ્યો હતો એ વાતનું તેને સ્મરણ થયું.

તેણે એ વાત તુરતાતુરત રાવ બહાદૂરને જણાવી. તેમણે પણ હિમ્મતનું મન સ્વસ્થ કરવાને માટે તત્કાળ એ અરણ્યમાં શોધ કરવાને માટે એક માણસને મોકલ્યો.

એ માણસ સંધ્યાકાળે સાત વાગ્યા પછી પાછો ફર્યો. એણે સુખસાગરને જણાવ્યું કે: "જે બાઇની તપાસ કરવાને હું ગયો હતો તેનું પ્રેત એક વૃક્ષના થડ પાસે છિન્નવિછિન્ન અવસ્થામાં પડેલું મારા જોવામાં આવ્યું છે." આ દુઃખદ વાર્તા સાંભળીને દયાળુ અંતઃકરણના સુખસાગરને સ્હેજ ખેદ થયો. પરંતુ હિમ્મત-લાલની મનોવૃત્તિને ધક્કો પહોંચવા ન પામે એવા ઇરાદાથી તેણે હિમ્મતની પાસે જઇને જણાવ્યું કે "એ અરણ્યમાં મેં તપાસ કરાવી, પરંતુ ત્યાં તો કોઈ પણ મનુષ્યપ્રાણીનો બિલકુલ પત્તો

લાગ્યો નહિ !" આટલું અસત્ય ભાષણ કરતાં રાવ બહાદુરના મનને અત્યંત દુઃખ થયું હતું. પરંતુ હિમ્મતના આરોગ્યને માટે આ મિથ્યા ભાષણ કરવાની તેને ફરજ પડી હતી.

સ્વાભાવિક રીતે જ હિમ્મતે એવું અનુમાન કર્યું કે કોઈ પણ રીતે મોહિની છૂટી થઇને ન્હાસી જવા પામી હશે. તેની પ્રકૃતિ પૂર્ણપણે દુરસ્ત થઇ ત્યાં સુધી તેને ખરો વૃત્તાંત જણાવા દીધો નહિ. પરંતુ પછી જ્યારે ખરી હકીકતની તેને જાણ થઇ ત્યારે મોહિનીના એ પ્રમાણે આવેલા અંતથી તેને પશ્ચાત્તાપ થયો. પરંતુ વાસ્તવિક રીતે એ માટે તેને પોતાના ઉપર દોષ ખેંચી લેવાનું કારણ ન હતું.

સુખસાગરે પોતાને મોહિનીની સ્થિતિની ખબર પડી કે તુરત જ યોગ્ય અધિકારીને એ સમાચાર પહોંચાડીને તેના શબની યોગ્ય વ્યવસ્થા કરાવી દીધી હતી.

---

## પ્રકરણ ૨૮ મું.

### વિવાહ-નૌકા.

હવે સુંદરીનો વાસ સદૈવ સંનિધ હોવાને લીધે હિમ્મતની તબિયત એકદમ સુધરતી ચાલી. સુંદરી અને તેના માતા-

મહનું સખ્ય કેવી રીતે થયું એ જ્યારે હિમ્મતે તેના મુખે સાંભળ્યું ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. એ તરૂણના અંતઃ-કરણમાંથી સુનંદાની મૂર્તિ અદૃશ્ય બની ગઇ હતી. ખરૂં કહીએ

તો, જે તરૂણી એક ભિખારચોટ્ટ મકાનમાં પોતાને મળી આવી હતી તેના ઉપર જ પોતાનું સુખ સર્વસ્વી અવલંબી રહ્યું છે એ હિમ્મતને હવે પૂર્ણપણે સમજાઇ ચૂક્યું હતું; અને એ રમણી ઉપર ધીમે ધીમે પોતાનો પ્રેમ દૃઢ થતો જાય છે એ પણ તે જાણી ગયો હતો.

એક દિવસે સ્હવારે હિમ્મત મુખ્ય દિવાનખાનામાં બેઠો હતો, સુંદરી એકલી જ તેની પાસે ઊભી હતી; કમળાબાઈ અને ગંગાબાઇ દેવગૃહમાં પૂજન કરતાં હતાં, પુષ્પાવતી ગાયનમંદિરમાં હતી અને રાવ બહાદૂર બગીચામાં પુષ્પવૃક્ષોના સહવાસથી સુગંધિત બનેલા શીતળ સમીરનો આસ્વાદ લેતા હતા.

"તને કમળાબાઇને ઘેર પહોંચાડવાને માટે હું લઇ ગયો હતો ત્યાર પછી તારી સાથે એકાંતમાં વાતચીત કરવાનો પ્રસંગ આજે જ પ્રાપ્ત થયો છે." હિમ્મતે કહ્યું.

સુંદરી શરમાઇ ગઇ અને સ્તબ્ધ જ રહી.

"હું આ સંધિની હમણાં થોડા દિવસથી રાહ જ જોતો હતો." એ કન્યકાના મનોહર સ્મિતપૂર્ણ મુખકમલમાંથી ઝરતા તેજ–રસનું પોતાનાં નેત્રો વડે પાન કરતો હિમ્મત બોલ્યો: "મારા અનારોગ્યમાં તેં મારી જે સારવાર કરી છે તે માટે કૃતજ્ઞતા વ્યક્ત કરવાને હું અત્યંત ઉત્સુક બની રહ્યો છું. ખરેખર સુંદરી! જો તું ન હોત તો આજે આ દિવસ જોવાને હું ભાગ્યશાળી થઇ શકત કે કેમ એ એક શંકા જ છે."

"મેં એમાં આપના ઉપર કશો પણ ઉપકાર કર્યો નથી!" સુંદરી બ્હિતી બ્હિતી બોલી. કેમકે એવી રીતે હિમ્મતને પોતાની સાથે બોલતો જોઇને તેને એક પ્રકારનો સૌખ્યપૂર્ણ

ઉદ્વેગ થયો હતો.

"કશો પણ ઉપકાર કર્યો નથી !" હિમ્મતે ઉદ્ગાર કાઢ્યો અને હસ્ત પર અનેક વાર ચુંબન કરતાં કરતાં કહ્યું: "સુંદરી ! તારો મારા ઉપર ઉપકાર થયો નથી એમ કહેવું તે કેવી રીતે યોગ્ય ગણાય ? તેં એ વખત મારો પ્રાણ નથી બચાવ્યો ? સુંદરી ! હવે હું તને જે કહેવા માગું છું એ સાંભળીને તું ગુસ્સે ન થઇશ. માત્ર એટલું લક્ષમાં રાખ કે તેં જેને જીવિતદાન આપ્યું છે, તેના જીવનને સુખી કરવાનું સર્વતોપરી તારા ઉપર જ અવલંબી રહેલું છે. મારી અને તારી ઓળખાણ ઝાઝા દિવસોની નથી—તથાપિ મને તારો સંપૂર્ણ પરિચય થયો છે; અને તારા સદ્ગુણ તથા સદ્વર્ત્તનની કદર કેવી રીતે કરવી એ પણ હું જાણું છું. જેમ તું અનાથ છે તેમ હું પણ અનાથ જ છું. મારાં માતાપિતા બન્ને પરલોકવાસી થયેલાં છે. મારી સંપત્તિ જો કે અફાટ નથી, તથાપિ હજી હું જુવાન છું અને આશા રાખવાને મને કારણ છે. મારા મામા આ બાબતમાં પોતાની સંમતિ આપવામાં બિલકુલ આનાકાની કરશે નહિ એવી મારી ખાત્રી છે. છેવટે ટુંકામાં એટલું જ કે સુંદરી ! મારો તારા ઉપર નિઃસીમ પ્રેમ છે. તો હવે મને વિશેષ સમય શંકાશીલતામાં નહિ રાખતાં 'મારો પણ તમારા ઉપર પ્રેમ છે', એટલા જ શબ્દો તું ઉચ્ચાર અને મને પૂર્ણ સુખી બનાવ !"

હિમ્મતના પ્રણયી ભાષણથી કિંચિત્ ગભરાઈ જઇને, અને શો ઉત્તર આપવો એ નહિ સમજવાથી કશું પણ બોલવું જોઇએ એવા હેતુપૂર્વક સુંદરીએ કહ્યું: "તમે જે કહો છો—"

"સુંદરી ! તારી જીહ્વામાં તારા અંતઃકરણનો મનોવિકાર વ્યક્ત કરવાનું સામર્થ્ય ન હોય, તોપણ તારી બાહ્ય ચેષ્ટાથી મારા

મનમાં ક્યારનોયે આશાનો અંકુર ઉત્પન્ન થયો છે. એને ફળદ્રુપ કરવાનું કાર્ય કેવળ સર્વસ્વી તારા વચનામૃતના પરિસિંચન ઉપર અવલંબી રહ્યું છે."

"પણ" સુંદરી બોલી: "મારે મારા આપ્તવર્ગની સલાહ પૂછવી જોઇએ. અર્થાત્—"

"એ બાબત તું નિશ્ચિંત રહે. રાવ બહાદુરની તારા પર અતોનાત પ્રીતિ છે, એટલે તેઓ કદી પણ તારા સુખની આડે આવે તેમ નથી. હું જાતે જ તેમની પરવાનગી માગીશ. તેઓ મારી વિનતિ અવશ્ય માન્ય કરશે જ."

એમ કહીને એ તરૂણે પુનઃ સુંદરીનો હાથ પકડીને તેના પર ચુંબન કર્યું; સુંદરીએ પણ પોતાના હસ્તને ત્યાં જ રહેવા દીધો. એ પ્રમાણે પોતાના પ્રેમની બક્ષિસ મળેલી જોઇને હિમ્મતને પૂર્ણ આશ્વાસન મળ્યું.

સુંદરીનું હૃદય જોરથી ધડકવા લાગ્યું–તેના અધર થર થર કમ્પવા લાગ્યા–અને ત્હેનો ચ્હેરો લજ્જાથી રક્તવર્ણ બન્યો. તથાપિ એ ત્હેનો અને ત્હેના પ્રિયકરનો અત્યંત સુખનો સમય હતો. અત્યારે તેની અંતર્ગત મનોવૃત્તિના થયેલા વિનિમયથી તેને લાગ્યું કે અત્યાર સુધીના આ તરૂણ સાથેના મારા સંબંધમાં ફેર-ફાર થઇને અમારી વચ્ચે એક નવીન જ સંબંધ ઉત્પન્ન થયો છે!

અદ્યાપિ સુંદરીનો હાથ હિમ્મતના હાથમાં જ હતો, અને એ પ્રણયી યુગલ પોતપોતાના સ્વતંત્ર વિચારોમાં મૂકપણે સુખમગ્ન બન્યું હતું. એવામાં રાવ બહાદુર સુખસાગર દિવાનખાનમાં આવ્યા. સુંદરી એકદમ ચમકી અને શરમાઇ ગઇ. પરંતુ તેણે પોતાનો હાથ હિમ્મતના હાથમાંથી કાઢી લેવાનો લેશ પણ યત્ન કર્યો નહિ.

કેમકે એમાં પોતે કશો પણ દોષ કરે છે એમ તેને લાગ્યું જ ન હતું. માત્ર આ સંબંધમાં ખુલાસો કરવો જોઇએ, એમ સૂચવનારી મુદ્રાથી તેણે હિમ્મત સામે જોયું.

"રાવ બહાદૂર સાહેબ!" હિમ્મત બે–ત્રણ પળ પછી બોલ્યો: "આપ અહીં પધાર્યા તે સારૂં થયું. મારે આપને એક વિનતિ કરવાની હતી. આપની ભાણેજ ઉપર મારો પ્રેમ છે એમ જણાવવામાં હું મને ધન્ય માનું છું: અને હું આપને પ્રાર્થના કરૂં છું કે આપ કૃપા કરીને આપની ભાણેજ મને અર્પણ કરશો. આ અમૂલ્ય નિધિ મને સુપ્રત કરવામાં આપ લેશ પણ શંકાને સ્થાન આપશો નહિ. તેના ગુણની કદર કેવી રીતે કરવી એ હું પૂર્ણપણે જાણું છું. મારા સહવાસમાં તેને સંપૂર્ણ સૌખ્ય જ પ્રાપ્ત થશે."

"હિમ્મતલાલ!" એ વૃદ્ધ ગૃહસ્થે અત્યંત મમતાભર્યા અને વિશ્વાસજનક સ્વરે કહ્યું: "તમારા પ્રસ્તુત પ્રશ્નનો હકારદર્શક ઉત્તર આપવામાં મને કશો પણ વાંધો નથી; કેમકે કમળાબાઇએ તમારા સંબંધમાં મને તમામ માહિતી આપી છે. પણ મારી સુંદરી શું કહે છે?"

"આપ ખુશીની સાથે તેની સંમતી પૂછો. એ બાબતમાં મને બિહવાનું કશું પણ કારણ નથી." રસભરિત દૃષ્ટિએ સુંદરીના મનોહર વદનચંદ્ર તરફ જોતો હિમ્મત બોલ્યો. સુંદરી લજ્જાથી નીચે જોતી ઊભી રહી.

"હું સમજ્યો. આ વિષયમાં હા કિંવા નાકહેવાનો જે મનુષ્યનો અધિકાર છે, તેની સલાહ લીધા પહેલાં જ તમે

અંદર અંદર સર્વ વ્યવસ્થા કરી નાખેલી હોય એમ જણાય છે !" સુખસાગર હસતો હસતો બોલ્યો: "તરૂણોની એ હમેશની પદ્ધતિ જ છે."

"આપ પણ એક વેળાએ તરૂણ હશો જ," હિમ્મત તેટલા જ વિનોદપૂર્ણ સ્વરે બોલ્યો: "અને આપની પ્રેમયાચના પણ એવી રીતે જ પાર પડેલી હોવી જોઇએ."

"તમે તો મને નિરૂત્તર જ બનાવી દીધો !" રાવ બહાદૂરે મંદ સ્મિત કરતાં કહ્યું: "પણ જૂઓ, ગંગા અને પુષ્પા અહીં આવે છે. તેમને આ હકીકત કોણ કહેશે ?"

"શી હકીકત ? કાંઇ અશુભ તો નથી ને ?" એ બન્ને જણી એકદમ બોલી ઉઠી.

"ફક્ત તમારે સુંદરીના સહવાસનો લાભ ગૂમાવવો પડશે, એટલું જ !" પોતાની દીકરીઓના ગભરાઇ ગયેલા ચ્હેરા તરફ જોતાં રાવ બહાદૂરે કહ્યું.

"પણ એનું કારણ શું. એ તો મને કહો !" ગંગાએ કહ્યું.

"આ પ્રશ્નનો ઉત્તર તમને હિમ્મતલાલ તરફથી જ મળનાર છે." મોટેથી હસતો હસતો સુખસાગર બોલ્યો.

"હા ! હવે આવ્યું મારા ધ્યાનમાં." પુષ્પાવતી બોલી: "ગંગા બ્હેન ! તું તો ભોળી ને ભોળી જ રહી ! પણ મને કેટલાક દિવસો પહેલાં આપણા કુટુંબમાં લગ્ન થાય છે એવું સ્વપ્નું આવ્યું હતું."

"કોનું, તારૂં લગ્ન ?" રાવ બહાદુર બોલ્યા. એ સાંભળીને પુષ્પાવતી શરમાઈ ગઇ.

"લગ્નની શી વાતો ચાલી રહી છે ?" એ વખતે કમળાબાઇએ અંદર આવીને પ્રશ્ન કર્યો.

"બધાં એકત્ર થયાં ખરાં !" રાવ બહાદુરે ભાષણકર્ત્તાની ઢબે કહ્યું: "હવે હું તમને જણાવવાની રજા લઉં છું કે આ પ્રણયી યુગલે પોતાનું બન્નેનું દૈવધન એક જ નૌકામાં ભરવાનો ઠરાવ કર્યો છે; અને એ નૌકાને '**વિવાહ-નૌકા**' કહેવામાં આવે છે."

રાવ બહાદુરના એ શબ્દોએ દિવાનખાનામાં જાણે આનંદના સાગરને આમંત્ર્યો હોય એવો દેખાવ થઇ રહ્યો.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

# અદ્‌ભુત લૂટારો.

## [ ભાગ ૨ જો. ]

## પ્રકરણ ૨૯ મું.

### કળાંતર.

હવે આપણે પુનઃ માનસિંગ તરફ વળીએ.

જે રોજ તેણે પેલી ચીઠી મીઠાઇવાળાની દુકાને મોકલાવી હતી તે રોજ આશરે ત્રણ વાગે એક સશક્ત, કીમતી પોશાક અને મૂલ્યવાન્ આભુષણોથી સજ્જ થયેલો ગૃહસ્થ કારાગૃહ તરફ આવ્યો અને પોતાને અંદર દાખલ થવા દેવાની તેણે રજા માગી.

“ તમે અંદર કોને મળવાને માટે માગો છો, એ મને પહેલાં જણાવો. ” કારાધ્યક્ષે કહ્યું.

“ હું માનસિંગને મળવા માગું છું. ” એ ગૃહસ્થે જવાબ આપ્યો.

" **માનસિંગ** કારાગૃહમાં તેની કોટડી બહાર પરશાળમાં ફરે છે. એ તમને ત્યાં મળશે." કારાધ્યક્ષ બોલ્યો.

પેલા મોજીલા ગૃહસ્થે પોતાની વજનદાર સોનાની ડાબડીમાંથી થોડીક છીકણી લઇને ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરી; ખીસામાંથી મૂલ્યવાન્ ઘડીયાળ કાઢીને તેના તરફ દૃષ્ટિ ફેંકી તથા રેશમી રૂમાલ વડે મ્હોં પરનો પરસેવો લૂછ્યો. તે તત્પશ્ચાત્ તુરંગમાં દાખલ થયો. તેના કપડામાં છાંટેલા અત્તરની સુવાસથી કારાધ્યક્ષને તડાક દઇને છીંક આવી ગઈ!

"કેટલો બધો કચરો! અને કેટલી દુર્ગંધ!" એમ બોલતાં તે ગૃહસ્થે છીકણીની એક ચપટી ઘ્રાણેન્દ્રિયમાં ખોસી દીધી.

"આ જો કે સુખદાયક સ્થળ નથી તોપણ તુરંગના કામને માટે લાયક છે." કારાધ્યક્ષ બોલ્યો.

"અહો! કેદમાં જવાની કલ્પના માત્ર મારા પ્રાણનો નાશ કરી નાખવાને પૂરતી છે!" એ ગૃહસ્થ બોલ્યો. પણ તેનું લઠ્ઠ શરીર અને બેદરકાર પ્રકૃતિ જોતાં કદાચ તેને વીશ વર્ષની સખ્ત મજુરી સાથે કેદની સજા કરવામાં આવે તોપણ વાંધો આવે તેમ ન હતું; એમ કોઇને પણ જણાઇ આવે તેમ હતું. "વારૂ, **માનસિંગ** ક્યાં છે?" તે બોલ્યો: "અહો! સામેથી આવતો જણાય છે. કેમ, દોસ્ત! મજા છે ના?"

"ઠીક છે." **માનસિંગે** કહ્યું: "પણ તારી સ્ત્રી અને અગીયાર છોકરાં ખુશીમાં છે ના?"

"એમાં શું કહેવું?" એ ગૃહસ્થે કહ્યું: "પણ દોસ્ત! મારે તારી સાથે તારા કેસને લગતી કેટલીક અગત્યની વાત કરવાની છે. તારી કોટડી ક્યાં છે? આમ ઊભા રહીને તો મારા પગ પણ

દુ:ખવા આવ્યા !"

**માનસિંગ** તેને પોતાની કોટડીમાં લઈ ગયો. અંદર દાખલ થઇને તેણે દ્વાર બંધ કરી દીધું. પેલો ગૃહસ્થ પોતાના બાહ્ય દમામનો ત્યાગ કરીને બિછાના ઉપર પડયો; અને તેણે પેટ પકડીને હસવાની શરૂઆત કરી.

"મારી સ્ત્રી અને છોકરાંની કલ્પના મોટી નામી હતી." તે ગૃહસ્થ બોલ્યો: "પણ આપણે એકદમ આપણા મહત્ત્વના કામ તરફ લક્ષ આપવું જોઇએ."

"એ મહત્ત્વનું કામ હું તને કહું છું." **માનસિંગ** બોલ્યો: "કળાધર ! આજે રાત્રીએ મારી અહીંથી મુકતતા થવી જોઇએ."

"આજ ને આજ જ ! વારૂ, પણ આ બારી કઇ બાજુ તરફ પડે છે ?" કળાધરે કોટડીની અંદર ચોતરફ દૃષ્ટિ ફેરવતાં પૂછયું.

"તુરંગના પાછલા ભાગ તરફ." **માનસિંગે** કહ્યું: "સદ્‌ભાગ્યે મને ઉપલા માળ ઉપર કોટડી નથી આપી એ સારૂં થયું !"

"તુરંગની બહાર જમીનથી આ બારી કેટલી ઉંચી હશે ?"

"હશે આશરે દશેક ફુટ. એથી વધારે ઉંચી હોવાનો સંભવ નથી. એટલી પણ ઉંચી હોવાનું કારણ એ છે કે પાછળના ભાગની જમીન સ્હેજ નીચી છે, આ તુરંગની આસપાસના તમામ પ્રદેશની મને બારિક માહિતી છે એ તું જાણે જ છે." **માનસિંગે** જવાબ આપ્યો.

"વારૂ, હવે તારી યોજના શી છે ?"

"મારો વિચાર આ બારી વાટે થઇને પસાર થઇ જવાનો છે. માત્ર રાત્રીએ તુરંગની બહાર આ બાજુએ એક પહેરેગીર

આંટા માર્યા કરે છે તેની વ્યવસ્થા તારે કરવી જોઇશે."

"એ કામ મારૂં. તું કહીશ એ પ્રમાણે વ્યવસ્થા કરવાને હું તૈયાર છું. એક વખત આપેલા વચનનો ભંગ કરવાનો મારો નિયમ નથી એ તું જાણે જ છે. મીઠાઈવાળાને ત્યાં તારી ચાકી મને મળી કે હવે તારે એક રાત્રી પણ તુરંગમાં સૂવું પડવું જોઇએ નહિ એવો નિશ્ચય મેં કર્યો છે."

"ઠીક, ત્યારે હું કહું તે બરાબર સાંભળી લે." માનસિંગ બોલ્યો: "આપણા મંડળમાંનો જે માણસ ગાડી ભાડે ફેરવે છે તેની ગાડી તારે અગાઉથી મેળવી લેવી અને—"

"મીઠાઈવાળાની દુકાન પાસે ઊભી રખાવવી. જાણે કેમ કોઇ એ મકાનમાંથી પરગામ જનાર હોય એવો દેખાવ કરવો." કળાધર બોલ્યો.

"હું પણ એ જ કહેવાનો હતો." માનસિંગ કહ્યું: "મારા શરીરને બરોબર બંધબેસ્તો આવી જાય એવો એક વિશિષ્ટ પ્રકારનો પોષાક પણ તારે તૈયાર રાખવો. તદુપરાંત એક ઉંચી ટોપી, ભરાવદાર મૂછો અને પીળા રંગના મોટા ચશ્મા; એ પદાર્થો આજ રાત્રીએ જ મીઠાઈવાળાની દુકાને પહોંચતા થવા જોઇએ. માત્ર એક કરવત તથા આ બારીના લોખંડના સળીઆ કાઢી નાખવાને માટે જોઇતાં બીજાં હથિયારો મને તાબડતોબ પહોંચાડવ. રાત્રીએ બરોબર બાર વાગતાં તારે બીજા બે માણસો સાથે તુરંગની પાછળ આવીને ઊભા રહેવું. તમારે ત્રણેએ સાથે નહિ આવતાં જુદા જુદા અને એક બીજાથી થોડા થોડા સમયને અંતરે આવવું; એ સૂચવવાની જરૂર જ નથી. એ બે જણાને બન્ને બાજુએ ઊભા રાખીને તું આ બારીની નીચે આવજે અને સાંકેતિક સીટી વગાડજે એટલે હું નીચે ઉતરી આવીશ. ત્યાં સુધીમાં બારીના લોઢાના સળીઆ હું

કાઢી નાખીશ. માત્ર બહારના પહેરેગીરની ચિંતા છે. એની વ્યવસ્થા તું કર એટલે થયું."

"બહુ સારૂ," કળાધર બોલ્યો: "એટલું જ ને?"

"બસ, એટલું જ." **માનસિંગે** કહ્યું: "લે, આ ખર્ચને માટે પૈસા."

સો સો રૂપીઆની બે નોટો હાથમાં લેઇને કળાધર બોલ્યો: "તારા કહેવા પ્રમાણે તમામ તજવીજ કરૂં છું, અને પહેરેગીરની વ્યવસ્થા કરવાને માટે એક હૂશિયાર માણસની યોજના કરૂં છું."

"પણ લક્ષમાં રાખજે," **માનસિંગે** કહ્યું: "સત્કૃત્યના બદલામાં યોગ્ય બક્ષિસ આપવામાં જેમ હું ઉદાર છું, તેમ બેઇમાનીપણાનું વેર લેવામાં પણ જરીકે સંકોચ રાખું તેવો નથી."

"જો તારી સેવા કરવાની મને મારા અંતઃકરણે પ્રેરણા કરી ન હોત, તો માત્ર શિક્ષાના ભયથી કિંવા દ્રવ્યની આશાથી હું કદી પણ આ કામમાં પડયો હોત નહિ; અસ્તુ. હવે હું જાઉં છું. થોડી વારમાં જ કરવત અને બીજા હથિયારો લઇને પાછો આવું છું."

એટલું કહીને કળાધર ત્યાંથી ચાલ્યો ગયો. લગભગ એકાદ કલાક પછી તે પોતાની સાથે કેટલાંક પુસ્તકો, જાત જાતનાં ફળોથી ભરેલો એક કરંડીઓ, મીઠાઈની એક ટોપલી અને સીગારની એક પેટી, વગેરે લઇને આવ્યો. **માનસિંગના** સંબંધમાં કારાધ્યક્ષને કશી પણ શંકા આવી હોય તો તે આ તમામ સામાન જોઇને નિર્મૂળ થઇ ગયેલી હોવી જોઇએ.

આ વખતે પણ કળાધરે તપખીર સુંઘવાનો અને ઘડીયાળ તરફ જોવાનો સપાટો ચલાવ્યો હતો. જે માણસે સામાન ઉપાડયો હતો તેની પાસે એ બધો સામાન **માનસિંગની** કોટ-

ડીમાં મૂકાવરાવ્યો.

તેણે **માનસિંગ**ની કોટડીમાં જમીન પર પાથરવાને માટે કારાધ્યક્ષ પાસેથી એક ચટાઇ વેચાતી લીધી અને કારાધ્યક્ષને પણ પોતાની સાથે **માનસિંગ**ની કોટડીમાં ભોજન લેવાનું આમંત્રણ કરીને તુરંગની પાસેના ભોજનાલયમાંથી ત્રણ જણાને માટે ભાણાં મંગાવવાની સૂચના કરી. એ કાર્ય માટે કારાધ્યક્ષ ગયો એટલે એકાંતનો લાભ લઇને કુળાધરે પોતાનાં કપડાંમાં સંતાડેલાં બે ન્હાનાં કરવતો તથા બીજાં હથિયાર બહાર કાઢયાં અને **માનસિંગ**ને આપ્યાં. **માનસિંગે** એ તમામ હથિયારો બિછાના નીચે સંતાડી દીધાં. તે દિવસનું વાતાવરણ બદલાયું હતું. વાદળાં ઘટ્ટ થતાં જતાં હતાં. એથી રાત્રીએ વર્ષાદ અને પવનનો પ્રલય થશે એમ સ્પષ્ટ દેખાતું હતું. એ પ્રકાર પણ એ લોકોની યોજનાને ઇષ્ટ જ હતો.

પછી ત્રણે જણાએ ભોજન કર્યું. ભોજન કરતી વખાએ કારાધ્યક્ષને સંભળાવવાને પરંતુ **માનસિંગ**ને ઉદ્દેશીને કહ્યું: "હવે હું આજે તારી પાસે આવી શકીશ નહિ. કેમકે આજે મારા એક સ્નેહીને ત્યાં રાત્ર મીજલસ છે. તેમાં હાજરી આપવાનું તેણે મને અત્યંત આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું છે. લોકો પણ એવા છે કે મારી મરજી નહિ છતાંયે મારો દમ ખાઈ જાય છે. વારૂ, પણ કાલે સ્હવારે તો હું અવશ્ય આવીશ જ. બાકી તારા કેસના સંબંધમાં તું નિશ્ચિંત રહેજે. મેં બારિસ્ટર **પાલબાબુ**ને આ કેસમાં રૂપીઆ ત્રણસોના રોજથી રોક્યા છે. એ તારૂં નિરપરાધીપણું ઘડીના છઠ્ઠા ભાગમાં સાબિત કરી આપશે"

એમ કહીને તે ઉઠયો. કારાધ્યક્ષ પણ તેની સાથે સાથે ઉઠયો. બન્ને જણા ચાલ્યા ગયા બાદ **માનસિંગે** તત્કાળ કરવત તપાસી

તેયાં. તે ઉત્કૃષ્ટ પોલાદનાં બનાવેલાં હતાં અને તેના પર પાણી ચઢાવેલું હતું. તેને બહાર પડતી બારીને જડેલા સળીઆમાંથી ચલા બે સળીઆ માત્ર કાઢી નાખવાના હતા. એ કામ આ કરતથી સરલતાપૂર્વક પાર પડી શકશે એમ લાગવાથી તેને અત્યંત તોષ થયો.

## પ્રકરણ ૩૦ મું.

### પલાયન.

રાત્રી પડી ગઈ હતી. તુરંગના દરવાજા પર રહેતા પહેરગીરે ઘડીયાળની શીશી ફેરવી અને આઠના ટકોરા માર્યા. કળાધરે કરેલા ભવિષ્યવાદ પ્રમાણે વાતાવરણ ક્ષુબ્ધ બનવા લાગ્યું, પવન ફુંફાટા મારવા લાગ્યો, આકાશ ચોમેર અભ્રાચ્છાદિત થી રહ્યું અને વર્ષાદના મોટા મોટા ફોરા પડવા લાગ્યાં થોડી વારમાં જ મેઘની ગર્જના અને રસ્તા પર પસાર થતી ગાડીઓનાં પૈડાંનો ધ્વની-એ બન્ને એક બની ગયાં. વચ્ચે વચ્ચે વિદ્યુત્પ્રકાશ પણ ચમકવા લાગ્યો.

આ સંધિનો લાભ લઈને માનસિંગે સળીઆ કાપવાની શરૂઆત કરી દીધી. પ્રથમ તો તેણે પોતાનું કાર્ય અત્યંત વેગપૂર્વક ચલાવ્યું—એક સળીઓ નીચેથી તો લગભગ કાપી પણ નાખ્યો.

પણ હવે તેના હાથ દુઃખવા આવ્યાથી થોડો સમય વિશ્રાંતિ લેવાની ફરજ પડી.

પરંતુ એટલાથી પોતાના મનમાં નિરુત્સાહને પ્રવેશ થવા નહિ દેતાં તે થોડાક સમય થોભીને અગાઉ કરતાં ધીમે ધીમે પણ ચોક્કસ રીતે પોતાનું કાર્ય કરવા લાગ્યો.

નવના ટંકારા થયા. મેઘરાજ જોરપૂર્વક જળવૃષ્ટિ કરતો હતો. વિજળીનો ઝબકઝબાટ અને મેઘનો કડકડાટ વૃદ્ધિને પામતા હતા. એ જોઇને માનસિંગને પણ અધિકાધિક આનંદ થવા લાગ્યો. દશ વાગ્યાના સુમારે એક સળીઓ નીચે તથા ઉપર બન્ને સ્થળેથી કાપી નાખ્યો. માત્ર તે બન્ને સ્થળે થોડા થોડા ભાગ કપાયા સિવાયનો રહેવા દીધો.

ત્યાર પછી તે તુરત જ બિછાના ઉપર પડ્યો અને એક પુસ્તક વાંચવા લાગ્યો. કારણ કે બરાબર દશ વાગે તુરંગમાં સર્વ સુરક્ષિત છે કે નહિ એની તપાસને માટે નિકળવાનો કારાધ્યક્ષનો નિયમ હતો.

"હવામાં એકદમ મોટો ફેરફાર થઈ ગયો છે, ખરૂં?" કારાધ્યક્ષે માનસિંગની કોટડી પાસે આવીને કહ્યું.

"હા, આવા સમયે ઘરબારના અભાવે રસ્તા પર ભટકવું એના કરતાં આ તુરંગ જેવા સ્થળમાં સુરક્ષિતપણે શાંતિપૂર્વક પડ્યા રહેવું એ ઘણું જ ઉત્તમ." માનસિંગે જવાબ આપ્યો, "હું ખાત્રીથી કહું છું કે તુરંગમાં પડેલા કેદીઓની ઈર્ષ્યા કરનાર ઘરબાર વગરના ભિખારીઓ અત્યારે જોઇએ તેટલા પ્રમાણમાં સૂર્યપુરમાંથી મળી આવશે."

"આ ગડગડાટને લીધે તમને નિદ્રા પણ એકદમ આવી જશે.

કરા વાગી ગયેલા હોવાથી હવે તમારી આ કોટડીમાં દીવા રાખવાનો મને હુકમ નથી. પરંતુ જો રાત્રીએ વાંચવાની તમારી ઇચ્છા હશે તો આવતી કાલે હું તમને બીજી કોટડીમાં રાખીશ અને ત્યાં રાત્રે દીવાનો બંદોબસ્ત કરી આપીશ." એમ કહીને ફાનસ લઇને કારાધ્યક્ષ કોટડીનું દ્વાર બંધ કરી, તેને બહારથી તાળું મારીને ચાલ્યો ગયો.

. તેના પગલાંનો અવાજ સંભળાતો બંધ થઈ ગયો એટલે માનસિંગે પોતાના કાર્યની શરૂઆત કરી. રસ્તા પર જતી આવતી ગાડીઓ હવે કમી થઇ ગઇ હતી; અને વર્ષાદ એટલો જોસભેર પડતો હતો કે તેના અવાજમાં કલાકના ટકોરા પણ સંભળાતા ન હતા.

રાત્રીના સ્હાડાઅગીયારના શુમારે તેનું કામ ખલાસ થયું. બન્ને સળીઆ કપાઈ ગયા હતા. પણ અત્યાર સુધી જેટલી ચિંતા પોતાની મુક્તતાને માટે તેના મનમાં થતી હતી તેના કરતાં સોગણી ચિંતા હવેના છેલ્લા અર્ધા કલાકમાં તેને થઇ. હવે કશું પણ કામ તેને કરવાનું રહ્યું ન હતું. એટલે વ્યવસાયના અભાવે તેના મગજમાં શંકા અને કલ્પનાનું રમખાણ મચી રહ્યું. પોતાના મંડળના માણસો પોતાને ફસાવશે તો નહિ ને, પોતાને કાયમના માટે કારાગૃહ નિવાસી બનાવવાનો તો તેમનો વિચાર નહિ હોય, એવા પ્રકારની શંકા તેના મનમાં થવા લાગી.

"ગમે તેમ થાય પણ નીચે ઉતરવાનું સાહસ તો કરવું જ." એવો તેણે નિશ્ચય કર્યો. પહેરેગીર પકડે કિંવા ગોળી મારીને ઠાર કરે, તોપણ તેની દરકાર કરવી નહિ, એમ તેણે વિચાર્યું. કેમકે સ્થિતિ ભયંકર અને જોખમભરી હતી. જો આજ રાત્રે તે ન્હાસી

છૂટે નહિ તો બીજે દિવસે સળીઆ કપાયેલા જોઇને તેના પર વિશેષ શંકા આવવાનો સંભવ હતો. એથી પછી જાપતો વધતાં છૂટવાની આશા બિલકુલ ન હતી. એટલે ક્ષણ માત્રનો પણ વિલંબ કરવાથી પોતાનો સર્વસ્વી નાશ થશે એમ તે સમજતો હતો.

તેનાં નેત્રો સમક્ષ પોતાના પ્રત્યાગમનની ઉત્કંઠપૂર્ણ હૃદયે રાહ જોતી મનોહર સુનંદાની મૂર્ત્તિ ખડી થઈ. ગુમાનનું પણ તેને સ્મરણ થયું. તે કોટડીમાં આમતેમ આંટા મારવા લાગ્યો. એમ કરતાં છેલ્લો અર્ધો કલાક પસાર થઇ ગયો. હવે પાછલી બાજુએ કોઇ જતું આવતું ન હતું. રાત્રી જેમ જેમ પસાર થવા લાગી તેમ તેમ વર્ષાદ અને પવનનું પ્રાબલ્ય પણ અધિક થતું ચાલ્યું. બાર વાગ્યા! એક મીનિટ થઇ—બે મીનિટ—ત્રણ મીનિટ—તોપણ સાંકેતિક સીટી તેના સાંભળવામાં આવી નહિ.

" માનસિંગની ઉત્કંઠા વધવા લાગી. તે ક્રોધપૂર્ણ દાંત વડે હોઠ પીસવા લાગ્યો. બાર ઉપર દશેક મીનિટ પસાર થઇ હશે, પરંતુ અદ્યાપિ બધું શ્મશમાકાર હતું.

છેવટે ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં તેણે એકદમ પલાયન થઇ જવાનો નિશ્ચય કર્યો. તેણે કલ્પના કરી કે પહેરેગીર સખ્ત વર્ષાદને લીધે એક સ્થળે બેસી રહ્યો હશે. પરંતુ કદાચ તે ફરતો હોય અને પોતાને સામો મળી જાય તો તેને પોતાની પાસેના તમંચા વડે ઠાર કરવો. જો કે એમ કરવામાં એક મુસ્કેલી હતી. પોલિસચોકી નજીક હતી. તમંચાનો અવાજ પોલિસચોકી પર સંભળાય અને ત્યાંથી સિપાઇઓ દોડી આવે એ સંભવિત હતું. તથાપિ રાત્રીના અંધકારને લીધે પલાયન થઈ શકાશે એવી તેને આશા હતી. વળી નજીકમાં જ નદી વહેતી હોવાથી અને પોને

જબર તરનારો હોવાથી, જરૂર પડતાં નદીમાં પડીને સામે પાર પહોંચી જવાનો પણ તેણે નિશ્ચય કરી લીધો.

આ સર્વ વિચારો એક ક્ષણમાં જ તેના અંતઃચક્ષુ સામે ઉપસ્થિત થઈ ગયા. તે પોતાના ભયંકર સાહસનો પ્રારંભ કરનાર હતો એટલામાં જ બીજી એક કલ્પના—પૂર્વની તમામ કલ્પનાઓ કરતાં પણ હૃદયવિદારક—તેના મનમાં ઉદ્ભવી.

કળાધરે મને ફસાવ્યો તો નહિ હોય ને? "આવતી કાલે તમને બીજી કોટડીમાં લઇ જઇશ" એમ જે કારાધ્યક્ષ બોલ્યો હતો, તે તમામ યોજના તેના જાણવામાં આવી જવાથી, કુત્સિતબુદ્ધિ અને ચેષ્ટાથી તો બોલ્યો નહિ હોય!

હવે માનસિંગ ખરેખર ભયભીત બની ગયો. તેનો શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલવા લાગ્યો! પોતાના ધૈર્યને એકત્રિત કરવાને માટે તે બિછાના પર બેસી ગયો. બે મીનિટના અવધિમાં તેણે પોતાની છાતી પુનઃ પત્થરની બનાવી. હવે તેને નદીના શીતળ જળમાં કૂદી પડવાની અગાઉ કરતાં પણ વિશેષ આવશ્યક્તા જણાવા લાગી; અને વિશેષ વિલંબ કરીને પોતાની સ્થિતિને વધારે સંકટમય બનાવવી નહિ એવો તેણે નિશ્ચય કર્યો.

બિછાના પરથી ચાદર કાઢીને તેનો એક છેડો તેણે બારીના જે સળીઆ કપાયેલા ન હતા તેની સાથે બાંધ્યો. પછી કાપી રાખેલા બન્ને સળીઆને આંચકો મારીને ખેંચી કાઢયા. એ જ વખતે સાંકેતિક સીટી તેના કર્ણ પર આવી. એ સીટી સાંભળતાં જ તેના હૃદયનો મોટો ભાર ઓછો થઈ ગયો. કળાધર નક્કી કર્યા પ્રમાણે ત્યાં આવીને હાજર થયો છે એમ તેના લક્ષમાં આવ્યું. અને જો કાંઈ કપટ હોત તો પોતાનો વિશ્વાસુ સ્નેહી ત્યાં આવ્યો

હોત નહિ એવી તેની ખાત્રી થઇ.

ઉલ્હાસપૂર્ણ હૃદયે તે ખૂરસી પર થઇને બારી ઉપર ચડી ગયો અને પેલી ચાદરની સ્હાયથી પાછલી બાજુએ નીચે ઉતરી પડ્યો. "બધું બરોબર છે ને ?" તેણે નીચે ઊભેલી વ્યક્તિને પૂછ્યું.

"બધું બરોબર છે." કળાધરે કહ્યું: "આ બાજુના પહેરેગીરના હાથ પગ બાંધીને તથા તે બૂમ પાડી ન શકે એ માટે તેને ક્લોરોફોર્મથી બેભાન બનાવીને અમે તેને તેની કોટડીમાં મૂકી આવ્યા છીએ."

"ત્યારે હવે આપણે તાબડતોબ અહીંથી ચાલ્યા જઇએ." માનસિંગ બોલ્યો.

તેઓ તુરત જ આગળ વધ્યા. તુરંગના મકાનને ઘણે દૂર રાખીને ન્હાની અને સાંકડી ગલીઓ વાટે થઇને તેઓ પેલા મીઠાઇવાળાની દુકાન પાસે આવી પહોંચ્યા. ગાડી ત્યાં તૈયાર જ હતી. ગાડીવાન તેમના મંડળનો જ માણસ હતો અને વળી તેને બક્ષિસ પણ સારી મળેલી હોવાથી તે હાથમાં ચાબુક રાખીને તૈયાર થઇ રહ્યો હતો. બીજા બે માણસો મીઠાઇવાળાની દુકાનમાં બે પેટીઓ અને બે બીસ્ત્રા તૈયાર રાખીને ઊભા હતા. એમ કરવાનો હેતુ એ હતો કે રસ્તા પર પસાર થનારાને એમ લાગે કે એ બે જણા બહારગામ પ્રવાસે જતા હોવા જોઇએ.

માનસિંગે દુકાનમાં જઇને પોતાને માટે તૈયાર રાખેલો પોશાક ધારણ કરી લીધો. પોતાના ચ્હેરામાં પણ બાહ્યતઃ ફેરફાર કરી નાખ્યો. પછી તેણે કળાધરને બે હજાર રૂપીઆની નોટો

તથા મીઠાઇવાળાને બસો રૂપીઆની નોટો આપી અને ગાડીમાં બેસીને પ્રવાસની શરૂઆત કરી. તેનો વિચાર સૂર્યપુરથી દશ–બાર માઇલ દૂર આવેલા એક ન્હાના સ્ટેશનેથી ટ્રેનમાં બેસવાનો હતો.

---

# પ્રકરણ ૩૧ મું.

## સુખસાગર અને નાજર.

ગત પ્રકરણમાં વર્ણવેલી હકીકત જે રાત્રીએ બની તેના ત્રીજા દિવસે નાજર સુખસાગરને મળવાને તેમના મકાને આવ્યો અને બોલ્યો: "રાવ બહાદૂર સાહેબ! હું એક અત્યંત મહત્ત્વની હકીકત આપને જણાવવાને આવ્યો છું. દશ–બાર માણસો મારે માટે કચેરીમાં રોકાઇ રહેલા હોવા છતાં પણ, હું આ માટે જ ઉતાવળો ઉતાવળો આપની પાસે આવ્યો છું.

"કાંઇ દુઃખદાયક વર્ત્તમાન તો નથી ને?" રાવ બહાદૂરે પૂછ્યું.

"ના ના, સદ્યઃસ્થિતિ તરફ લક્ષ આપતાં એવું કશું પણ નથી. માત્ર એવા પાલકની દેખરેખ નીચે એક તરૂણ બાલિકા રહી હોત તો તેને કેટલું નુકસાન થાત, એ વિષે હું આપને કહેવા માગું છું. ટુંકામાં એટલું જ કે મારા જાણવામાં આવ્યું છે કે પેલો ફત્તીચંદ—"

"કેમ? એના સંબંધમાં બીજી કાંઇ ખબર મળી છે?" રાવ બહાદૂરે સચિંત વદને ત્વરાથી પ્રશ્ન કર્યો.

"હાજી, અને એ સમાચાર માત્ર એટલા જ છે કે તે હલીચંદ બીજો કોઇ નહિ પણ ભયંકર અને ચાણાક્ષ સહાસિક લૂટારો માનસિંગ પોતે જ છે!" નાજરે કહ્યું.

"હેં! આ તમે શું કહો છો? માનસિંગ!" રાવ બહાદૂર બોલી ઉઠયા, અને ત્હેમના ચ્હેરા પર સંતાપ તથા ઘોર ચિંતાની છટા પ્રસરી રહી.

"હા, હું જે કહું છું તે તદ્દન ખરૂં છે."

"ત્યારે તો મેં મારા ભાણેજને એ લૂટારાના પાલકત્વ નીચે રાખી હતી કે શું?" સુખસાગર મોટેથી પરંતુ પોતાને ઉદ્દેશીને બોલ્યો, અને બીજા વિચારો તેના મનમાં ઉદ્‌ભવવાથી તે દિવાનખાનામાં આમ તેમ ભ્રમણ કરવા લાગ્યો.

નાજરે એ વૃદ્ધ મનુષ્યના હૃદયમાં ચડેલા દુઃખના ઉભરાને શમવા દીધો. રાવ બહાદૂરનું મન શાંત થયું છે એમ તેને લાગ્યું, એટલે તેણે પોતાને જણાવવાની હકીકતનો પ્રારંભ કર્યો:—

"તે દિવસે આપ મારી કચેરીમાં આવ્યા ત્યારે એ માનસિંગ પણ મારી કચેરીમાં જ અંદરના ખંડમાં હતો. આપના જવા બાદ થોડી વારે એ પણ ચાલ્યો ગયો. ત્યાર પછી પોણા કલાકે છૂપી પોલિસનો એક અધિકારી મારી પાસે આવ્યો. તેણે એ વખતે માનસિંગે જે પોષાક ધારણ કર્યો હતો તેનું વર્ણન કરીને તથા એ પોણા કલાક પહેલાં મારી કચેરીમાં હતો, એમ જણાવીને તેનું નામ પૂછી જોયું. મેં તેનું નામ હલીચંદ જણાવ્યું; તેમજ એ માણસના નામના સંબંધમાં ખુલાસો માગવાનું કારણ પણ તેને

પૂછ્યું. 'હું પછીથી એ બાબતનો બધો ખુલાસો કરીશ,' એટલું માત્ર કહીને છૂપી પોલિસનો અધિકારી ત્વરાથી ચાલ્યો ગયો. આજે તે પુનઃ મારી પાસે આવ્યો અને બોલ્યોઃ 'હલીચંદ એ બીજો કોઈ નહિ પણ **માનસિંગ** લૂટારો જ છે. અમે તેને શંકા પરથી પકડીને ન્યાયાધીશ સન્મુખ ખડો કર્યો હતો. ન્યાયાધીશે તેને તુરંગમાં દાખલ કર્યા બાદ બીજા દિવસની રાત્રીએ એક પહેરેગીરને ગીરફતાર અને બેભાન બનાવીને તે પોતાના મિત્રોની સહાયથી ન્હાસી જવામાં ફતેહ પામ્યો છે. પણ આશ્ચર્યની વાત તો એ છે કે એ ગોપ્ય શોધી કાઢવાનો પોલિસને એક પણ રસ્તો મળ્યો નથી. તથાપિ તેની પાસે વેશાંતર કરવાને માટે વસ્ત્રો વગેરે બિલકુલ ન હતું અને તેના વર્ણનનો મનુષ્ય પગરસ્તે કિંવા રેલ્વેરસ્તે પસાર થઇ ગયાની, ભાડુતી ગાડીવાળાઓ તથા અહીંના સ્ટેશન પરના માણસો ચોખ્ખી ના પાડતા હોવાથી, પોલિસ ખાતાનો એવો તર્ક છે કે **માનસિંગ સૂર્યપુર**માં જ કોઇ સ્થળે છૂપાઈ રહેલો હોવો જોઇએ. એક બાબત માત્ર ચમત્કારિક છે. તુરંગથી થોડેક દૂર એક મીઠાઇવાળાની દુકાન છે. તે દુકાનવાળાએ તે જ રાત્રીએ પોતાને ત્યાં એક ભાડાની ગાડીવાળાને બોલાવ્યો હતો; અને **માનસિંગ** પણ તે જ વેળાએ ન્હાસી ગયો હતો. એ મીઠાઇવાળાની બારિક તપાસ કરવામાં આવી હતી. પરંતુ તેણે જણાવ્યું કે તેને ત્યાં ઉતરેલા માણસો બહારગામ જનાર હતા, તેમને માટે એ ગાડી ભાડે કરી હતી. ગાડીવાળાને પૂછતાં તેણે જણાવ્યું કે તેની ગાડીમાં ત્રણ પેસેન્જરો હતા, તેમાંનો એક અત્યંત વૃદ્ધ અને ચીડીઆ સ્વભાવનો હતો. બીજા બે તેના દીકરા હતા. દીકરાઓની ઉમર વીશ અને બાવીશ વર્ષની હતી.' આ

પ્રમાણે છૂપી પોલિસના અધિકારીએ મને હકીકત જણાવી. એટલે તે હકીકત આપના કાન પર નાખવાને તુરત હું આવ્યો."

"નાજર સાહેબ!" કેટલોક વખત મૌન રહ્યા બાદ રાવ બહાદુરે કહ્યું: "દલીચંદ અને **માનસિંગ** એક હોવાની બાતમી મારાં કુટુંબનાં માણસોને ન આપશો; તેમજ એ હકીકત સુંદરી અને **હિમ્મત**ના કર્ણપર પણ આવવી જોઇએ નહિ. આ સૂચના તમને કરવામાં મારો ખાસ ગુપ્ત અને મહત્ત્વનો હેતુ છે એટલું લક્ષમાં રાખશો."

"હું પણ આપને એ હકીકત ગુપ્ત રાખવાની જ સૂચના કરનાર હતો." નાજરે કહ્યું: "વારુ, હું હવે રજા લઇશ."

એમ કહીને નાજર ત્યાંથી ચાલ્યો ગયો. સુખસાગર ઘણો સમય સુધી વિચારમાં મગ્ન બનીને બેસી રહ્યો. તે વચ્ચે વચ્ચે ત્વેષથી મૂઠીઓ વાળતો અને દાંત કચકચાવતો હતો. એ ઉપરથી તેના મનનો સંતાપ સમજી શકાતો હતો.

એ વખતે તેના મનમાં શા વિચારો ચાલતા હતા એ કહેવું અશક્ય છે. પરંતુ વાચકોને અમે એટલું જણાવી શકીએ તેમ છે કે પોતાના વિચારોને અંતે રાવ બહાદુરે પોતાનાં નેત્રોમાં આવેલાં આંસુ લૂછ્યાં, મુખપ્રક્ષાલન કર્યું અને પછી જે દિવાનખાનામાં પોતાની દીકરીઓ અને કમળાબાઇ વગેરે બેઠાં હતાં ત્યાં ગયો. તેમની સન્મુખ તેણે પોતાના અંતરનો સંતાપ લેશ પણ જણાવા દીધો નહિ.

## પ્રકરણ ૩૨ મું.

### કોણ સરસ ?

ચંદ્રનગરથી માનસિંગ સૂર્યપુર જવાને નિકળ્યો ત્યારબાદ ગુમાનને તેના વિના એકલાં કંટાળો આવવા લાગ્યો. એટલે તેણે પોતાના મિત્રની ગેરહાજરી દરમિયાન પોતાના મનને કશાક આનંદપ્રદ વ્યવસાયમાં ગુંથવાનો નિશ્ચય કર્યો.

તેણે એ બાબત અનેક વિચારો કરી જોયા. છેવટે એકાદા ગામ તરફ સફર કરવાનો વિચાર તેને પસંદ પડયો. એ વિચારને અમલમાં આણુવાનું નક્કી કરીને, એક દિવસે સ્હવારે ઉઠી, પ્રાતર્વિધિ આટોપીને ચહા લેવાને માટે તે દિવાનખાનામાં ગયો. એક કપમાં તેણે કીટલીમાંથી થોડુંક ચાહનું ગરમ પાણી રેડયું અને તેમાં શર્કરામિશ્રિત ગરમ કરેલું દુધ રેડીને તે કપ છલોછલ ભરી દીધો. ચહાપાન કર્યા પછી તેણે પદ્માવતીબાઇને કહ્યું: " હું આજે અગત્યના કામ માટે વિશાળગઢ જનાર છું. ઘણું કરીને તો રાત્રીએ પાછો આવી પહોંચીશ. પરંતુ તમે મારી રાહ જોશો નહિ. જો ત્યાં રોકાવાનું થશે તો પત્રથી ખબર આપીશ."

વિશાળગઢ જવા માટે નર્મદા નદીમાં નાવમાં બેસીને મુસાફરી કરવી પડતી હતી. એ પ્રમાણે સરદાર ગુમાનસિંગ એક સુશોભિત નાવમાં બિરાજમાન્ થયા.

તે જે સ્થળે બેઠો હતો તેના સામેના પાટીયા ઉપર બીજો

એક ગૃહસ્થ બેઠેલો હતો. તે અત્યારે એક પુસ્તક વાંચવામાં નિમગ્ન બની ગયો હતો. તેણે થોડી વાર પછી પુસ્તકમાંથી મુખ કાઢીને ગુમાનના અંગપ્રત્યાંગનું નિરીક્ષણ કર્યું અને એ તપાસથી પોતાને સંતોષ થયો હોય એવો દેખાવ તેણે ધારણ કર્યો.

"આજે વાયુ ઘણો અનુકુળ છે, ખરૂં સાહેબ?" તે ગૃહસ્થ બોલ્યો.

"હા, એમ છે ખરૂં. પણ આ નાવ હીલોળા બહુ ખાય છે." ગુમાને કહ્યું.

"એમાં કાંઈ બ્હિવાનું કારણ નથી." એ ગૃહસ્થે કહ્યું: "આમાંથી તપખીરની એક ચપટી લેશો કે?" એમ કહીને તેણે એક રત્નખચિત સુવર્ણની ડાબડી આગળ કરી. ગુમાનની લોભી દૃષ્ટિ તેના તરફ આકર્ષાઇ. "તમને ચંદ્રનગર આવ્યાને ઘણા દિવસ થયા હશે?" એ ગૃહસ્થે પૂછ્યું.

"ના ના, માત્ર થોડા દિવસ થયા જ આવ્યો છું." ગુમાને જવાબ આપ્યો.

"ચંદ્રનગર શહેર પણ એક અજબ નગરી છે! કેટલો મોટો વ્યાપાર! કેટલો મોટો સટ્ટો! કેટલાં મોટાં મકાનો! બધું મોટું જ મોટું! મદ્ય પણ કેવો સુંદર મળે છે!" એ ગૃહસ્થ બોલ્યો.

ચંદ્રનગરના મોટા વ્યાપાર અને સુંદર મદ્ય વિષેની તુલના ગુમાનના સમજવામાં આવી નહિ. તો પણ તેણે એ ઇશ્કી ગૃહસ્થના કથનની સત્યતાનો સ્વીકાર કર્યો.

"હું પોતે એક મોટો વ્યાપારી છું." એ ગૃહસ્થે કહ્યું; અને તેણે પોતાના નામનું એક કાર્ડ કાઢીને તે ગુમાનને સ્વાધીન કર્યું. કાર્ડમાં સુંદર અને મરોડદાર અક્ષરે 'ચંદ્રકાન્ત ચટપટીયા' એ

પ્રમાણે છાપેલું હતું. "અમારી અટક ચટપટીયા પડી ગઈ છે તેનું એક કારણ છે." તેણે ખુલાસો કર્યો: "મારા વડવાઓને દરેક વાત ચટ ને પટ કરી દેવાની ટેવ હતી, કોઇ બાબતનો ઉધારો નહિ. એ કારણથી અમને બધા ચટપટીયા કહે છે. એમાં કાંઇ શરમાવા જેવું નથી."

. ગુમાને પણ પોતાનું નામ 'સરદાર ગુમાનસિંગ' જણાવ્યું. પછી તે ગ્રહસ્થે પૂછ્યું: "આપ વિશાળગઢ આનંદને માટે પધારેલા છો કે કાંઈ વ્યાપારઅર્થે?"

"આનંદને ખાતર જ." ગુમાને જવાબ આપ્યો.

"હું પણ એ જ હેતુથી નિકળ્યો છું." ચટપટીયાએ કહ્યું: "આપ જમવાના પણ ત્યાં જ હશો."

"હાસ્તો; અને તદુપરાંત થોડા દ્રાક્ષાસવનું પાન કરવાનો પણ મારો વિચાર છે. આપને ને દ્રાક્ષાસવને કેવોક મેળ છે?" ગુમાને પૂછ્યું.

"છે, ઠીક છે! એમાં પ્રશ્ન જ શો?" ચટપટીયાએ જવાબ આપ્યો.

ગુમાન અને ચંદ્રકાન્ત એ બન્ને જણાએ વિશાળગઢમાં આનંદાશ્રમમાં ભોજન કરવાનું ઠરાવ્યું અને મદ્યપાનનું ઉદ્દાત કૃત્ય તે આશ્રમ પાસેના 'દ્રાક્ષરસ પ્રાસાદ'માં કરવાનું નક્કી કર્યું. ત્યારબાદ પેલી રત્નખચિત સોનેરી ડાબડીમાંથી એક બીજી ચપટી ગુમાને લીધા બાદ એ બન્નેની મૈત્રી 'જીવશ્ચ કંઠશ્ચ' બની ગઈ.

એ ગૃહસ્થે ઉત્તમ પ્રકારનાં કીમતી અને સુશોભિત વસ્ત્રો ધારણ કર્યાં હતાં તેના બન્ને હાથમાં મોટાં મોટાં નંગવાળી પુષ્કળ વીંટીઓ હતી; અને જ્યારે તેણે નાવનું ભાડું આપવાને માટે ખીસ્સામાંથી પૈસાની કોથળી કાઢી ત્યારે તેના એક ખાનામાં રૂપાનાણું અને બીજા ખાનામાં નોટોના બંડલ જેવું દેખાયું.

ગુમાનનું આ સર્વ બાબત તરફ પૂરતું લક્ષ હતું. તેજ પ્રમાણે જ્યારે તેણે નાવના પૈસા આપવાને પોતાના ગજવામાંથી કોથળી કાઢી ત્યારે તેમાં સોનાની આઠ દશ ગીનીઓ છે, તેની પાસે એક સુંદર સોનાનું ઘડીયાળ છે અને જમણા હાથની આંગળી પર એક સુંદર હીરાકણીવાળી સુવર્ણ મુદ્રિકા છે, એ મીસ્તર ચટ-પટીયાના લક્ષમાં પણ ચટ દઇને આવી ગયું હતું.

એ પ્રમાણે એક બીજાના પદાર્થનું દર્શન થવાથી તેમની વચ્ચે જામેલી મૈત્રી અધિક દ્રઢીકરણને પામી હોય એમ જણાયું.

"અહા! આપણા જેવા ઉંચા દરજ્જાના લોકોમાં વિહરવામાં કેટલું બધું સુખ છે! બાકી આ નીચ ભીખારીઓ! એમને સભ્યતા કોને કહેવી એનો તો ખ્યાલ સુદ્ધાંત નહિ! જે આનંદી પ્રાણી સ્ત્રીઓ સાથે મધુર પરંતુ નિરર્થક ભાષા નિશદિન વાપર્યા કરે, વચ્ચે વચ્ચે સીગારેટનો સુગંધપૂર્ણ દમ લીધા કરે, અને દ્રાક્ષાસવનો પ્યાલો સહજ લીલાપૂર્વક ઉદરમાં ઢલવી દે, એ જ ધન્યતાને પાત્ર છે! એવા મનુષ્યો મને અત્યંત પસંદ પડે છે."

"આપના સંભાષણ પરથી લાગે છે કે દુનિયામાં આપે પુષ્કળ ભ્રમણ કર્યું હશે!" આ સંધિનો ઉપયોગ પેલી સોનાની ડાબડી, વીંટી અને નોટોને હસ્તગત કરવામાં કરવો, એમ વિચારતો ગુમાન બોલ્યો.

આ દુનિયામાં મેં ભ્રમણ કરેલું છે ખરૂં! પૃથ્વીની "આસ-પાસ સાત વખત પ્રદક્ષિણા કરી છે; અને તેમાં ચાર વખત વહાણ ભાંગવાથી વર્ષ દોઢ વર્ષ જંગલી મનુષ્યોના સમૂહમાં રહેવાનો પ્રસંગ પણ મને પ્રાપ્ત થયો છે. તદુપરાંત સીલોન બેટમાં પણ હું કેટલાક દિવસ રહ્યો છું અને ત્યાંના ગવર્નરના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે પણ

મેં કામ કરેલું છે. કહો વારૂ, આટલું કર્યા પછી મેં દુનિયામાં પુષ્કળ ભ્રમણ કરેલું છે એમ કહી શકાય કે નહિ ?"

"વાહ ! ત્યારે તો તમને પુષ્કળ અનુભવ મળ્યો લાગે છે !" ગુમાને કહ્યું.

"હા, અનુભવ પણ પુષ્કળ છે ખરો, તથાપિ હું જે કહીશ તો તમને કદાચ ખોટું લાગશે, અને ખોટું લાગે એ દેખીતું જ છે; તોપણ મારે કહેવું જોઇએ કે હું બિલકુલ સરલ અંતઃકરણનો અને સાદો મનુષ્ય છું. મારા મનમાં કશી વાતની જરી પણ શંકા નહિ. ગમે તે મનુષ્યને હું જોઉં કે તેને મારો મિત્ર જ સમજી લઉં છું. આમ હોવાથી, સરદાર સાહેબ ! હર વખત લોકો મને ફસાવે છે—ખરેખર મારા ભોળપણનો ગેરલાભ લે છે !"

"કેટલું આશ્ચર્ય !" ગુમાન બોલ્યો: પરંતુ ઉપયુક્ત ભાષણ સાંભળીને તેને મનમાં તો ઘણો જ આનંદ થયો હતો. શા માટે એ વાચકો સમજી શક્યા હશે.

"હા, એ મારૂં દુર્દૈવ છે ખરૂં. હું એકદમ કોઇના પણ ઉપર વિશ્વાસ મૂકી દઉં છું. જૂઓ, હું કેવી રીતે ફસી જાઉં એનો તમને એક દાખલો આપું. તમે મને એમ કહો કે દોસ્ત ચંદ્રકાન્ત ! એક હજાર રૂપીઆની મારે જરૂર છે ! બસ, એટલાની સાથે જ હું મારા આડતીઆ ઉપર એક હજારની હુંડી લખાને તમને સ્વાધીન કરી દેવાનો; જાણે કેમ તમે મારી પાસે તપખીરની એક ચપટી માગતા હોને ! પરીક્ષા કરી જૂઓ ! તમારી અને મારી એક ઘડીની પણ ઓળખાણ નહિ હોવા છતાં હું તમારા ઉપર એટલો બધો વિશ્વાસ મૂકવામાં આગળ પાછળ જોનાર નહિ !"

"પણ હું તમારી પાસે એવી માગણી જ કરનાર નહિ તેનું

કેમ ?" પોતાના નૂતન સ્નેહીના મનનું ખૂલ્લાપણું જોઈને મનમાં આનંદિત બનતો ગુમાન બોલ્યો.

"સરદાર સાહેબ ! તમે માગણી કરનાર નહિ એ વાત ખરી, પણ મારી ખાત્રી છે કે જો તમે માગો તો હું તમારી માગણીનો સ્વીકાર કરવામાં એક મીનિટની પણ ઢીલ કરૂં નહિ !"

એ પ્રમાણે વાતોમાં વખત ક્યાં પસાર થઈ ગયો તેની ખબર પણ પડી નહિ. નૌકા વિશાળગઢ જઈ પહોંચી અને ગુમાન તથા ચંદ્રકાન્ત એક બીજાના ઘણા સમયના ગાઢ પરિચયવાળા મિત્રો હોય તે પ્રમાણે નીચે ઉતરીને એકબીજાના હાથમાં હાથ રાખીને આનંદાશ્રમ તરફ જવાને નિકળ્યા. ત્યાં જઈને બપોરના એક વાગતાં ભોજન તૈયાર કરવાની આજ્ઞા કરીને તે બન્ને જણ શહેર જોવાને નિકળી પડ્યા.

આ પ્રમાણે પોતાની સફર લાભકારક નિવડવાનો સંભવ જોઈને ગુમાનને મનસ્વી આનંદ થયો; અને પેલી સુવર્ણની ડાબડી તથા નોટો પોતાના ખીસ્સામાં પડી જ ચૂકી છે એમ તે પોતાની કલ્પનાસૃષ્ટિમાં જોવા લાગ્યો. પરંતુ પોતાના એ હેતુને કેવી રીતે પાર પાડવો એ બાબતના સંબંધમાં તેણે કશો પણ નિશ્ચય કર્યો ન હતો. 'યાવત્ સમય તાવત્ વિધિ,' એવો તેનો ઈરાદો હતો.

શહેરમાં ભ્રમણ કરતાં ચટપટીયા શેઠ પોતાની શ્રીમંતાઈ અને મોટાઈનાં બણગાં ફુંકતા હતા. એ જોડી બરોબર એક વાગે પુનઃ આનંદાશ્રમમાં આવી પહોંચી; અને ભોજન કર્યા પછી મદ્ય-પાન કરવાને માટે 'દ્રાક્ષરસ પ્રાસાદ' ને તેમણે પોતાનાં પનોતાં પગલાંથી પાવન કર્યો.

અંદર ગયા પછી થોડોક પેય પદાર્થ લઈને તેઓ અહીં

તહીનાં ગપ્પાં ઠોકવા લાગ્યા. ગુમાને પોતાના સોબતીને કહ્યું: "આપણી વચ્ચે એવું ગાઢ સખ્ય બંધાઇ ચૂક્યું છે કે હવે આપણે વિશેષ વિવેક વાપરવાની જરૂર રહી હોય એમ મને લાગતું નથી. એટલે હું પૂછું છું કે હું કહું એટલા મદ્યના પ્યાલા તમે હયો ખરા કે?"

"હા હા, બિનહરકતે. એક દિવસના ચોવીસે કલાક હું મદ્યપાન કર્યા કરૂં તોપણ મને વાંધો આવે તેમ નથી." ચંદ્રકાન્તે કહ્યું: "જૂઓ, સ્હવારે ઉઠતાં વાંત હું દ્રાક્ષાસવના પ્યાલાનું સેવન કરૂં છું, બપોરે શરબત, મદ્ય વગેરે પેયને ઇન્સાફ આપું છું, પુનઃ ત્રીજા પ્રહરે અને રાત્રીએ પણ એ જ ક્રમ છે. તે સિવાય વચ્ચે વચ્ચે પાંચ–સાત વખત બબે પ્યાલા ઠોકી જાઉં એ તો નોખા! આટલું છતાં પણ રાત્રીના અગીઆર–બાર વાગે શયનગૃહમાં જતાં પહેલાં જો હું ચાર–પાંચ પ્યાલા ન લઉં તો મને નિદ્રા જ આવે નહિ. કદાચ એથી અધિક લેવાય તો તેની ચિંતા નહિ પણ ઓછા તો નહિ જ. શું સમજ્યા?"

"સમજ્યો–બરોબર સમજ્યો. ત્યારે હયો આ." ગુમાને કહ્યું.

તેણે ભરેલો પ્યાલો ચટપટીયાએ લીધો અને ખાલી કરી નાખ્યો. તદુપરાંત બીજા ચાર પ્યાલા પણ ગુમાનના આગ્રહની રાહ જોયા વગર જ તે ગટગટાવી ગયો. તે પછી બીજો એક પ્યાલો ભરીને પીતાં પીતાં તે બોલ્યો: "આ 'દ્રાક્ષરસ પ્રાસાદ' માં પણ નામ પ્રમાણે જ ગુણ છે."

"બહુ જ ઉત્તમ." ગુમાન બોલ્યો. પોતાના સોબતીની સંપત્તિને કેવી રીતે ગૂમ કરી દેવી એ જ વિચાર તેના મનમાં ઘોળાતો હતો. છેવટે તેની ખાત્રી થઇ કે આ માણસને મદ્યનો ઘણો શોખ

હોવાથી તે પુષ્કળ પ્રમાણમાં મદ્યપાન કરશે અને તેને પરિણામે તે બેશુદ્ધ બની જવાથી પોતાનો હેતુ સરલતાપૂર્વક સિદ્ધ થઈ શકશે.

એવા રીતે મદ્યપાન અને ગપાષ્ટકમાં સ્હાંજના પાંચ વાગી ગયા. ચટપટીયા શેઠ હવે થોડા સમયમાં જ 'ભૂમિ તલે ગતમ્'ની સ્થિતિએ પહોંચશે એમ ગુમાનને લાગ્યું. એ બન્ને જણા એક સ્વતંત્ર ન્હાના ખંડમાં બેઠા હતા, એટલે ત્યાં ત્રીજું કોઈ ન હતું. વારનવાર હુકમ પ્રમાણે નોકર મદ્યના શીશા આપી જતો હતો. ગુમાન વચ્ચે ઉઠ્યો અને ચંદ્રનગર તરફ જનારી છેવટની નૌકા કેટલા વાગે નિકળે છે એની તપાસ કરવાને બહાર ગયો. છેવટની નૌકા રાત્રીએ સાત વાગે છૂટતી હોવાનું તેના જાણવામાં આવ્યું. અર્થાત્ ત્યાં સુધીમાં પોતાનું કાર્ય સિદ્ધ થઇ જશે એમ તેને લાગ્યું. તે પાછો પોતાના મિત્ર પાસે આવ્યો. એ વખતે પણ ચટપટીયાનું મદ્યપાન તો ચાલુ જ હતું.

"આપણે હવે તુરત ચંદ્રનગર તરફ જવું જોઇએ." તેણે અંદર દાખલ થઇને કહ્યું.

"ત્યારે હવે આ છેવટનો પ્યાલો પૂરો કરો એટલે બસ. પછી આપણે દુકાનદારને મદ્યના પૈસા આપીને તુરત નૌકાસ્થાન તરફ જઇશું." ચટપટીયાએ એક પ્યાલો પીવાનો આગ્રહ કર્યો.

"કબૂલ." ગુમાને કહ્યું. પરંતુ તેની ખાત્રી હતી કે આ એક પ્યાલો લેતાં જ ચટપટીયાજી ચટ લઇને જમીનદોસ્ત બની જશે!

પછી ચટપટીયાએ પોતાનો પ્યાલો ભર્યો અને ગુમાનનો પ્યાલો અર્ધો ભરેલો હતે તે પૂર્ણ કર્યો. બન્ને જણાએ એ પ્યાલાની અંદરનો મદ્ય ઉદરમાં ઠલવી દીધો અને પ્યાલા ટેબલ ઉપર મૂક્યા.

એક ક્ષણાર્દ્ધમાં જ ગુમાનની આંખો ઘેરાવા લાગી, તેનું મસ્તક ફરવા લાગ્યું, સુસ્તાઈ જણાવા લાગી. સુસ્તાઇને દૂર કરવાનો તેણે પ્રયત્ન તો કર્યો પરંતુ તેમાં તેને નિષ્ફળતા મળી અને તે એક આરામ ખૂરસી પર પડતાંની સાથે જ ગાઢ નિદ્રાને આધીન થઇ ગયો.

સરદાર ગુમાનસિંગને નિદ્રિત બનેલા જોતાં જ ચટપટીયાએ એક નોકરને હાકલ મારીને અંદર બોલાવ્યો તથા કહ્યું: "મને એક કોરો કાગળ અને સાદું કવર તથા લખવાનાં સાધન લાવી આપ. મારે જરૂરી કામ માટે અત્યારે ચંદ્રનગર જવાનું છે. પણ મારા મિત્રે થોડોક વિશેષ મદ્ય લેવાથી તે ઉંઘી ગયા છે. તેમની નિદ્રાનો ભંગ કરવાની મારી ઇચ્છા નથી. હું તેમના નામની ચીઠ્ઠી લખીને મૂકતો જાઉં છું. તેઓ ઉઠશે એટલે તમારા બિલના પૈસા ચૂકવી આપશે."

ચટપટીયાએ એક ટુંકો પત્ર લખ્યો. એ પત્ર કવરમાં નાખીને કવર બંધ કરી દીધું અને કવર ઉપર સરદાર ગુમાનસિંગનું નામ લખીને તેને ટેબલ ઉપર એક પ્યાલાની નીચે દબાવીને મૂક્યું. એટલું કર્યા પછી ગુમાનની પૈસાની કોથળી, તેણે પહેરેલી વીંટી અને સોનાનું ઘડીયાળ, એ ત્રણ ચીજો લઇ લીધી તથા તેના બદલામાં પોતાની પૈસાની કોથળી, એક અતિ તેજસ્વી વીંટી તથા તપખીરની ડાબડીને ગોઠવી દીધી.

એ પ્રમાણે પોતાની કીમતી ચીજો ગુમાનને સ્વાધીન કરીને, તેના ઉપર પોતાનો કેટલો બધો વિશ્વાસ છે એ બતાવવાનો તેણે ઠરાવ કર્યો હતો!

આટલું કર્યા પછી તે 'દ્રાક્ષરસ પ્રાસાદ' ના માલિકની રજા લઇને ચાલ્યો ગયો.

## પ્રકરણ ૩૩ મું.

### સુનંદા.

નિદ્રા દેવીએ અંતે ગુમાનનો ત્યાગ કર્યો ખરો. તે જાગૃત થયા બાદ આંખો ચોળીને ઘેનને કાઢી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

મસ્તક થોડુંક શાંત થયું અને દૃષ્ટિ સ્વચ્છ થઇ એટલે તેણે પોતાની આસપાસ નજર કરી. પોતે આરામ ખુરસી પર એકલો જ પડેલો છે અને ટેબલ ઉપર બત્તી બળી રહી છે એમ તેના જો-વામાં આવ્યું. તેણે પુનઃ પોતાની આંખો ચોળી અને ધીમે ધીમે બની ગયેલી સર્વ ઘટના તેના સ્મરણમાં આવી.

અત્યારે હજી રાત્રીજ છે એટલું તો તે સમજી શકયો. પરંતુ કેટલા વાગ્યા છે તે જાણવાને માટે ખીસ્સામાં હાથ નાખતાં પોતાની ન્હાની સુવર્ણ ઘટિકાને બદલે તેના હાથને એક જડ પદાર્થનો સ્પર્શ થયો. તેણે તે અવાઢવ્ય પદાર્થ બહાર કાઢયો તો તે ચટપટીયાની તપખીરની ડબી છે, એમ તે સમજી શકયો.

એટલામાં બત્તીનો પ્રકાશ તેના હાથ ઉપર પડયો અને આં-

ગળી પર ધારણ કરેલી વીંટીના નંગનું તેજ જોઇને તે ચકિત થયો.

અત્યંત આશ્ચર્ય! તેની પોતાની વીંટી ગૂમ થઇને તેને બદલે પોતાના ઈન્કબાજ સોબતીના હાથ પરની અત્યંત ઉત્તમ મુદ્રિકા દેખાતી હતી! આ બધું કેવી રીતે બની ગયું એ તે જરી પણ સમજી શકયો નહિ. એટલે નોકરને બોલાવીને તમામ બાબતનો ખુલાસો કરવાનો તેણે નિશ્ચય કર્યો.

તે આરામ ખૂરસી પરથી ઉઠીને ઊભો થયો તો ટેબલ ઉપર પ્યાલા નીચે દાબેલું કવર તેની દૃષ્ટિએ પડયું. તે પોતાના નામનું છે એ જોતાં જ તેણે કવર ખોલીને અંદરથી પત્ર કાઢયો અને આશ્ચર્યમાં લીન બનીને એ પત્રમાં લખેલી નીચેની હકીકત તેણે વાંચી:—

"સરદાર સાહેબ!

"મારી સોનાની ડબી તરફ અને રત્નજડિત વીંટી તરફ આપે લક્ષ આપ્યું છે એ હું જોઇ શકયો છું. જો કે આપશ્રીને એ પદાર્થો અત્યંત ક્ષુદ્ર અને નિર્જીવ લાગશે એવી મારી ખાત્રી હોવા છતાં પણ એ પદાર્થો આપને અર્પણ કરવાનું હું સાહસ કરૂં છું: આપના અલૌકિક સ્નેહનું મને સદૈવ સ્મરણ રહે એવા હેતુથી આપની નાજુક ઘડીયાળ અને વીંટી—જે આપે મને ઘણી ખુશીની સાથે આપ્યાં હોત તે—મેં લીધેલ છે. આપણી પિછાન થઇ ત્યારથી મેં આપનો સ્વભાવ પૂર્ણપણે જાણી લીધો હતો; આપ મારા જેટલા જ પ્રામાણિક અને સરલ હૃદયના છો એ હું સમજી શકયો છું. આપના ઉપર મારો કેટલો બધો વિશ્વાસ છે તેની પ્રતીતિ આપવાને મારી પૈસાની કોથળી પણ મેં આપને સ્વાધીન કરી છે. કેમકે તેની અંદરની વસ્તુઓ પણ આપને વિશેષ પસંદ પડી છે એ

ને દેખાયું છે. માત્ર મારા ચાલુ ખર્ચને માટે મેં આપની પૈસાની થળી લઇ લીધી છે—અલબત્ત તે ઉછીની જ લીધી છે એમ માન-નું છે. 'દ્રાક્ષરસ પ્રાસાદ' માં આપે મને મદ્યની જે મિજબાની .પી છે તે માટે હું આપનો અત્યંત આભાર માનું છું.. મારી .ટક પ્રમાણે જ મારો સ્વભાવ હોવાથી આપના જાગૃત થવાની રાહ .દે જોતાં આ બધું કાર્ય મેં ચટપટ સમેટી નાખ્યું છે. અર્થાત્ એ ો મારો નહિ .પણ મારા સ્વભાવનો—બલ્કે મારી વંશપરંપરાની .ટકનો છે એમ કહું તો ચાલે.

" ચંદ્રનગરમાં મોટા મોટા સરદારો અને શ્રીમંતોની મુલા-ત લેવાનો આપનો વ્યવસાય હશે જ. તો આપ જો મારા મહા-યની નજીકમાં આવી ચડો તો મને આપ નામદારની મુલાકાતનું :ન અવશ્ય આપશો એવી આશા છે. હું આપનો યથાશક્તિ .દરસત્કાર કરીશ. મારો મહેલ 'રાજરત્ન ભવન' નાટકશાળા પાસે ગકડ્ડા ગલીમાં આવેલો છે અને તેના ઉપર 'પરધન સંરક્ષક 'દ્રકાન્ત ચટપટીયા' એવું પાટીયું મારેલું દૃષ્ટિએ પડશે.

" સરદાર સાહેબનો અત્યંત નમ્ર સેવક

" ચંદ્રકાન્ત ચટપટીયા. "

ગુમાને પેલી વીંટીના રત્ન અને તપખીરની ડાબડી તરફ એક ર પુનઃ દૃષ્ટિ કરી. " લૂચ્ચા ! પાજી !" તેના મુખમાંથી ઉદ્ગાર સરી .યો. તેણે પત્રને ફાડીને તેના બારિક ટુકડા કરી નાખ્યા. વીંટી .ડ આનાની કીમતવાળી કાચના બનાવટી હીરાની હતી અને પખીરની ડાબડી સોનાથી રસેલી હતી. તેના ઉપરની હીરાકણીઓ ણ કૃત્રિમ જ હતી. એ જોઇને તે બોલી ઉઠયો: " હાય હાય ! વે મારા ગરીબ બિચારા કાળજાનું શું થશે ? વિશેષ તો એ કે હું

પણ તેના જેવો એક ખીસ્સાકાતરૂ છું એ તેણે પ્રથમથી જ જાણી લીધું હતું !"

પછી તેણે પોતાની કોથળીને બદલે મૂકેલી નવીન કોથળી તપાસી જોઇ. તેના એક ખાનામાંથી તેને બે બેઆનીઓ અને એક પાવલી મળી. બીજા ખાનામાં નોટોને બદલે યાદીઓ તથા પહોંચો અને એવા જ બીજા નિરુપયોગી કાગળીયા હતા.

ગુમાનની સ્થિતિ ચમત્કારિક થઇ પડી. તેને 'દ્રાક્ષરસ પ્રાસાદ'ના માલિકને બાર–તેર રૂપીઆનું બિલ ચૂકવવવાનું હતું જ્યારે તેની પાસે રોકડ સીલીકમાં માત્ર આઠ જ આના હતા. તે ઉપરાંત ચંદ્રનગર કેવી રીતે પાછું જવું એ પણ એક પ્રશ્ન જ હતો. દુકાનદારને તમામ હકીકત જણાવવાથી પોતાની મૂર્ખતા પ્રકટ થાય તેમ હતું, અને વળી એથી તેનું દેવું તો ચૂકવી શકાય તેમ હતું જ નહિ. છેવટે તેણે થોડો સમય વિચાર કરીને ગીરધરલાલ શેઠ પાસેથી પૈસા મંગાવવાનો ઠરાવ કર્યો. કેમકે અત્યારે તેને માટે બીજો એક પણ ઉપાય ન હતો. તેણે તુરત જ નોકરને હાકલ મારીને બોલાવ્યો તથા કેટલા વાગ્યા છે એવો તેને પ્રશ્ન કર્યો.

"હમણાં જ દશ વાગી ગયા, સાહેબ !" નોકરે જવાબ આપ્યો.

"દશ વાગી ગયા !" ગુમાને ઉદ્ગાર કાઢ્યો: "હવ મારા કાળજાનું શું થશે? મેં કેટલી વાર સુધી ઉંઘ લીધી? બરોબર પાંચ કલાક !"

"અમારો મદ્ય જરા ઉંચા પ્રકારનો છે, સાહેબ" નોકરે કહ્યું.

"હોવો જોઇએ તેના કરતાં પણ જરા વધારે ઉંચો છે !" ગુમાન બોલ્યો. ચટપટીયાએ તેમાં ઘેન લાવનારો પદાર્

નાખેલો હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ ચૂકી હતી. "આજની રાત્રી અહીં જ ગાળવાનો મારો વિચાર છે. પણ કાલે સ્હવારે પહેલી નૌકામાં એક માણસને ચંદ્રનગર મોકલવાની જરૂર છે."

"એ માટે હું તૈયાર છું. પણ ત્યાં જવાનું કયે સ્થળે છે?"

"હું તને પત્ર લખી આપું છું. દ્વાત, કલમ અને કાગળ લાવ."

નોકરે આજ્ઞા પ્રમાણે કાગળ અને લખવાનાં સાધન આણ્યાં. ગુમાને 'હું અહીંઆ ઉપાધિમાં આવી પડયો છું. માટે આ ચીઠી લાવનાર માણસ સાથે વીશ રૂપીઆ મોકલશો;' એવા આશયનો પત્ર લખીને તેના કવર ઉપર ગીરધરલાલ શેઠનું શરનામું કર્યું અને એ પત્ર તે મનુષ્યને હવાલે કરીને પોતાને માટે તૈયાર કરાવેલા પાડોશના ખંડમાં જઇને તે સૂઇ રહ્યો. માત્ર તેણે નોકરને સૂચના કરી હતી કે સ્હવારે તે ચંદ્રનગરથી પાછો આવે કે તુરત તેણે પોતાને જગાડવો.

સ્હવારે નવ વાગ્યાના શુમારે પેલો નોકર ચંદ્રનગરથી ગીરધરલાલ શેઠનો પત્ર લઇને આવ્યો તેણે ગુમાનને ઉઠાડયો અને એક પત્ર આપ્યો. પત્રની અંદર વીશ રૂપીઆની નોટો બીડી હતી. ગુમાને તેમાંથી મદ્યપાન વગેરેનું બિલ ચૂકવી આપ્યું. પેલા નોકરને પણ બે રૂપીઆ બક્ષિસ આપ્યો અને પછી તે ચંદ્રનગર તરફ જવાને નિકળ્યો.

તેણે ગીરધરલાલ શેઠના ઘેર જઇને લૂટારાઓની ટોળીની એક એવી લાંબી અને રસભરિત કથા કરીને, તેમાં પોતાને લાગેલી બીતિનું એવી ખુબીપૂર્વક વર્ણન કર્યું કે પદ્માવતી તો એ હૃદયવિદારક વૃત્તાંત શ્રવણ કરીને લગભગ મૂર્છિત થવા જેવી બની ગઈ.

"પદ્માવતીબાઇ!" બદમાશ બોલ્યો: "સૂર્યપુરના સંસ્થાનમાં

પ્રવાસ કરતાં અમારા ઉપર આવેલાં સંકટોનું બ્યાન તમે સાંભળ્યું હોય તો ગઈ કાલે મારા ઉપર આવેલા સંકટનું તમને કશું પણ લાગી આવે નહિ. અમે ત્યાં કોઈ કોઈ વાર ટપાલગાડીને રોકવામાં પણ કારણભૂત બન્યા હતા !"

"શા માટે ? તમને ઉત્પન્ન થયેલી ભીતિને લીધે ?" પદ્માવતીએ પૂછ્યું.

"બરોબર કહ્યું, અને કદી કદી અમારી પાછળ પડેલાઓના પંજામાંથી છૂટવાને અમારે જંગલમાં ગાઉના ગાઉ સુધી દોડવું પણ પડેલું !"

"લૂટારાઓ તમારી પાછળ પડેલા ?" પદ્માવતી જાણે ઠેબ-તાઈ ગઇ હોય તેવી રીતે બોલી.

"બેશક, તેમને લૂટારા કહેવામાં કશી પણ હરકત નથી. કેમકે તેઓ ઘણા ગરીબોના સ્વાસ્થ્યને લૂટી લે છે !"

"એ દેશમાં એટલા બધા લૂટારા છે ?" પદ્માવતીએ પૂછ્યું. કેમકે ગુમાનની ચેષ્ટા તેના લક્ષમાં આવી ન હતી. ગુમાન પોતાની પાછળ પડેલા પોલિસના માણસોને ઉદ્દેશીને બોલતો હતો, જ્યારે પદ્માવતી તેમને લૂટારા સમજતી હતી.

"પણ સુનંદા બ્હેન !" હવે ગુમાને સુનંદા તરફ દૃષ્ટિ ફેરવી: "તમે આજે અત્યંત વિચારગ્રસ્ત દેખાઓ છો !"

"ગુમાનસિંગ ! સામા માણસનું હૃદય પારખવાની તમારામાં અદ્ભુત શક્તિ છે." પદ્માવતીએ કહ્યું: "હું પણ હમણાં હમણાં સુનંદાને વિચારમાં તલ્લીન બની ગયેલી જોઉં છું. સુનંદા ! તેં હમણાં કેટલાક દિવસો થયા બિલકુલ ગાયું નથી. એકાદું ગાયન ગા એટલે સરદાર ગુમાનસિંગનું ભીતિયુક્ત બનેલું મન પ્રસન્ન થાય."

સુનંદાએ કશો પણ સબબ નહિ દર્શાવતાં પોતાની મામીનું કહેવું કબૂલ કર્યું અને વાજાની પેટી પર બેસીને એક મધુર પદ પોતાના અમૃતમય સ્વરે ગાયું.

ગુમાનનું હૃદય એટલું નિષ્ઠુર હતું કે તે સદ્‌ગુણના સાનિધ્યથી કિંવા સૌંદર્યના નિરીક્ષણથી પણ કદી દ્રવતું નહિ. પરંતુ આજે તેને પણ લાગ્યું કે સુનંદા ગાતી હતી એ વખતે જેટલી મનોહર દેખાતી હતી એટલી મનોહર સ્ત્રી પોતે કદી પણ જોઈ ન હતી.

તે એવી રીતે બેઠો હતો કે સુનંદાના મુખકમલની એક બાજુ તેની દૃષ્ટિએ પડતી હતી. તેના કપોલપ્રદેશ ઉપર બારીમાંથી આવતાં સૂર્યકિરણો પડતાં હતાં. તેના ભાલપ્રદેશ અને સરલ નાસિકાની સીમાંત રેષા એક સરખી દેખાતી હતી. તેના ગાઢ નીલવર્ણ નેત્રોની પાંપણો સામેની પેટી તરફ વળેલી હતી. તેની આકૃતિનું સુંદર પ્રમાણસરપણું અને નાજુક અવયવો ખીલી ઉઠયાં હતાં. સૂર્ય કીરણો તેના શુભ્ર કપાળ અને કાળાભોર કેશ ઉપર પણ નાચી રહ્યાં હતાં.

એવી તે સુંદરી–જાણે સ્ત્રીઓના સૌંદર્યના આદર્શરૂપ જ હતી. ખરૂં કહીએ તો તેની યોગ્યતા એકાદા રાજાના મહેલમાં વિહરવા યોગ્ય હતી. તેણે જે મનુષ્યને પોતાનો પ્રેમ અર્પણ કરવાનું સાહસ કર્યું હતું એ નીચ નરાધમની સ્વપ્નમાં સુદ્ધાંત પત્ની થવાને તે યોગ્ય ન હતી.

પરંતુ એ જ પ્રેમને લીધે છેલ્લા દશ–પંદર દિવસથી તેને અત્યંત માનસિક યાતના ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો !

તે મનોવિકારના પ્રવાહમાં સપડાગેલી હતી, પોતાનું ભાગ્ય તેના ઉપર જ અવલંબી રહ્યું છે એમ તેને લાગતું હતું, અને જેની

સાથે થોડા સમયમાં પોતાનું લગ્ન થનાર છે તેના સ્વાધીનમાં જ પોતાની લજ્જા છે એવી તેની ખાત્રી થઇ ચૂકેલી હતી. એથી બિચારી સુનંદાને પરિસ્થિતિ પ્રમાણે વર્ત્યા સિવાય છૂટકો જ ન હતો. તેનો માનસિંગ ઉપર અત્યંત નિઃસીમ પ્રેમ હતો. માત્ર એટલો કે જો તેણે માનસિંગના તમામ અપરાધ જાણ્યા હોત તો પણ તેના સંબંધમાં વિચાર કરવાનું છોડી દીધું હોત કે કેમ એ શંકા જ છે!

પ્રથમ માનસિંગે તેના ચિત્તનું આકર્ષણ કરી લીધું હતું અને પછી તેને એવી સ્થિતિમાં લાવી મૂકી હતી કે તેના મનને અનુસરવા સિવાય તેને ગત્યંતર જ ન હતું. વળી પોતે સ્વીકારેલો લૂટારાનો માર્ગ દેખાય છે એટલો ખરાબ નથી, એ સિદ્ધ કરવાને માનસિંગે યુક્તિવાદનો એટલો ઉપયોગ કરેલો હતો કે એ સાંભળીને એ બિચારી છક જ બની ગઇ હતી. તે તેનો પ્રતીકાર કરવાને સર્વથા અશક્તિમાન્ હતી.

પોતાના મામાને શરણે જવું, બધી સત્ય હકીકત તેમને નિવેદન કરવી અને જીવનપર્યંતને માટે તમામ ઇન્દ્રિયસુખનો ત્યાગ કરી દેવો, એવી કલ્પના એકાદી વેળાએ તેના મગજમાં ઉદ્ભવતી ખરી, પરંતુ તે જ પળે માનસિંગ પ્રત્યેનો પ્રેમ અને માનસિંગે કરેલો યુક્તિવાદ તેની નજર સામે ખડો થતો. તે હતાશ બનીને નિઃસ્તબ્ધ રહેવામાં જ ડહાપણ સમજતી.



# પ્રકરણ ૩૪ મું.

## લગ્નમાં વિઘ્ન.

ગત પ્રકરણમાં વર્ણવેલી હકીકત બન્યા પછી થોડા દિવસે માનસિંગના હસ્તાક્ષરનો એક પત્ર સુનંદાને મળ્યો. એ પત્ર પ્રેમોદ્ગારથી ભરપૂર હતો. તેમાં તેણે તુરત જ પાછા ફરવાનું અભિવચન આપેલું હતું.

એક દિવસે રાત્રીએ ભોજન કર્યા પછી ગીરધરલાલ શેઠના મકાનમાં તેઓ, ગુમાન, પદ્માવતી અને સુનંદા જુદા જુદા વિષયો પર વાતો ચલાવતાં બેઠાં હતાં. એવામાં ગાડીનાં પૈડાંનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. એક ક્ષણ પછી મુખ્ય દ્વારની સાંકળનો ખખડાટ સંભળાયો.

દરવાજો ખખડવાથી સુનંદાની ચિંતા વધી પડી, અને આટલી રાત્રીએ કોણ આવ્યું હશે, એ જોવાની પણ તેને ઉત્કટ ઇચ્છા થઇ આવી. છેવટે દરવાજો ઉઘડયો અને બે મીનીટની અંદર જ માનસિંગ દિવાનખાનામાં આવ્યો.

અંદર આવતાં જ તેણે પ્રથમ સુનંદા તરફ પ્રેમભરિત દૃષ્ટિ ફેંકી–સુનંદાએ પણ પ્રેમાશ્રુપૂર્ણ દૃષ્ટિથી તેનું સ્વાગત કર્યું. સ્વાભાવિક રીતે જ માનસિંગનું અન્ય જનો તરફથી થયેલા સ્વાગત તરફ ઓછું લક્ષ હતું.

તે સુરક્ષિતપણે પાછો આવ્યો હતો. તેણે પોતાનું વચન યોગ્ય રીતે પાળ્યું હતું. પોતાના પ્રિયતમને પોતાની સમક્ષ ઊભેલો જોવાથી સહાજિક રીતે જ ભીતિ કિંવા શંકા કેવાં હોય છે તેનો સુનંદાને ખ્યાલ પણ રહ્યો નહિ.

પછી **માનસિંગે ગીરધરલાલ** શેઠ અને **પદ્માવતી** તરફ લક્ષ આપ્યું અને ગુમાનના રૂધીર વિનાના હસ્તને એટલા જોરથી દબાવ્યો કે તેને બિચારાને કળ ચડી ગઇ અને "મારા ગરીબ બિચારા કાળજાનું શું થશે?" એવા ઉદ્ગાર તેના મુખમાંથી સરી પડયો. સદ્‌ભાગ્યે તે બીજા કોઇના સાંભળવામાં આવ્યો નહિ.

**સુનંદાના** આયુષ્યની અતિઉત્કૃષ્ટ સુખની એ રાત્રી ઝપાટાબંધ પસાર થઇ ગઈ. બીજે દિવસે સ્હવારે **માનસિંગે** પોતે **સૂર્યપુરમાં** કરેલા વ્યાપારધંધાની, પોતાની સંપત્તિની કરેલી વ્યવસ્થાની તથા બીજી કેટલીક હકીકત વિસ્તારપૂર્વક જણાવી. પરંતુ તેમાં સત્યનો લેશ પણ અંશ ન હતો એટલું ધ્યાનમાં રાખવું. એ હકીકત સાંભળીને **ગીરધરલાલ** શેઠને સંતોષ થયો, ગુમાન મનમાં ને મનમાં હસ્યો. પરંતુ **પદ્માવતીબાઈનું** લક્ષ તો કાલ્પનિક **લક્ષ્મીદાસ** સાથે પોતાની ભાણેજ **સુનંદાનું** લગ્ન જલ્દીથી કરી દેવાના વિષય તરફ લાગેલું હોવાથી તેમણે **માનસિંગની** હકીકતમાં રસ લીધો નહિ.

**માનસિંગે** જણાવ્યું હતું કે લગ્ન પછી કેટલાક દિવસો સુધી પોતાનો વિચાર **ચંદ્રનગરમાં** જ રહેવાનો છે. એટલે તેણે **ચંદ્રનગરની** અંદર કિંવા તેની આસપાસ એકાદો સારો બંગલો ભાડે લેવાનો ઠરાવ કર્યો. કેમકે તે બંગલામાં પોતે લગ્ન પછી પોતાની પત્ની અને સ્નેહી ગુમાનસિંગ સાથે સુખશાંતિપૂર્વક રહી શકે. વળી **સુનંદા** સાથે લગ્ન કરીને તેની તમામ સંપત્તિ પૂર્ણપણે પોતાના

હસ્તગત કરી લેવાની પણ તેણે ધારણા રાખી હતી. એ પ્રમાણે થઇ જાય તો ભવિષ્યમાં પોતાની ખરી માહિતી ગીરધરલાલ શેઠને મળે તો પણ નિશ્ચિંત રહી શકાય તેમ હતું.

સૂર્યપુર પુનઃ જવાનો તો માનસિંગનો વિચાર જ ન હતો. તેની પોતાની ખાત્રી હતી કે સુનંદા કદી પણ પોતાને છેહ દેનાર નથી; અને એથી પોતાનું ભોપાળું ફૂટી જવા પામે તો પણ સુનંદાની સહાયતાથી પોતાનું સંરક્ષણ કરી શકાશે એવી તેને આશા હતી. વળી ણે ચંદ્રનગરમાં ગીરધરલાલના નામ પર જે કાંઇ કરજ કર્યું હતું તે પણ સુનંદાની સંપત્તિ મળતાં ફેડી નાખવાનો તેનો ઇરાદો હતો. કેમકે એથી ગીરધરલાલનો ક્રોધ અંશતઃ પણ ઓછો થશે એવી તેની કલ્પના હતી. તેવી જ રીતે કરસનદાસ શેઠના લીધેલા વીશ હજાર પણ તેમને અનુકુળ સમયે પાછા ભરી દઇને તેમનો કોપ શમાવવાનો વિચાર પણ તેણે કર્યો હતો. લક્ષ્મીદાસના ખૂન માટે પોતાના ઉપર સંશય આવીને પોતે પકડાઇ જશે એવી તો તેને શંકા જ ન હતી. કેમકે તે દિવસે રાત્રીએ પોતે ગીરધરલાલના મકાનમાંથી બહાર નિકળ્યો જ ન હતો એવી સાક્ષી ગીરધરલાલ અને તેમનાં ઘરનાં અન્ય માણસો આપશે જ એવી તેની ખાત્રી હતી.

એ પ્રમાણે માનસિંગે સર્વ યુક્તિઓ યોજી રાખી અને પોતાના સુરક્ષિતપણા માટે યોગ્ય વ્યવસ્થા કરી રાખી. લગ્નનો દિન નિશ્ચિત થયો અને ઇષ્ટ મિત્રોને આમંત્રણ પત્રિકાઓ પણ મોકલવામાં આવી. લગ્ન થયા પછી ગીરધરલાલ શેઠને ત્યાં છેવટની મીજબાની આપવી અને ત્યાર પછી તુરત જ માનસિંગે પોતાની નૂતન પરિણીત વધુસહ પોતે ભાડે રાખેલા બંગલામાં રહેવાને જવું.

એવી ગોઠવણુ નિશ્ચિત કરવામાં આવી હતી.

એ પ્રસંગે પ્રાપ્ત થનારાં આનંદગમ્મતનાં સાધનો અને ભોજનના સુંદર પદાર્થો તરફ ગુમાનનું ચિત્ત આકર્ષાયું હતું; અને તે પ્રસંગે પોતે કેવાં વસ્ત્રો પરિધાન કરવાં તેનો નિશ્ચય કરવામાં તે ગર્ક બની ગયો હતો.

છેવટે તે આનંદનો દિવસ આવ્યો છે એમ સૂર્યદેવે પૂર્વ દિશામાં દર્શન દઈને જાહેર કર્યું. **ગીરધરલાલ** શેઠના મકાનમાં ધામધૂમ થઈ રહી. સ્હવારે મંડપારોપણ થયું, મધ્યાન્હે **ગીરધર** લાલ શેઠે પોતાની પત્ની સહ શાસ્ત્રવિધિ પ્રમાણે ગૃહશાંતિ કરી. સ્હાંજે હસ્તમેલાપન તથા ચૉરી બન્ને કરી નાખવાનાં હતાં અને તે જ રાત્રે મિજબાની આપવાની હતી.

સુનંદા આજના દિવસને માટે તૈયાર કરાવવામાં આવેલાં ખાસ વસ્ત્રો અને અલંકારો પરિધાન કરવાને પોતાની ઓરડીમાં ગઈ હતી. તેણે પોશાક ધારણ કરવા માંડયો. પોશાક સુંદર હતો ખરો પરંતુ તેના પોતાના સ્વાભાવિક સૌન્દર્યની સાથે સરખાવતાં પોશાકની યોગ્યતા બિલકુલ ભાસતી ન હતી. **ગીરધરલાલ** શેઠ અને તેમનાં પત્નીને પોતાની ભાણેજના સુસ્વરૂપપણા માટે અભિમાન થતું હતું; અને **માનસિંગ**ને પણ એ સર્વાંગ સુંદરી થોડા વખતમાં જ પોતાની થનાર છે, એવા વિચારથી આનંદ થતો હતો.

સમય થતો ગયો તેમ તેમ આમંત્રિત ગૃહસ્થો આવીને મેડી ઉપરના દિવાનખાનામાં એકત્રિત થવા લાગ્યા. **માનસિંગ** એ ગૃહસ્થો સાથે આનંદવાર્તામાં નિમગ્ન બની ગયો હતો. માત્ર ગુમાન એ આનંદમાં નહિ લેપાતાં વિદેહી પુરુષની માફક દિવાનખાનાની બારી પાસે ઊભો ઊભો નિઃસર્ગ દેવતાના સૌંદર્યનું નિરીક્ષણ કરતો હતો.

એકાએક તેના મુખમાંથી આશ્ચર્યજનક ઉદ્ગાર બહાર પડ્યો. માત્ર **માનસિંગ** સિવાય બીજા કોઇએ પણ તે સાંભળ્યો નહિ. **માનસિંગ** પણ સાંભળી શક્યો ન હોત; પરંતુ તેનો સ્વભાવ જ એવો હતો કે ગમે તે કામમાં રોકાયેલો હોય તોપણ તેની દષ્ટિ ચોતરફ રહેતી હતી. કાંઇ પણ અશુભ હોવું જોઇએ એમ તેને લાગ્યું. તે ઉઠ્યો અને ગુમાન જ્યાં ઊભો હતો એ બારી પાસે ગયો. તે જ વખતે નીચે પ્રવેશદ્વાર ઉપર કોઇએ થાપ મારી હોય એવો અવાજ આવ્યો.

"શું છે, ગુમાન! કેમ ચમક્યો?" **માનસિંગે** હલકા સ્વરે પૂછ્યું.

"**હિમ્મત**!" ગુમાને એક જ શબ્દમાં પતાવ્યું.

"મારા એક સ્નેહી આવેલ છે, તેને મળી આવું." એ પ્રમાણે **ગીરધરલાલ** શેઠ તથા આમંત્રિત ગૃહસ્થોને કહીને **માનસિંગ** દિવાનખાનામાંથી બહાર પડ્યો.

દાદરનાં પગથીયાં ત્વરાથી ઉતરીને **માનસિંગ** નીચે આવ્યો. તે વખતે **હિમ્મત** પણ અંદર આવી પહોંચ્યો હતો. તે તરુણના ચ્હેરા ઉપર એક પ્રકારના દ્વેષ અને વિજયથી ભરેલું હાસ્ય વિલસી રહ્યું હતું. તે અત્યારે અહીં કાંઇ સારા કામે આવેલો નથી એમ **માનસિંગ** સમજી ગયો. એટલે તેને નજીકના એક ખંડમાં લઇ ગયો.

**હિમ્મત** તેની સાથે સાથે એ ખંડમાં ગયો અને બોલ્યો: "નીચ! હજી પણ તારી લુચ્ચાઇ ઉઘાડી પડી નથી કે શું?"

"તું મને ઓળખી ગયો છે અને આપણે બન્ને એક-બીજાના હાડવૈરી છીએ એ તારા લક્ષમાં આવી ગયું છે." પોતાને વશ વર્તી રહેલું પ્રસંગાવધાન રાખીને **માનસિંગે** કહ્યું: "આપણી

વચ્ચે મૈત્રીનું અસ્તિત્વ ટકાવી રાખવાનું શક્ય નથી, એ પણ હું સમજું છું. પણ સુનંદાએ તારે બદલે મારા ઉપર પ્રેમ કર્યો એમાં મારો શો દોષ? એ પોતાના મનની માલિક—"

"મૈત્રી!" હિમ્મત તિરસ્કારપૂર્ણ મુદ્રાથી હાસ્ય કરતો બોલ્યો: "તારૂં અને મારૂં નામ તથા મૈત્રી એ શબ્દ તું એક જ વાક્યમાં ઉચ્ચારે છે? જાણે કેમ એ વાત શક્ય જ હોયની? શું હજી પણ તું પોતાને લક્ષ્મીદાસ સમજે છે? નરાધમ! હું તને પિછાની ચૂક્યો છું. તું માન—"

"મને પણ એવી શંકા આવી જ હતી." માનસિંગ વચ્ચે જ બોલી ઉઠયો અને કિંચિત્ પણ નહિ ગભરાતાં આગળ કહેવા લાગ્યો: "પણ મને આશા છે કે તું ખરા ઉદાત્ત મનુષ્યની માફક જ વર્તન રાખીશ! હું અત્યારે અગત્યના કાર્યમાં રોકાયેલો હોવાથી બીજા ગમે તે સમયે તારી પાસે તમામ બાબતનો ખુલાસો કરવાને તૈયાર છું; અને મેં તને નુકસાન કર્યું હોય તો તેનો બદલો લેવાને માટે પણ તને પુષ્કળ અવકાશ છે."

"નીચ કૂત્તા! તું જાણે મારો બરોબરીયો હોય તેમ બોલે છે! હું જે કહેવા માગું છું તે અત્યારે ને અત્યારે સાંભળી લે. કેમકે જો તારા કહેવા મુજબ બધો ખુલાસો અન્ય સમયે કરવાની તારી ઇચ્છાને હું સંમત થાઉં તો મને જે નુકસાન તેં કરેલ છે તેનો સંપૂર્ણ બદલો મળી શકે તેમ નથી."

"પણ મારૂં ખરૂં નામ તું સુનંદાનાં આપ્તજનોને જણાવીને એ બિચારીનો સર્વનાશ ન કરીશ." માનસિંગે સ્હેજ વિનિત સ્વરે કહ્યું.

"ભવિષ્યમાં આવનારા પરિણામને માટે તું તૈયાર બની રહે,

તે માટે હું તને મારો ભેત જણાવું છું. તેમાં એક બીજો પણ હેતુ સમાયલો છે. હું જે હકીકત તને કહેનાર છું એ સાંભળીને તારૂં દુષ્ટ અને નિષ્ઠુર અંતઃકરણ ભસ્મ થઇ જાય એવી પણ મારી ઇચ્છા છે."

"બોલ, પાંચ મિનિટનો અવકાશ હું મેળવી શકીશ—વધારે સમય લગાડીશ નહિ." માનસિંગ બોલ્યો. ઘડીઆળ તરફ દૃષ્ટિ નાખતાં તેને સમજાયું કે લગ્ન સમારંભને હજી પુષ્કળ અવકાશ છે. અર્થાત્ ત્યાં સુધીમાં પોતે આ અનિષ્ટ–ગિત્રને અહીંથી રવાના કરી શકશે એવી તેને આશા હતી.

"વારૂ, હું જે કહું છું તે તું સાંભળી લે. હું આજે જ સૂર્યપુરથી આવ્યો છું અને મારા સ્નેહીના કુટુંબનો સર્વસ્વી નાશ થવા ના પામે એ માટે મારો પ્રયત્ન છે. હું સૂર્યપુર હતો ત્યારે તારૂં અને તારા અધમ મિત્રનું નામ તેની વૃદ્ધ માતા જોધબાઈ પાસેથી મારા જાણવામાં આવેલ છે. ચમક મા— હજી તો ઘણુંયે કહેવાનું છે. મને શામળગઢના મકાન પાસે કોણે લૂટયો અને જે પત્રની સહાયથી તું આ મારા સ્નેહીના ઘરમાં પ્રવેશ કરી શકયો એ પત્ર તારા હાથમાં કેવી રીતે આવ્યો એ હું હવે સમજી ચૂકયો છું. આજ સુધી તું તારી લુચ્ચાઇ કેવી રીતે છૂપાવી શકયો અને ખરા લક્ષ્મીદાસનું શું થયું એની મને માહિતી નથી. પરંતુ હવે તારી લુચ્ચાઇ વધુ વખત નભી શકે તેમ નથી એટલું પણ તારે માટે બસ છે."

"એટલે ? મારૂં તમામ ગોપ્ય પ્રકટ કરવાનો તારો ઇરાદો છે, એમ ?" માનસિંગ સ્હેજ ગભરાઇને તોપણ દૃઢ સ્વરે બોલ્યો.

"શા માટે પ્રકટ ન કરૂં ? કેટલોક સમય પર્યંત તો હું એક પ્રકારના ભ્રમમાં હતો; અને મારો એ ભ્રમ તારી નીચ યુક્તિને

અત્યંત ઉપયોગી થઈ પડયો હોત. મારા મનને એમ થતું હતું કે તું જેના ઉપર પ્રેમ કરવાનો ડોળ કરે છે, તેણે–સુનંદાએ મારૂં અપમાન કર્યું હતું. એથી તારી સાથે તેને પણ તેના કૃત્યનો યોગ્ય બદલો આપવાનો મારો વિચાર હતો. પરંતુ પાછળથી મને માલૂમ પડી આવ્યું કે પ્રથમ મને લાગતું હતું તેમ તેના ઉપર મારો નિઃસીમ પ્રેમ ન હતો–કેમકે બીજી જ એક પ્રિયકર રમણીના સૌંદર્ય અને સદ્‌ગુણથી મારૂં મન મુગ્ધ બન્યું છે. એટલે હવે મારો પૂર્વનો ભ્રમ દૂર થયો છે. જેના ઉપર મારો સંપૂર્ણ પ્રેમ ન હતો તેની પાસેથી પણ હું શુદ્ધ પ્રેમની આશા ન જ કરૂં. અર્થાત્ સુનંદાએ મારો સ્વીકાર નહિ કરવામાં મારૂં અપમાન કર્યું હોય એમ હું માનતો નથી; અને એ કારણથી એ નિરપરાધી બાલિકાને તારા મોહપાશમાં ફસાવા દેવી–તેને જીવન પર્યંત એક નીચ, બદમાશ લૂટારાની સંગિની બનવા દેવી, એ કદી પણ યોગ્ય નથી એમ મને લાગ્યું અને તેથી જ હું એકદમ અહીં આવ્યો છું."

"હં હં! હું સમજ્યો." માનસિંગ બોલ્યો. હજી પણ તેની પાસે એક યુક્તિ હતી. એ યુક્તિની સહાયથી તે પોતાનું બોપાળું પ્રકટ કરવાના વિચારને રદ કરાવી શકશે એમ તેને લાગતું હતું.

"એ જ કારણથી હું સૂર્યપૂરથી તાબડતોબ ચંદ્રનગર આવ્યો છું." હિમ્મતે કહ્યું: "તું સૂર્યપુરની તુરંગમાંથી પલાયન થઈ ગયો એ મારા જાણવામાં આવ્યું હતું. ત્યારપછી મારા મામા બાલાભાઇ શેઠ મારફત સુનંદાના લગ્નની કંકોતરી મને મળી કે તુરત હું ત્યાંથી ચાલી નિકળ્યો. કેમકે યથાસમયે તને લગ્નરહિત બનાવી, એક શ્રદ્ધાળુ બાલિકાનો ભયંકર નાશમાંથી બચાવ કરવો એ જ

ારો ઉદ્દેશ છે. પ્રથમ મારો હેતુ એવો હતો કે હું સુનંદાના મમાં નિરાશ થયો હતો તેનો દ્વેષ શાંત કરવાને તથા તારા ઉપ-નું મારૂં હાડવેર તૃપ્ત કરવાને તારી સાથે તેનું લગ્ન થઇ જાય ારપછી તારૂં તમામ ભોપાળું પ્રકટ કરીને તને યોગ્ય શાસન ાપાવવું. પણ મારા પ્રેમવિકારમાં પડેલા ફેરફથી મારો એ ાચાર સ્વાભાવિક રીતે જ બદલાયો અને તેનું આવેલું પરિણામ ાત્યારે તું જૂએ છે."

"વારૂ, હવે તારો શું કરવાનો વિચાર છે?"

"હજી પણ તું એવો પ્રશ્ન કરે છે, એ જોઇને મને આશ્ચર્ય ાય છે." હિમ્મતે કહ્યું: "પરિણામ ગમે તે આવે પણ જે ાંચાર મેં કર્યો છે તેને સિદ્ધ કરવાનો મારો નિશ્ચય છે. પરંતુ તે હેલાં મારે બીજું પણ તને કહેવાનું છે."

"બસ થયું. ખરી સ્થિતિ તને જણાવ્યા સિવાય દુર્દૈવી ુનંદાના સુખ અને આબરૂનો બચાવ કરવાનું અશક્ય જ છે એમ ાને લાગે છે. હિમ્મત! સાંભળ—હું જે કહેવા માગું છું તે બરો-ાર લક્ષ આપીને શ્રવણ કર. તું ઉદારતા અને નીતિમત્તાનો ડોળ ારે છે તથા જેણે તારા પ્રેમનો તિરસ્કાર કર્યો છે તેનું રક્ષણ કર ાને માટે આગળ આવ્યો છે; પરંતુ સુનંદાની લજ્જા ક્યારનીયે ારી મનોવાસનાનો ભોગ થઇ ચૂકી છે; અને તારા વિચારનું અનિષ્ટ પરિણામ મુખ્યતઃ તેને જ ભોગવવું પડશે, સમજ્યો?"

"એ હું ક્યારનોયે સમજી ચૂક્યો છું." હિમ્મત પટપટ્યો. ેને નાટકશાળામાં બનેલી ઘટનાનું સ્મરણ થયું. કેટલોક સમય તે ાચારમગ્ન બનીને સ્તબ્ધ રહ્યો.

માનસિંગના હોઠ ઉપર હાસ્ય ખીલી રહ્યું. હિમ્મતના વિચા-

રની આડે આવનારૂં વિઘ્ન પોતે ઉપસ્થિત કર્યું હતું અને તેના જેવો ઉદાર હૃદયી મનુષ્ય એ વિઘ્નથી અચકાઇ જશે એમ તેને લાગતું હતું. પરંતુ હિમ્મત તુરત જ વિચારનિદ્રામાંથી જાગૃત થયો અને રોષપૂર્વક બોલવા લાગ્યો: "નીચ ! તેં કદાચ એ ઘોર કૃત્ય કર્યું હશે તો પણ તારો દુષ્ટ હેતુ હું સિદ્ધ થવા દેનાર નથી જ. એક ખાનદાન અને શ્રીમંત કુટુંબની બાલિકા શું તારા જેવા નીચ, લૂટારા, પાષાણ હૃદયી અને ખૂની મનુષ્યની પત્ની બનશે !"

"ખૂની !" માનસિંગે એકદમ ચમકીને ઉદ્ગાર કાઢયો, અને તેનો ચ્હેરો એકદમ શ્યામ બની ગયો.

"હા, ખૂની ! હું પુનઃ કહું છું." હિમ્મત અત્યંત દ્વેષપૂર્ણ મુદ્રાથી માનસિંગના ગભરાએલા ચ્હેરાનું નિરીક્ષણ કરતો બોલ્યો: "નરાધમ ! અદ્યાપી મારે તને પુષ્કળ કહેવાનું છે એમ હમણાં મેં તને નહોતું કહ્યું ? પેલા ચંદ્રનગરના વ્યાપારીને તેં તથા તારા સોબતીએ લીલાપુર તરફ જતાં રસ્તાની નજીક પેલી ઝાડી પાસે આવેલા ભોજનાલયમાં ઠાર કર્યો હતો એ તું ભૂલી ગયો કે શું ?"

એ સાંભળીને માનસિંગ સ્તબ્ધ જ બની ગયો. તેનો ચ્હેરો ભીતિ અને અન્ય મનોવિકારથી બિલકુલ વિદ્રુપ બની ગયેલો દેખાયો. એ નીચની એવી અવસ્થા જોઇને, તેના એ ઘોર કૃત્યના સંબંધમાં પોતાને જે સંશય આવ્યો હતો તે ખરો છે, એવી હિમ્મતની ખાત્રી થઇ ગઇ.

હવે તો તારા લક્ષમાં આવ્યું જ હશે કે મારાથી કશું પણ અજ્ઞાત નથી !" હિમ્મત માનસિંગના શોચનીય ચ્હેરા તરફ સંતોષપૂર્વક જોતો બોલ્યો: "હવે તારી આ અવસ્થા જોવાને બીજા

માણુસોને આ ખંડમાં બોલાવવા પૂર્વે બીજા બે શબ્દો મારે તને કહેવાના છે. જે મકાનને વિશ્રાંતિસ્થળ સમજીને એ વૃદ્ધ મનુષ્ય માત્ર એક રાત્રીને માટે વિશ્રાંતિ લેવાને સારૂ આવ્યો હતો તેની અસહાય સ્થિતિ અને વૃદ્ધાવસ્થા તરફ પણ તેં લક્ષ આપ્યું નહિ–કદાચિત્ કોઈ તેના ઉપર અવલંબી રહ્યું હશે એનો વિચાર પણ તેં કર્યો નહિ–એ વૃદ્ધ મનુષ્ય એકાએક ગૂમ થવાથી તેના પર પ્રેમ કરનારા માણુસો મૃત્યુમુખમાં પડશે એની પણ તને ચિંતા ન થઇ–તું કેવળ તારી હલકટ મનોવૃત્તિને જ તાબે થયો અને એક નિરપરાધિ, નિરાશ્રિત વૃદ્ધ મનુષ્યનો તેં નિર્દયપણે નાશ કર્યો ]"

"બસ કર, હિમ્મત! બસ કર!" માનસિંગ દયાર્દ્ર સ્વરે બોલી ઉઠયો: "મને જવા દે, હું આ સ્થળ છોડીને ચાલ્યો જઉં છું, હવે તારે મારા સાનિધ્યથી વિશેષ ત્રાસ ભોગવવો પડશે નહિ. હું તારી આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરીશ–માત્ર મને હવે છોડી દે!"

"તને છોડી દઉં!" હિમ્મત ત્વેષથી દાંત વડે ઓષ્ટને ચાવતો બોલ્યો: "હું તારા ઉપર દયા કરીશ એમ તું બિલકુલ સમજતો નહિ. એ ગરીબ બિચારા વૃદ્ધ મનુષ્યની તને દયા આવી નહિ–તેની નિરાશ્રિતતાનો તેં લાભ લીધો—તેં તેને તારૂં ભક્ષ્ય બનાવ્યો; અને એણે તને 'દયા કર' એમ કહ્યું હોય તો પણ તેં તેના કથન તરફ દુર્લક્ષજ કર્યું હશે! નહિ–તે નિદ્રાધીન અવસ્થામાં હતો એ વખતે તેં તેનું ખૂન કરેલું છે. એ વખત તું એકાદા નિર્દય, ક્રૂર, ઘાતકી પશુની માફક વર્ત્યો હતો; અને હવે તું મારી પાસે દયાની માગણી કરે છે–મારી ક્ષમા માગે છે–હું તારા ઉપર દયા કરીશ એવી આશા રાખે છે! નીચ! સાંભળ–તેં જે વૃદ્ધ

મનુષ્યનું ખૂન કર્યું હતું તે કોણ હતો એ તું જાણે છે? એ બીજો કોઇ નહિ પણ મારો બાપ હતો!"

માનસિંગ નિશ્ચેષ્ટ બનીને હિમ્મતના પગમાં પડ્યો.

---

## પ્રકરણ ૩૫ મું.

### જા—અહીંથી ચાલ્યો જા!

જે મનુષ્યનું પોતે ખૂન કર્યું હતું તેના છોકરાના મુખ તરફ જોવાની માનસિંગની છાતી ચાલી નહિ. હિમ્મતના છેલ્લા વાક્યે તેના મન ઉપર એક મોટો આઘાત કર્યો; પોતાનો સર્વનાશ થયો છે એમ તેને લાગ્યું. જે નીચ મનુષ્ય સંકટની ચેષ્ટા કરતો અને પોતાના પાષાણમય અંતઃકરણને પશ્ચાત્તાપનો સ્પર્શ પણ થવા દેતો નહિ તે અત્યારે હતાશ બનીને જેના બાપનું પોતે ખૂન કર્યું હતું તેના ચરણમાં આળોટી પડ્યો. જે લૂટારા માનસિંગની ચંદ્રનગર અને સૂર્યપુર બન્ને સંસ્થાનોમાં હાક વાગતી હતી—જેણે અનેક મનુષ્યોની તેમને જીવન પર્યંત પોતાનું સ્મરણ રહે એવી દુઃસ્થિતિ બનાવી હતી તે અત્યારે એક ક્ષુદ્ર જંતુના જેવો નિર્માલ્ય બની ગયો!

તે જ ક્ષણે એ ખંડનું બારણું ઉઘડ્યું અને ગીરધરલાલ શેઠ અંદર આવ્યા.

માનસિંગ મેડી ઉપરથી નીચે આવ્યા બાદ તેને વિશેષ સમય નીચે રોકાએલો જોઇને ગીરધરલાલ ગભરાયો, એટલે તે નીચે આવ્યો. નોકરને પૂછવાથી માલૂમ પડયું કે તે તથા હિમ્મત આ ખંડમા વાતો કરતા બેઠા છે. એથી તે ત્વરાપૂર્વક એ ખંડ પાસે આવ્યો—એ બે જણાની ખાનગી મુલાકાતનો ભંગ થાય છે, એવો વિચાર પણ તેને ન થયો—દ્વાર ખોલીને તેણે અંદર પ્રવેશ કર્યો. પરંતુ ઉપર વર્ણવેલું દશ્ય તેની નજરે પડતાં તેની સંપૂર્ણ મુદ્રા ઉપર જે આશ્ચર્ય દેખાવા લાગ્યું, તેનું વર્ણન કરવાની શક્તિ આ દુનિયાની કોઈ પણ કલમમાં હશે કે કેમ તે અમે કહી શકતા નથી!

હિમ્મતના ચ્હેરા ઉપરનો ક્રોધાવેશ, અલ્પ સમયમાં પોતાના ભાણેજજમાઇ થનાર મનુષ્યની ફીકી મુદ્રા અને તેના મુખમાંથી નિકળતા ધ્રુસકા, તેના તરફ ફેંકાતો હિમ્મતનો સંતાપયુક્ત કટાક્ષ, એ સર્વ ગીરધરલાલને એક ગુહ્ય કોયડા સમાન ભાસ્યું. તે અંદરનો મર્મ બિલકુલ સમજી શકયો નહિ.

ક્ષણ માત્ર તે દ્વાર પાસે સ્તબ્ધ બની ઊભો રહ્યો. પછી પોતાને કશી વાતનું સ્મરણ થયું હોય એવો દેખાવ કરીને તેણે અંદરથી બારાણું બંધ કરી દીધું અને હિમ્મતને આ કલ્પનાતીત ઘટનાનું કારણ પૂછયું.

માનસિંગે તેનો અવાજ સાંભળ્યો અને તે માનસિક દુ:ખથી અધિક જ દગ્ધહૃદય બન્યો.

“હં! આટલું મોડું થયા પછી આવો પ્રશ્ન તમે કરો છો?” હિમ્મત ગીરધરલાલને ઉદ્દેશીને બોલ્યો: “ઠીક ઠીક, હું તેનો ઉત્તર તમને આપીશ. આ મનુષ્ય અત્યારે જમીન પર પડયો છે એને તમે પિછાનો છો? એ નીચ નરાધમે તમારા કુટુંબ ઉપર

કલ્પનામાં પણ ન આવી શકે એવું દારૂણ સંકટ નાખ્યું છે. નીતિ-મત્તા અને ખાનદાનીનો દંભ કરનાર એ એક નરપશુ જ છે. તેનું અંતઃકરણ અત્યંત કૃષ્ણ પાતકોથી ભરેલું છે. એ હરામખોરના હસ્ત ખૂનના રક્તથી કલંકિત બનેલા છે. એણે તમારા સ્વાગત-પૂર્ણ મહાલયમાં ખોટા નામથી પ્રવેશ કરીને તમારી ભાણેજનો પ્રેમ-સંપાદન કર્યો છે. એ પયઃપાન કરાવેલા સર્પની માફક તમને ડસવાને તૈયાર થયો છે. એ મનુષ્યને તમે કરસનદાસ શેઠનો ભાગીદાર લક્ષ્મીદાસ—એક લક્ષાધિપતિ શેઠીઓ માનો છો. પરંતુ એમ માનવામાં તમારી ભૂલ થાય છે. એ લક્ષ્મીદાસ નહિ પણ ધાડપાડુ, ખૂની, લૂટારો માનસિંગ છે, સમજ્યા ?"

"શું ! લૂટારો માનસિંગ !" પોતે હમણા નીચે પડી જશે એવી ભીતિથી દિવાલને ટેકો દઇને ગીરધરલાલ બોલ્યો: "સૂર્યપુરમાં નામચીન બનેલો, હજારો યુક્તિઓ યોજીને ગરીબ અને શ્રીમંતો તમામને લૂટનારો ધાડપાડુ માનસિંગ ?"

"એ માત્ર લોકોને ફસાવનાર લૂટારો જ હોત તો કદાચ મેં તેને તેના કૃત્યની ક્ષમા કરી હોત ! પણ, શેઠજી ! એ દારૂણ વાર્તા હું તમને કેવી રીતે કહું ? મને જે હકીકતની માહિતી છે એ તમામ તમને કહેવાનું સાહસ હું કેવી રીતે કરૂં ?"

"બોલો, તમને તમારા ઇષ્ટદેવના સોગન છે: મને તમામ હકીકત જણાવો." ગીરધરલાલ થર થર કંપતો બોલ્યો: "ઉત્કંઠા એ અત્યંત ત્રાસદાયક છે. તેમાં પણ તમે મને કશી ભયંકર ઘટનાને લગતી હકીકત કહેવા માગો છો એવું હું સમજી શક્યો છું."

"અરેરે !" હિમ્મત બોલ્યો: "આપણે બન્નેને ઘણું સહન રવાનું છે, અને તે શાંતપણે જ સહન કરવું જોઇએ, તમારા જા-

ણુવામાં હશે જ કે મારા પિતાએ પોતાની તમામ સંપત્તિ એકત્ર કરીને લીલાપુરમાં દુકાન ખોલવાને માટે સર્વ સંપત્તિસહ અહીંથી પ્રયાણ કર્યું હતું. તેમનો સ્વભાવ લોભી હતો, એ કદાચ મારા મામાએ તમને જણાવ્યું હશે. એટલે તેમણે સૂર્યપુરથી નિકળતાં સાથે વળાવા પણ રાખ્યા નહિ કિંવા ભાડાની ગાડી પણ કરી નહિ. માત્ર એક ઘોડો ભાડે કરીને જ તે લીલાપુર જવાને નિકળ્યા. હવે માર્ગમાં એવું બન્યું કે રાત્રીએ વિશ્રાંતિ લેવાને તેમને એકાદા સ્થળની જરૂર પડી હશે અને માર્ગમાં એક ભોજનાલય જેવા દેખાતા મકાનમાં રાત્રીએ પડ્યા રહેવાને તેમણે જગ્યા માગી હશે. પરંતુ તે ખરેખર ભોજનાલય ન હોતાં ધાડપાડુઓનો અખાડો જ હતો. ત્યાં મારા પિતાનું ખૂન કરવામાં આવ્યું અને તેમના મૃત્યુના દારૂણ પ્રકારને શોભે તેવી રીતે જ તેમના શબની પણ દુર્વ્યવસ્થા કરવામાં આવી. તમે જે મનુષ્યને તમારી દયાળુતા અને ઉદારતાનો અનુભવ આપ્યો છે તે જ આ માનસિંગ મારા પિતાનું ખૂન કરનારાઓ માંહેનો એક હતો!"

"હાય! કેવો ભયાનક પ્રકાર!" ગીરધરલાલે ઉદ્ગાર કાઢ્યો. તે એક ખૂરસી પર બેસી ગયો અને કશા ઊંડા વિચારમાં પડી ગયો.

"આ જ લૂટારાએ હું ટપાલગાડીમાં શામળગઢથી અહીં આવતો હતો ત્યારે મને લૂટ્યો હતો અને એ જ લૂટારો તમારી ભાણેજ સાથે લગ્ન કરવા તત્પર બન્યો હતો."

"તેના આવા નીચપણાનું તેને શાસન કર્યા સિવાય ગત્યંતર જ નથી." એકાએક તે વ્યાપારીએ ઉદ્ગાર કાઢ્યો. તે નોકરને બોલાવવાનું કરતો હતો અટલામાં હિમ્મત બોલ્યો: "હજી પણ તમારે ઘણું જાણવાનું બાકી છે; તે મારી પાસેથી જાણી લ્યો

અને પછી તમારી વિચારશકિતને યોગ્ય લાગે તે પ્રમાણે કરો. એક ભયંકર વાર્ત્તા શ્રવણ કરવાને તમારા મનને તૈયાર કરી રાખો. એ વાર્ત્તા સાંભળીને તમારા અંતઃકરણમાં ઇર્ષ્યાનો અગ્નિ પ્રકટી ઉઠશે. આ નીચ માનસિંગને તમારા મકાનમાં ખોટું નામ ધારણ કરીને પ્રવેશ કરવામાં સંતોષ થયો નથી—તમને અને તમારાં આપ્તજનોને આવી નીચ રીતે ફસાવવામાં તૃપ્તિ થઇ નથી—તેણે એટલાથી ન ધરાતાં તમારી ભાણેજને શીળભ્રષ્ટ પણ કરેલી છે !"

"શું કહો છો ?" ગીરધરલાલે ઉદ્ગાર કાઢયો. જાણે એકાદો પિશાચ એકાએક તેની દષ્ટિએ પડયો હોય એ પ્રમાણે તેના ઓષ્ટ થર થર કમ્પવા લાગ્યા; અને પોતાનાં નેત્રો હમણાં બહાર નિકળી પડશે એમ તેના મનને થવા લાગ્યું.

"એ જણાવતાં મને અત્યંત દિલગીરી થાય છે, પરંતુ હું જે કહું છું તે બિલકુલ ખરૂં છે; અને એ વાર્ત્તા તમારા કાન ઉપર લાવવાની મારી ફરજ છે એમ મને લાગવાથી, એ દુઃખદાયક કર્ત્તવ્ય બજાવવાને હું તત્પર થયો છું."

"શું ! સુનંદાએ પોતાની લજ્જાને પણ ગુમાવી ?" પોતાની ભાણેજની કાલ્પનિક શુદ્ધતા અને હિમ્મતનું વિધાન એ બેને પરસ્પર વિરૂદ્ધ જતાં જોઇને ગીરધરલાલ બોલ્યો: "ના ના, એમ બને જ નહિ ! તમારી ભૂલ થતી હોવી જોઇએ ! એ વાત અશકય જ છે. એ તમારો કેવળ ભ્રમ છે ! સુનંદા એટલે પવિત્રતાની મૂર્ત્તિ જ—તેનું કોમળ અંતઃકરણ પ્રેમ કરવાને તત્પર થાય એ સ્વાભાવિક છે, પરંતુ એ અંતઃકરણને અશુભ વર્ત્તન તરફ વાળવાનું શકય નથી."

"હું તમને સોગન પર કહું છું કે આ વાર્ત્તા તદ્દન ખરી

છે—ખોટું બોલવાનું મને કશું પણ કારણ નથી." હિમ્મતે ભાર પૂર્વક કહ્યું.

"તો પછી મનુષ્ય સ્વભાવ ઉપર હું કદી પણ વિશ્વાસ રાખીશ નહિ. માનસિંગ! તારા એ કૃત્યને બાદ કરતાં બાકીના બીજા તમામ અપરાધોને મેં ક્ષમ્ય માન્યા હોત."

એ વ્યાપારીએ કરૂણ સ્વરે ઉચ્ચારેલા એ શબ્દો માનસિંગના અંતઃકરણમાં શૂળોની પેઠે ઘોંચાયા. બિચારો ગીરધરલાલ એકાદા ન્હાના બાળકની પેઠે રડી પડયો.

હિમ્મતે પોતાના દુઃખિત મિત્રને તેના શોકનું રૂદન દ્વારા યથેષ્ટ પ્રદર્શન કરવા દીધું. કેમકે આ પહેલો ઉફાળો ચાલ્યો જશે એટલે તે શાંત થશે તથા આ ખેદપૂર્ણ સંકટ સમયે શો ઉપાય યોજવો તેનો વિચાર કરવાનું તેનામાં સામર્થ્ય પ્રકટશે એમ હિમ્મત જાણતો હતો.

થોડો સમય પસાર થઇ ગયો અને પછી કાંઇ પણ ઉપાય તુરતાતુરત યોજવો જોઇએ, એ વાત ગીરધરલાલનાં નેત્રો સમક્ષ ઊભી રહી. તેણે પોતાનાં અશ્રુ લૂછીને પ્રશ્ન કરવાના હેતુથી હિમ્મત તરફ જોયું.

એ દરમિયાન માનસિંગ પણ જમીન પરથી ઉઠીને ખુરસી પર બેઠો હતો. પરંતુ તેણે પોતાનું મુખ બન્ને હાથ વડે ઢાંકી દીધું હતું.

"મારા વિષયમાં પૂછતા હો તો ચંદ્રનગરમાં હું માનસિંગની વિરૂદ્ધ કશું પણ કરી શકું તેમ નથી. તેણે કરેલા ભયંકર અપરાધની યોગ્ય શિક્ષા સૂર્યપુરના ન્યાયાધીશ તેને એક દિવસ કરશે એવી મને આશા છે. હવે તમારા સંબંધમાં પૂછતા હો તો આ

નીચે તમને ફસાવ્યા એ માટે તેને શાસન કરાવીને તમારી ભાણેજની બેઆબરૂ લોકોની જાણમાં લાવવી એ સારૂં, કે જ્યારે ને ત્યારે પરમેશ્વર તેને તેના કુકર્મોનું શાસન કરશે, એવી આશાથી તેને તમારા મકાનમાંથી તિરસ્કારપૂર્વક હાંકી કાઢવો એ સારૂં, તેનો વિચાર તમારે જ કરવો જોઇએ."

"આ વિકલ્પમાંથી શાનો સ્વીકાર કરવો એ ઠરાવવાનું કામ અત્યંત દુષ્કર છે. એક તરફ જોતાં એ બિચારી તરૂણ બાલિકાની આબરૂ દુનિયામાં નામશેષ બની જાય છે, તો બીજી બાજુએ આ પાપી હાલતુરતને માટે ન્યાયના પંજામાંથી છટકી જાય છે!" ગીરધરલાલે કહ્યું.

"હું આ નીચને માટે ભલામણ કરૂં છું એ માટે ઈશ્વર મને ક્ષમા કરો; પણ મને એમ લાગે છે કે તેણે તમારા કુટુંબ ઉપર દુઃખના ડુંગર ઉલટાવવામાં બાકી રાખી નથી. એટલે હવે તેના દ્વારા એ કરતાં વિશેષ ત્રાસ તમને ન થાય એવી ઇચ્છા તમારે કરવી એ ઉચિત છે."

"બરોબર છે-એમ કર્યા સિવાય ગત્યંતર જ નથી." ગીરધરલાલે કહ્યું. પછી તે માનસિંગ તરફ ફરીને બોલ્યો: "હજી પણ તારા અંતઃકરણમાં સદ્વિવેકને માટે થોડીક જગ્યા હોય—જેના ઉપર તેં અંગારવૃષ્ટિ કરી છે તેનો પૂર્ણનાશ કરવાનો તારો ઇરાદો ન હોય—અને તને તારા પ્રાણની કંઈ પણ કીમત જણાતી હોય તો તું અત્યારે ને અત્યારે જ આ મકાનમાંથી ચાલતો થઇ જા. તું અને તારો સોબતી બન્ને જણા ચાલ્યા જાઓ. લગ્નસમારંભને માટે આવેલા ગૃહસ્થોને કાંઈ પણ કૃત્રિમ કારણ જણાવવું પડશે. જા, પાપી! મારા મકાનમાંથી દૂર થા! જેણે અત્યાર સુધી

તને મમતાથી પોતાનો મિત્ર માનીને રાખ્યો તેના ઉપકારનો બદલો તેં આની દુષ્ટ રીતે આપ્યો એ માટે તને તારા હૃદયમાં પશ્ચાત્તાપ થવા દે !"

ગીરધરલાલે નોકરને હાક મારીને કહ્યું: "જા, ગુમાનસિંગને કહે કે જરૂરી કામસર તમને નીચે બોલાવે છે."

ગુમાન તુરત નીચે આવ્યો. માનસિંગે તેને ટુંકામાં જ બધી હકીકત જણાવી. તેઓ બન્ને ચાલ્યા જવાની તૈયારી કરતા હતા ત્યાં ગીરધરલાલે કહ્યું: "તમે તમારો સામાન મારા જ પૈસા વડે વેચાતો લીધો છે, તો પણ એ મારા મકાનમાં રાખવાની મારી ઇચ્છા નથી. ટપાલ રસ્તે કિંવા મજુર સાથે તમારી પેટીઓ હું ક્યાં મોકલી આપું તે મને જણાવજો. મને પૂર્ણ આશા છે કે હવે તમે ચંદ્રનગરમાં નહિ રહો. જાઓ, ચાલતા થાઓ, તમારાં પાપી પગલાંથી હવે મારા મકાનને વિશેષ કલંકિત ન બનાવો."

એ વ્યાપારી તરફ કિંવા હિમ્મત તરફ જોવાની માનસિંગની છાતી ચાલતી ન હતી. તેણે પોતાની દૃષ્ટિ એક સરખી રીતે જમીન તરફ જ રાખી હતી. તેણે તત્કાળ પોતાના સોબતી સાથે ચિંતા અને શોકપૂર્ણ વદને એ મકાનનો ત્યાગ કર્યો.



# પ્રકરણ ૩૬ મું.

## મામો અને ભાણેજ.

માનસિંગ અને ગુમાન તો તેમનું પોગળ પ્રકટ થવાથી ચાલ્યા ગયા. પરંતુ આ બનાવથી ગીરધરલાલને શિરે આવેલી જવાબદારીનો વિકટ ભાગ હજુ બાકી જ હતો.

લગ્નસમારંભની સર્વ તૈયારી થઇ ચૂકી હતી; એટલે હવે શા માટે વિલંબ કરવામાં આવે છે તેનું કારણ નહિ સમજાવાથી સર્વ આમંત્રિત ગૃહસ્થો આદિને આશ્ચર્ય થતું હતું. સુનંદાના મનને ચિંતા થવા લાગી અને પદ્માવતીબાઇએ પણ પોતાને થતું આશ્ચર્ય સ્પષ્ટપણે વ્યક્ત કર્યું.

પરંતુ પોતાના મ્હેમાનોને કાંઇ પણ ગોગ્ય લાગે તેવું કારણ દર્શાવીને તેમના મનનું સમાધાન કરવાની જરૂર છે એમ ગીરધરલાલને થયું. એ કાર્ય પૂર્ણ થવા બાદ પોતાની ભાણેજને તેના પ્રિયકરનું દુષ્ટપણું તથા તેણે તેનું—સુનંદાનું શીયળ ભ્રષ્ટ કર્યાની પોતાને માહિતી મળી ચૂકી છે, એ જણાવવાનું પોતાનું કર્ત્તવ્ય છે એમ શેઠને લાગ્યું.

પ્રથમ તેણે પોતાની પત્નીને સર્વ હકીકત જણાવીને કહ્યું: “હવે તું સુનંદાને જણાવ કે અપેક્ષિત પ્રિયકર સાથે વિવાહબદ્ધ થવાની તેની તમામ આશા નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ચૂકી છે.”

પછી તેણે દિવાનખાનામાં જઇને પોતાના ઇષ્ટમિત્રોને જણાવ્યું: “લક્ષ્મીદાસના સંબંધમાં અમુક ભાંજગડ ઉપસ્થિત

થવાથી લગ્નનો વિચાર માંડી વાળવાની ફરજ પડી છે અને તે પોતાના સોબતી સાથે અત્યારે ને અત્યારે જ ચાલ્યા ગયા છે. મારી ભાણેજનું નસીબ સારૂં, નહિ તો થોડીક વિશેષ ઢીલ થઇ હોત તો તેનો સર્વસ્વી નાશ થયો હોત !"

અલબત્ત આ કથન શ્રવણ કરતાં સર્વને ખેદ થયો તદપિ ગીરધરલાલે તેમને આગ્રહ કરીને રોકયા અને તેમને માટે તૈયાર કરવામાં આવેલ ચહા, ઉપહારાદિથી તેમને તૃપ્ત કર્યા; અને લગ્ન-મંડપને શોભા આપવાના તેમના સદ્હેતુ માટે તેમનો આભાર માન્યો. નિરાશાનું ચિહ્ન ન દેખાઇ આવે તે માટે પ્હરોણાઓ કેટલોક સમય રોકાયા અને પછી લક્ષ્મીદાસના સંબંધમાં એવો શો અદ્વિતીય પ્રકાર બન્યો હશે, એ બાબત આશ્ચર્ય દર્શાવતા તથા છેક છેલ્લી ઘડીએ બનેલી આવી વિચિત્ર ઘટનાથી ખેદ પામતા તેઓ ચાલ્યા ગયા.

હિમ્મત સિવાય બીજા બધા પરોણાઓ ચાલ્યા ગયા બાદ ગીરધરલાલ પોતાની ભાણેજના ખંડમાં ગયો. ત્યાં સુનંદા રડતી બેઠેલી તેની દૃષ્ટિએ પડી. તેની મામી તેનું સાંત્વન કરતી નજીકમાં જ બેઠી હતી. પરંતુ તેના પ્રયત્નને સફળતા મળી ન હતી. સુનંદા હાથ ઉપર મસ્તક ટેકાવીને બેઠી હતી. તેની આખી દેહલતા દુ:ખ અને શોકથી ધ્રૂજતી હતી.

આવી તરૂણ, સુંદર અને દુર્દૈવી બાલિકાનું અંતઃકરણ વિશેષ વિદારણ કરવાનો પ્રસંગ પોતાના ઉપર આવ્યો છે એ વિચારથી બિચારા ગીરધરલાલને પણ ઘણું માઠું લાગ્યું, પરંતુ તેના આપ્તજન અને પાલક તરીકે પોતાને પ્રાપ્ત થયેલું કર્ત્તવ્ય બજાવવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

"સુનંદા !" તે નજીક જઇને બોલ્યો: "એક અત્યંત દુઃખની વાર્તા મારે તને કહેવાની છે. આપણામાંના દરેકના જીવનમાં આવો કસોટીનો સમય એક વખત તો આવે જ છે. આ પૂર્વે આજના જેટલો દારૂણ તાપ કદી પણ મારે સહન કરવો પડયો નથી."

."મામા ! તમને બધું માલૂમ છે–તમામ તમે જાણી ચૂકયા છો ?" એ બાલિકા રડતી રડતી બોલી: "એની ગુપ્ત વાર્તા પણ તમારી પાસે પ્રકટ થઇ ગઇ છે ?"

"શું ? તારા બોલવા પરથી જણાય છે કે એનું ખરૂં નામ તું જાણતી હતી ! એવા દુષ્ટને તેં મારા મકાનમાં રહેવા દીધો અને મને તે જણાવ્યું પણ નહિ ? પણ આ બધું સત્ય છે ?"

"મામા ! મામા ! મને ઠાર કરો–પદપ્રહાર વડે મને જમીનદોસ્ત બનાવી દો !" એ દુર્ભાગી બાલિકાએ પોતાના મામાના ચરણમાં પડીને રડુંદત રડુંદત કહ્યું: "હું હવે તમારી મમતાને યોગ્ય નથી; તમારા પ્રેમનો મેં દુરુપયોગ કર્યો છે–તમારા નામને કલંક ચોંટાડયું છે. હું પોતે પણ કલંકિની બની છું—મેં મારી આબરૂ ગુમાવી છે ! પરંતુ એ મનુષ્યે મારી આસપાસ એક પ્રકારની મોહજાળ પ્રસારી હતી; મારો પોતાનો મારી ઈંદ્રિયો ઉપર કાબૂ ન હતો; અને પોતાનો હેતુ સિદ્ધ કરવાને તેણે બળજોર વાપરવામાં પણ કમીના રાખી ન હતી ! મામા ! તમે જોઇએ તો મને ઊંડી ગર્ત્તામાં ફેંકી દો પણ મને દોષ ન દેશો."

"સુનંદા !" તેને ધીમેથી પરંતુ નિશ્ચયપૂર્વક પોતાની પાસેથી દૂર કરતો ગીરધરલાલ બોલ્યો: "તું આવું કરીશ એમ મને કદી પણ લાગ્યું ન હતું ! તને તમામ માલૂમ હતું—તારા મામાના

મકાનમાં એક ભયંકર લૂટારો વાસ કરી રહ્યો છે, તે તારા મામાનું દ્રવ્ય લૂટી રહ્યો છે, તેના કરજનો બોજો તારા મામા ઉપર વધતો જાય છે, એ સર્વ બાબતની તને માહિતી હતી; તેમ છતાં તું સ્તબ્ધ જ રહી! મેં પ્રેમપૂર્વક તને પાળીપોષી, તારા કલ્યાણનું જ ચિંતવન કર્યું, એનો તેં મને આવો બદલો આપ્યો? હે પ્રભુ! આવી કલ્પના માનવીઅંતઃકરણને તો અસહ્ય જ છે!"

"મામા! મામા! તમને લાગે છે એટલી હું દોષપાત્ર નથી. આ માણસે તમારી સંપત્તિને મોટું નુકસાન પહોંચાડયું હશે એવું મારા જાણવામાં ન હતું. મને લાગતું હતું કે એણે કદાચ બસો પાંચસોનું નુકસાન કર્યું હશે; પણ એ નુકસાન હું મારી મીલકતમાંથી ભરી શકીશ. મામા! કેટલાક સમયથી આ ત્રૈલોકના ઉત્પાદક, પાલક અને સંહારક પરમાત્માનું મને વિસ્મરણ થયું હતું, તેમનું સ્મરણ કરીને તેમના સોગન ખાઇને હું કહું છું કે મેં જાણી જોઇને ઈરાદાપૂર્વક તમને કદી પણ નુકસાન થવા દીધું હોત નહિ. તમે મારા વચન ઉપર—મારા સોગન ઉપર વિશ્વાસ રાખો!"

"સુનંદા! આ બધી વાગ્જાળ છે! જેણે તને પોતાની પુત્રી કરતાં પણ અધિક રાખી, તેના કરતાં એ નીચ મનુષ્યના હિતાહિતનો તને વિશેષ વિચાર આવ્યો! જા, હવે તને યોગ્ય લાગે ત્યાં ચાલી જા—એ નરાધમની પાસે જવું હોય તો પણ મારી રજા છે. પરંતુ હવે તને મારા મકાનમાં આશ્રય આપવો એ ઉચિત નથી—આજથી હું તારો ત્યાગ કરૂં છું."

"મામા! આટલા નિષ્ઠુર ન થાઓ—એ ભયંકર શબ્દો પાછા ખેંચી લ્યો!" સુનંદા નિરાશાપૂર્વક કહેવા લાગી: "માનસિંગ મારા પતિના ઠેકાણે હતો એ તમે લક્ષમાં આણો—અમારા અનિષ્ટ સંબં-

ધનું પરિણામ આવતાં તે મારા બાળકનો જનક થાય તેમ છે—અને એક સ્ત્રી જો પોતાના પતિના વિષયમાં એટલી ભક્તિ દર્શાવે તો એ તેનો દોષ ન ગણી શકાય."

એ પ્રમાણે કહીને એ દુઃખી બાલિકાએ પોતાના મામાનો એક હાથ પકડ્યો અને બીજા હાથ વડે પોતાના મુખને આચ્છાદિત કરી દીધું.

ગીરધરલાલે પોતાનો હસ્ત ખેંચી લેવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ! સુનંદાએ એ હસ્તને પોતાનાં ઉષ્ણ અશ્રુબિન્દુથી ભીંજવી નાખ્યો; અને એવા કરૂણ તથા હૃદયદ્રાવક સ્વરે વારંવાર મામાની ક્ષમા માગી કે ગીરધરલાલને ક્ષણમાત્ર આવેલો ક્રોધનો આવેશ નહિવત્ બની ગયો, અને એ હતભાગી બાલિકાની માગણીનો અસ્વીકાર કરવાનું તેને અશક્ય જ જણાયું !

સુનંદા આ પ્રમાણે હાથે પગે પડીને ગીરધરલાલ પાસે કરૂણાની યાચના કરતી હતી—તેને પોતાની ભયાનક સ્થિતિ પૂર્ણપણે ધ્યાનમાં આવી ચૂકી હતી—એ વખતે નાટકશાળામાં બનેલા પ્રસંગનું તેને સ્મરણ થયું.

અરેરે ! એ વખતે શું તેને એવી કલ્પના પણ હશે કે પોતાને પણ એ નાટકની નાયિકાની માફક પોતાના પાલકના ચરણમાં મસ્તક મૂકવું પડશે અને ક્ષમાની યાચના કરવા છતાં પાલક તરફથી પોતાનો તિરસ્કાર થશે !

એ દુઃખના-નિરાશાના સમયે એક વાતને સુનંદાની વિચારસૃષ્ટિમાં સ્પષ્ટ કરી હતી. અંતઃકરણ ગમે તેવું અભિમાની અને ઉચ્ચ હોય તો પણ બેઆબરૂને લીધે તે નીચ અને હીન બની જાય છે. તેમજ સમાજે સ્ત્રીવર્ગ માટે નીતિ અને શીયળનો જે

કઠણ માર્ગે નિર્ણિત કરી રાખ્યો છે, એ માર્ગથી ભ્રષ્ટ થતાં આત્મ-સંયમન અને સ્વાભિમાનની ભાષા બંધ પડી જાય છે. એ પરિસ્થિતિ તે સમજી શકી હતી. તેના હૃદયમાં એક તિક્ષ્ણ ખંજર ભોંચવામાં આવ્યું હોત તો એનાથી તેને જેટલું દુઃખ થાત એ કરતાં સહસ્રગણું અધિક દારૂણ કષ્ટ પોતાની હીન સ્થિતિ માટે પોતાના બાલકને કેવું લાગતું હશે તેના વિચારથી થતું હતું.

પદ્માવતીબાઈ એક સ્ત્રી હતી. સ્ત્રીનું હૃદય પુરુષ કરતાં વિશેષ કોમળ હોય એ સ્વાભાવિક છે. તેને સુનંદાની દયા આવી હતી. એટલે તેણે પણ પોતાના પતિના અંતઃકરણમાં દયા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો. સુનંદાની દયા ઉપજાવનારી અવસ્થા અને પોતાની પ્રિયતમાના આગ્રહથી ગીરધરલાલનું મન ધીમે ધીમે નરમ પડતું ગયું.

મામાને નરમ પડેલા જોઇને સુનંદા બોલીઃ “ જેણે તમને દ્રવ્યના સંબંધમાં નુકસાન કર્યું છે તેને મેં અંદરખાનેથી સહાય કરી છે એવું જો તમને લાગતું હોય તો મારા પિતા વસીયતનામું કરીને જે સંપત્તિની માલિક મને બનાવતા ગયા છે તે તમામ તમે લઈ લ્યો—પાઇએ પાઈ વસૂલ કરી લ્યો. તમે મારા ઉપર જે જે ઉપકારો કર્યા છે તેના બદલામાં મારા પ્રેમના ચિહ્ન તરીકે તેનો સ્વીકાર કરો. મારા સાનિધ્યથી તમારા મકાનને બટ્ટો ચોટે છે એમ તમને લાગતું હોય તો આ મકાનનો ત્યાગ કરીને હું ચાલી જઇશ—પુનઃ કદી પણ અહીં પગ નહિ મૂકું. હું એકાદા દૂર સ્થળે જઇને રહીશ. ત્યાં મારી દુઃખમય સ્થિતિના સ્મરણ સિવાય બીજું કશું પણ મારી સાથે આવશે નહિ. એટલાથી પણ તમે મને ક્ષમા ન કરી શકો તો બીજો કેવા પ્રકારનો વિશેષ આત્મત્યાગ કરવાનું શક્ય છે એ

મને જણાવો, એટલે એમ કરવાને પણ હું તત્પર છું. કહો, મારે શું કરવું તે જણાવો—માત્ર આપના અંતરના શાપથી મને ભસ્મીભૂત ન કરો!"

પોતાની ભાણેજનું હૃદયદ્રાવક ભાષણ તેનાથી સાંભળી શકાયું નહિ. તેનું અંતઃકરણ બિલકુલ પીગળી ગયું. પોતાના અંગમાં રહેલું સ્વભાવતઃ દયાળુપણું દ્રવવા લાગ્યું, અને તે બોલ્યો: "બ્હેન! મને ક્ષમા કર. મેં તારા પ્રત્યે નિષ્ઠુરતા દર્શાવવામાં ભૂલ કરી છે. પણ આવા પ્રસંગે મનુષ્યને પોતે શું કરે છે તેનું ભાન રહેતું નથી. સુનંદા! ક્ષમા કર. તારા દુર્દૈવનો બોજો વિશેષ વજનદાર બનાવવાને બદલે તારૂં સાંત્વન કરવું એ જ મારૂં કર્ત્તવ્ય છે, એમ હવે મને લાગે છે."

"મામા! મામા!" પોતાના પાલકના સાંત્વનકારક ઉદ્ગાર શ્રવણ કરીને એ દુઃખી બાલિકા અશ્રુપૂર્ણ વદને બોલી: "તમે મારા અંતઃકરણનો ભાર હલકો કર્યો છે. પરંતુ આ સાંત્વનનો કશો પણ ઉપયોગ થનાર નથી. મારા તારૂણ્યવૃક્ષ ઉપર એક વિજળી પડેલી છે અને તે મને હવે આ પૃથ્વીતલ ઉપર વધુ વખત રહેવા દે એમ લાગતું નથી. આજે મારા મનને બેઠેલા ધક્કાથી જો હું ગાંડી નહિ બની જાઉં તો થોડા દિવસમાં જ મૃત્યુમુખમાં પડીશ."

"સુનંદા! એમ ન બોલ." ગીરધરલાલે ગળગળા સ્વરે કહ્યું: "તારા તારૂણ્યને લીધે તને આ આઘાતનું વિસ્મરણ થશે. કોને ખબર છે કે હજી પણ તારા નસીબમાં પુષ્કળ સુખ માંડેલું હશે!"

"હું તમારી એ આશાને ભગ્ન કરીશ નહિ." સુનંદા એક મધુર હાસ્ય કરીને બોલી. પરંતુ તે હાસ્ય મધુર હોવા છતાં એટલું

દુઃખપૂર્ણ અને મૃદુ હતું કે તે એકાદી મરણાસન્ન વ્યક્તિના અંતિમ હાસ્યના જેવું લાગતું હતું. તેણે કહ્યું: "પરંતુ હવે હું શાંત થઇ છું. એટલે કૃપા કરીને આ બધી હકીકત તમારા જાણવામાં કેવી રીતે આવી એ મને જણાવો. હિમ્મતલાલ હમણાં જ અહીં આવ્યાનું મારા જાણવામાં આવ્યું છે. તેમણે તો આ દુઃખદાયક વાર્તા તમને નથી જણાવી ને?"

"હા, તેમની પાસેથી જ મારા જાણવામાં આવ્યું કે મારે ત્યાં મહેમાન તરીકે રહેલા બે જણા માનસિંગ અને ગુમાન છે; અને—"

હિમ્મતે, પોતાના બાપનું લીલાપુરના રસ્તામાં આવેલા મકાનમાં માનસિંગે ખૂન કર્યાની તેમજ પોતાને શામળગઢ પાસે ટપાલગાડીમાં લૂટ્યાની હકીકત જણાવી હતી, તે ગીરધરલાલ સુનંદાને જણાવવા જતો હતો; પરંતુ તેના મનને વિચાર આવ્યો કે માનસિંગે આ ભયંકર હકીકત સુનંદાને જણાવી નહિ હોય. એટલે તે હકીકત જણાવીને પોતાની ભાણેજના મનને વિશેષ દગ્ધ બનાવવાની અનિચ્છાથી તે સ્તબ્ધ રહ્યો.

અદ્યાપિ હિમ્મતલાલ અહીં જ છે કે!" સુનંદાએ કંપિત સ્વરે પ્રશ્ન કર્યો.

"હા." ગીરધરલાલે ઉત્તર આપ્યો.

"મારા શીયળભંગને લગતી હકીકત તેમના જાણવામાં આવી છે?" એ આરક્તમુખ બાલિકાએ મસ્તક નીચું રાખીને પોતાના મુખને રૂમાલ વડે ઢાંકી દેતાં પૂછ્યું.

"તારી સાથે અસત્ય ભાષણ કરીને તને દિલાસો આપવાનું સાહસ હું કરી શકતો નથી. તેને બધી હકીકતની માહિતી છે.

પરંતુ તારા ઉપર આવેલાં સંકટથી એને અત્યંત દુઃખ થાય છે."

"અને એ! એનું શું થયું?" સુનંદાએ માનસિંગ વિષે પ્રશ્ન કર્યો. તે તેને અત્યંત પ્રિય હતો છતાં પણ તેના નામનો ઉચ્ચાર કરવાની તે હિમ્મત કરી શકી નહિ.

"એ પોતાના સોબતી સાથે અહીંથી ચાલ્યો ગયો છે. કયાં ગયો છે એની મને માહિતી નથી. પરંતુ તેને પુનઃ ભેટવાની આશા હવે તું ન કરીશ–તેને તારા હૃદયમાંથી પૂર્ણપણે કાઢી નાખ!" ગીરધરલાલ બોલ્યો.

સુનંદાએ એનો કશો પણ જવાબ આપ્યો નહિ. તેણે પોતાની દૃષ્ટિ જમીન તરફ ફેરવી. તે વિચારમગ્ન હોય એવું દેખાતું હતું. ગીરધરલાલે પોતાની પત્નીને તેને આશ્વાસન આપવાનું કહ્યું અને તે જ્યાં હિમ્મત બેઠો હતો ત્યાં ગયો.

"તમે સુનંદાને મળ્યા? તે પ્રારબ્ધયોગે આવી પડેલા સંકટને શાંતપણે સહન કરે છે કે બિચારી આ ભયાનક દુઃખથી હતાશ બની ગઈ છે?" હિમ્મતે ગીરધરલાલને પ્રશ્ન કર્યો. તેના અવાજ પરથી સમજી શકાતું હતું કે એક પ્રેમાળ ભાઇને પોતાની દુઃખિની બ્હેન માટે જેટલી લાગણી થાય એટલી લાગણી તેને થતી હતી.

"તમારા પ્રશ્નનો શો ઉત્તર આપવો એ હું સમજી શકતો નથી પણ મને એવો ભય રહે છે કે આજના બનાવનો આઘાત તેના હૃદય ઉપર જીવનપર્યંત રહેશે." ગીરધરલાલે ઉત્તર આપ્યો.

"અરેરે! ગરીબ બિચારી સુનંદા! તેનો એ દુષ્ટના ઉપર ખરેખર નિઃસીમ પ્રેમ હોવો જોઇએ: અસ્તુ. અહીં હું થોડા દિવસ જ રહેનાર છું. કેમકે મારે પાછું તુરત જ સૂર્યપુર જવાનું છે. હા, પરંતુ અહીંથી જતાં પહેલાં એક વાત તમને કહેવાની રહી ગઈ

છે. સૂર્યપુરમાં હું તમારા આડતીયા કરસનદાસ શેઠને મળ્યો હતો."

"ખરો લક્ષ્મીદાસ પણ ત્યાં તમને મળ્યો જ હશે?" ગીરધરલાલે પૂછ્યું.

"એ ગુહ્ય હજી જેમનું તેમ જ રહ્યું છે. છ સાત અઠવાડિયાં પહેલાં ખરો લક્ષ્મીદાસ ચંદ્રનગર આવવાને માટે નિકળ્યો હતો એ વાત ખરી છે. માનસિંગ પોતે સૂર્યપુર ગયો હતો અને કરસનદાસ શેઠને પણ મળ્યો હતો. લક્ષ્મીદાસના સંબંધમાં તેણે બનાવટી હકીકત જણાવી હતી, અને એટલું જ માત્ર નહિ પરંતુ સદાને બ્હાને એક મોટી રકમ પણ તેણે તેમની પાસેથી પડાવી હતી. માનસિંગને લક્ષ્મીદાસના સંબંધમાં કશી માહિતી છે કે કેમ એવો પ્રશ્ન કરવાનો મારો વિચાર હતો: પરંતુ ક્રોધાવેશને લીધે એ વાતનું મને સ્મરણ ન રહ્યું; અસ્તુ. કાળના પરિવર્ત્તનમાં એ ગુહ્ય પણ પ્રકટ થયા સિવાય તો રહેનાર નથી જ."

"પણ એટલું તો ખરૂં કે માનસિંગે લક્ષ્મીદાસને કોઈ પણ સ્થળે બંધીવાન કર્યો નથી કિંવા તેને ઠાર કર્યો નથી. કેમકે લક્ષ્મીદાસે માનસિંગની પાછળ સૂર્યપુર છોડયું હતું અને એથી માનસિંગને એ કૃત્ય કરવાની સગવડ જ મળેલી નથી. કેમકે થોડા દિવસ પહેલાં માનસિંગ સૂર્યપુર ગયો તે બાદ કરતાં તેણે એક કે બે કલાક કરતાં વધારે સમય મારા મકાનની બહાર ગાળ્યો નથી." માનસિંગે કલ્પના કરી હતી એ જ પ્રમાણે ગીરધરલાલે લક્ષ્મીદાસના સંબંધમાં માનસિંગની નિર્દોષિતાને ટેકો આપ્યો.

"એ બાબતમાં અત્યારે તર્કવિતર્ક કરવામાં અર્થ નથી." હિમ્મતે કહ્યું: "એ પણ કાળના પરિવર્ત્તનને લીધે પ્રકટ થનાર ગુહ્ય માંહેનું એક ગુહ્ય જ છે!"

## પ્રકરણ ૩૭ મું.

### ચોરગલીમાં.



ભ્રમતના વાગ્બાણુથી અને આરે આવેલા વહાણમાં છિદ્ર પડવાથી થયેલા આઘાતને લીધે માનસિંગને પોતાનું મસ્તક ઉંચું કરવામાં તથા પોતાની મનોવૃત્તિને પૂર્વવત્ સ્થિતિ પર લાવવામાં ઘણો અવકાશ લાગ્યો.

માનસિંગની ઓળખાણ થઇ તે દિવસથી આજ સુધીમાં તેને આટલો નિરુત્સાહી બનેલો ગુમાને કદી પણ જોયો ન હતો; અને આટઆટલા પ્રયાસ તથા ચતુરાઇપૂર્વક ઊભા કરેલા મિનારાને ધૂળમાં મળી જતો જોઇને તે આજના જેટલો ગલિતધૈર્ય બની ગયેલો કદી પણ દેખાયો ન હતો. એક મોટી સંપત્તિ લગભગ માનસિંગના હાથમાં જ આવી હતી, અને એ સ્વાધીન કરવાને માટે તેણે હાથ લંબાવ્યો કે તે જ સમયે એ મોહજન્ય વસ્તુ અદૃશ્ય બની ગઇ હતી!

પરંતુ સંકટને લીધે પોતાના ધૈર્યને લાંબો વખત સુધી સત્ત્વહીન રહેવા દે, એવા સ્વભાવનો માનસિંગ ન હતો. હજી પણ જો સુનંદાની સાથે લગ્ન થઇ શકે તો તેની સંપત્તિને કબજે કરી શકાય તેમ છે એ તે જાણતો હતો; અને એ હેતુ સિદ્ધ કરવાને આકાશ પાતાળને એક કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. સુનંદાના દૃઢ પ્રેમ ઉપર તથા પોતે તેના સૌંદર્યનો ક્યારનોયે ઉપભોગ કરેલો છે એ

વાત ઉપર વિશ્વાસ રાખીને તેણે ધીમે ધીમે પોતાના મનમાં આશાને અવકાશ આપ્યો. હજી પણ એ વાત દિન હાથથી ગઇ નથી એવી કલ્પના તેના મગજમાં દાખલ થઇ. એથી તેનું મન આનંદિત બન્યું. તેણે ગુમાનની પીઠ પર એક ધુબ્બો મારીને એ આનંદને વ્યક્ત કરતાં કહ્યું: " પ્રિય મિત્ર! ધીરજ ધર. આપણે આપણા સ્વર્ગભુવનમાંથી હદપાર થયા છીએ, પરંતુ મારા ઉપર વિશ્વાસ રાખ. હજી પણ આપણે યશસ્વી બની શકીશું."

" અરેરે ! મારા ગરીબ બિચારા કાળજાનું શું થશે ?" માનસિંગના ધબ્બાથી ચમકી ગયેલો ગુમાન રડતી સુરતે બોલ્યો: " જ્યારે જ્યારે આપણી યોજના ફસકી જાય છે ત્યારે ત્યારે આપણે પુનઃ ઉર્જિતાવસ્થામાં કેવી રીતે આવી શકીશું એ તને માહિત હોવાનું તું જણાવે છે; પણ ગમે તે હો, આ વખતે તો હું બિલકુલ નિરાશ બની ગયો છું."

" ગુમાન ! તને ગૂઢ તત્ત્વશાસ્ત્રનું જ્ઞાન નથી અને તેનો ઉપયોગ કેવી રીતે કરી લેવો તેનું ભાન નથી." માનસિંગે કહ્યું: ' અરે ગાંડા ! સંકટની આપણને શી પરવા છે ? આપણે થોડા જ દારિદ્રયની ત્રાસદાયક શૃંખલાની બીક રાખીએ તેવા છીએ ! આપણો આત્મા સ્વતંત્ર હોય એટલે થયું."

" તું અત્યંત ઠંડો માણસ છે." ગુમાને કહ્યું: " પણ આ ચંદ્રનગરના એક રાજમહેલ જેવા મકાનમાંથી આપણને હદપાર કરવામાં આવ્યા એમાં મને તો આનંદને બદલે દિલગીર થવા જેવું જ જણાય છે."

" તું સદૈવ પ્રત્યેક બાબત એવી અનિષ્ટ દૃષ્ટિથી જ જૂએ છે." માનસિંગે ઉદ્ગાર કાઢ્યો: " મારી પાસેથી ધડો લે ! આવા

ક્ષુલ્લક સંકટની હું બિલકુલ દરકાર કરતો નથી. આવા માનસિક આઘાત સામે હું એક ક્ષણભર જ મસ્તક નમાવું છું. અર્થાત્ મારૂં અસ્તિત્વ માનસિક જ છે. વારૂ, પણ મને તપખીરની એક ચપટી લેવા દે."

"શું તારા મનને માટે તપખીર જોઇએ છે?" ડાબડીનો અવાજ સાંભળીને ગભરાયેલો ગુમાન બોલ્યો.

"મનને માટે નહિ પણ નાકને માટે, મૂર્ખા!" માનસિંગે જવાબ આપ્યો.

"માનસિક સુખો નાકદ્વારા પ્રવેશ કરતાં હશે કે શું?"

"ગુમાન! તારો આ પ્રશ્ન કપટપૂર્ણ અને સભ્યતાના નિયમને ઉલ્લંઘનારો છે. હાલ તુરતને માટે બીજો ત્રીજો વિચાર નહિ કરતાં કોઈ સુરક્ષિત સ્થળે રહેવાની આપણે ગોઠવણ કરવી જોઇએ. હજી મારે સુનંદાને પુનઃ હસ્તગત કરવાની યુક્તિ યોજવાની છે."

"પણ તેને માટે પહેલાં પૈસા જોઇશે તેનું શું?"

"મારા ખીસ્સાનાં બસો રૂપીઆની નોટો છે. પ્રસંગ પડતાં ઉપયોગી થઇ પડે એવી વસ્તુ હું ખીસ્સામાં રાખ્યા સિવાય રહું ખરો કે? એટલો બધો હું મૂર્ખ નથી!"

"અને તેં જે બંગલો ભાડે રાખેલો છે તેનું શું?"

"એ બંગલાને જેમનો તેમ રહેવા દેવો." માનસિંગે કહ્યું: "આપણે ચંદ્રનગરમાં રહ્યા છીએ એ ગીરધરલાલને જણાવા દેવું કામનું નથી. વળી ભાડાચીઠી તેના નામની હોવાથી જો આપણે એ બંગલા માંહેની માલમત્તાનો ઉપભોગ કરીએ તો આપણા ઉપર દયા કરવા માટે જરૂર તેને પશ્ચાત્તાપ થયા સિવાય રહેશે નહિ. તેનું પરિણામ શું આવે? મને તો લાગે છે કે આપણી પાછળ પોલિ-

સને છોડવાની નીચ કલ્પના તેના મગજમાં પ્રવેશ કરવાની જ."

એ પ્રમાણે વાર્ત્તાલાપ કરતાં એ બન્ને બદમાશો ગીરધરલાલ શેઠના મકાનથી ઘણે દૂર પહોંચી ગયા હતા; અત્યારે તેઓ ચંદનગરના પશ્ચિમ ભાગમાં આવી પહોંચ્યા હતા.

"આપણે કઇ બાજુ તરફ જઇએ છીએ ?" ગુમાને પ્રશ્ન કર્યો.

"ચોર ગલ્લી તરફ !" માનસિંગે જવાબ આપ્યો: "ત્યાં છૂપાઈ રહેવાની જગ્યા ઘણી જ સરસ છે. કેમકે મુસ્કેલીમાં આવી પડેલા શ્રીમંત ગૃહસ્થોને આ ગલ્લીમાં ભાડે મકાનો આપવાનો રીવાજ છે. આપણો દેખાવ અને વસ્ત્રો સભ્યતાયુક્ત હોવાથી, આપણા માટે કશી પણ ચમત્કારિક શંકા આવશે એવી બીતિ રાખવાનું કારણ જ નથી. માટે હવે તારા પગ ઉપાડ. ગુમાન ! એટલું હું તને કહું છું કે ગમે તેમ કરીને તું તારા મુખ ઉપરની શોકની છટા કાઢી નાખ. એ જોઇને મોટું ઉદ્દાત અને આનંદપૂર્ણ અંતઃકરણ પણ થીજી ગયા સિવાય રહે નહિ."

માનસિંગે ત્વરિત ગતિએ ચાલવાની શરૂઆત કરી. ગુમાનને ધીમો ચાલતો જોઇને તેણે તેનો હાથ પકડ્યો અને તેને પોતાની સાથે ઝપાટાથી ચાલવાની ફરજ પાડી.

ચોર ગલ્લી પાસે આવતાં માનસિંગ કિંચિત્ સ્થંભી ગયો. તેણે એ ગલ્લીની અંદર આવેલાં મકાનો તરફ દૃષ્ટિ કરી, અને આ સ્થળ તથા મકાન પોતાને ઉપયોગી થઇ પડશે એમ તેને લાગ્યું.

તે એ ગલ્લીમાં દાખલ થયો. થોડાંક પગલાં ચાલ્યા પછી એક ન્હાના મકાનના ઉપલા માળ પર "ભાડે આપવાનું છે." એવું પાટીયું મારેલું તેની દૃષ્ટિએ પડ્યું. તેણે દરવાજાની સાંકળ

ખડાવી. એક મધ્યમ વયની સ્ત્રીએ બારણું ઉઘાડયું.

"તમારા મકાનમાં અમારે રહેવાને માટે સગવડ થઈ શકે મ છે?" માનસિંગે તે સ્ત્રીને પૂછયું.

"હાજી, અને તેની સાથે અમે આપને હરકત નહિ હોય ા આપના ખાવા પીવાની પણ વ્યવસ્થા કરીશું." તે સ્ત્રીએ કહ્યું.

"તો તો બહુ જ સારૂં. એટલું જ અમારે જોઇએ છે." ાાનસિંગ બોલ્યો: "પણ કયે સ્થળે અમારી રહેવાની સગવડ થશે?"

"ઉપર ચાલો—હું તમને બતાવું." એમ કહીને પેલી સ્ત્રી ાાનસિંગ અને ગુમાનને ઉપલા મેડા ઉપર લઇ ગઇ. ત્યાં એક ુરસી, ટેબલ, બિછાનાં વગેરે તમામ સોઇવાળું મોટું દિવાનખાનું ને તેની પાછલી બાજુએ એક ન્હાની ઓરડી હતી.

"આ જગ્યા અમને પસંદ છે. તેમાં અમારા બેનો સમાવેશ ઇ શકશે. વારૂ, તેનું ભાડું શું છે?" માનસિંગે પૂછયું.

"સાહેબ! અમે મહિને મહિને નહિ પરંતુ દર અઠવાડિયે ાડું લઇએ છીએ અને તે પણ તમારે અગાઉથી આપવું પડશે." સ્ત્રીએ કહ્યું: "આ દિવાનખાનાનું ભાડું દર અઠવાડિયે બે પીઆ પડશે."

"લ્યો, આ બે રૂપીઆ." એમ કહીને માનસિંગે તેના ાથમાં બે રૂપીઆ મૂકયા અને પૂછયું: "વારૂ, ભોજનખર્ચને ાટે શું?"

"એનો હીસાબ ટંકેટંકનો ગણાશે. તમારે જે વખતે જે ોઇતું હોય તેની અગાઉથી વરધી આપવી અને તે સાથે જ બિ-ના પૈસા ચૂકવી આપવા. એટલે યથા સમયે બધું તૈયાર મળશે." ાલી ચાલાક સ્ત્રીએ કહ્યું.

"ઠીક છે. પણ અત્યારે તો મારે એક માણસની જરૂર છે. તેને બોલાવી લાવો. કેમકે જે સ્થળે હું હતો ત્યાંથી મારો સામાન અહીં મંગાવવાનો છે. માત્ર તે મનુષ્ય પૂરતો વિશ્વાસુ હોવો જોઇએ. કારણુ કે આ ઠેકાણે હું રહું છું એ ગુપ્ત રાખવાની જરૂર છે. ખરૂં કહું તો આ શહેરમાં મારે એકથી દોઢ લાખ જેટલું કરજ કરવું પડયું છે; અને મારા ધંધાની બરોબર વ્યવસ્થા થાય ત્યાં સુધી મુનસફ કોર્ટના બેલીફને હાથે પકડાઈ દિવાની જેલમાં નિવાસ કરવાની મારી ઇચ્છા નથી. માટે એટલી વ્યવસ્થા કરો."

"હું જે માણસને લાવું તેના ઉપર તમારે બિનશકે વિશ્વાસ રાખવો," એ સ્ત્રીએ કહ્યું: "અને મારા વિષયમાં પૂછતા હો તો હું મ્હોંમાંથી એક ચુંકારો સરખો પણ કરવાની નહિ. મારૂં ભાડું અને ભોજનખર્ચના બિલના પૈસા મને મારા નિયમ મુજબ મળે એટલે હું કશું સાંભળતી નથી કે કશું જોતી પણ નથી. આ જ મેડા ઉપર પાછલી બાજુના દિવાનખાનામાં એક સજ્જન ગૃહસ્થ રહે છે, તેનો વિચાર પણ પોતાનો પત્તો પ્રકટ કરવાનો નથી. આજ ચાર વર્ષ થયાં તે અહીં રહે છે. તમે તેની સાથે પિછાન કરશો તો કાંઇ હરકત નથી. કેમકે તે ઘણો જ સંભાવિત ગૃહસ્થ છે અને તેના વિચારો પણ ઉચ્ચ છે."

"વારૂ, પણ બાઈ! એક વખત એક માણસને બોલાવી લાવો." માનસિંગે કંટાળીને કહ્યું: કેમકે એ સ્ત્રીનો વાતોડીયો સ્વભાવ તે જાણી ચૂકયો હતો: એટલે જો પોતે સાંભળ્યા કરે તો આખો દિવસ તેની વાત ખૂટવા પામશે નહિ એમ તેને લાગતું હતું.

લગભગ પા કલાકની અંદર જ તે બાઈ એક મનુષ્યને લઇને આવી. તે દરમિયાન માનસિંગે એક ચીઠી લખી રાખી.

"તારે સરાફ ચોકમાં ગીરધરલાલ શેઠના ઘેર જઇને આ ચીઠી આપવાની છે." માનસિંગે પેલા માણસને ઉદ્દેશીને કહ્યું: "એટલે તને એ મારો સામાન સોંપશે. એ સામાન એકાદી લારીમાં નંખાવીને અહીં લાવજે. તારી પોતાની લારી છે? તો તો બહુ જ સારૂં! તારી લારી જ સાથે લેતો જા. જો તને એવો પ્રશ્ન કરવામાં આવે કે તું ક્યાંથી આવ્યો છે, તો તારે જવાબ આપવો કે દક્ષિણ દરવાજા બહાર શામળગઢ તરફ જતા રસ્તા પર જે ધર્મશાળા છે ત્યાંથી હું આવું છું અને જેમણે મને અહીં મોકલ્યો ને તે આજની રાત ધર્મશાળામાં રોકાઇને આવતી કાલે શામળગઢ જનાર છે."

"અને તેમણે જો—" આ પ્રમાણે ગપ ઠોકવાને પરિણામે કદાચ પોતાના ઉપર સંકટ આવી પડે તો શું કરવું, એવા વિચારથી તે માણસ બોલવા લાગ્યો.

પરંતુ તેને આગળ બોલવા નહિ દેતાં માનસિંગે કહ્યું: "જો તું આટલું કામ કરી આવીશ તો હું તને તારી મહેનતના બદલામાં દશ રૂપીઆ આપીશ."

દશ રૂપીઆનું નામ સાંભળતાં એ મનુષ્યનું મુખ પ્રફુલ્લિત બન્યું અને વિશેષ પ્રશ્ન કે ખુલાસો કરવાની દરકાર કર્યા સિવાય તે ત્વરાથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૩૮ મું.

## ચટપટીયાનું પુનર્મિલન.

એ મનુષ્ય બહાર જતો હતો એ વખતે પાછલી બાજુના દિવાનખાનામાં રહેતા ગૃહસ્થે બૂમ પાડીને કહ્યું: "બાઇ! મારે માટે ઉપહાર મોકલાવો—પાશેર પુરી, પાશેર જલેબી અને એક ચહાનો કપ."

"અરે!" પ્રસ્તુત શબ્દ સાંભળતાં જ ગુમાને ઉદ્ગાર કાઢ્યો અને એ ગૃહસ્થનું ભાષણ પૂર્ણ થતાં જ તે દિવાનખાનામાંથી બહાર પડીને પાછલી બાજુના દિવાનખાના તરફ ગયો. દિવાનખાનાનું બારણું ઉઘાડું હતું. તેમાં તેની કલ્પના મુજબ એક આરામખુરસી ઉપર શ્રીમાન્ ચંદ્રકાન્ત ચટપટીયા બિરાજેલા તેની દૃષ્ટિએ પડ્યા.

"કોણ! સરદાર ગુમાનસિંગ! આપ પોતે જ કે?" શરમની લેશ પણ છાંટ સિવાય ચંદ્રકાન્ત બોલ્યો: "તમારી મુલાકાત આવી રીતે થઇ એ પણ એક ચમત્કાર નહિ તો બીજું શું? તમારી મુલાકાત થાય તો કેવો આનંદ આવે, એમ હું ગઇ કાલે જ સ્વતઃ વિચાર કરતો હતો મારે પણ એટલું જ જોઇતું હતું. ફરવાને, ગપાં મારવાને, મદ્યનો મધુર સ્વાદ લેવાને, નાટકો જોવાને અને ચાહ પીતાં પીતાં સીગારેટનો દમ ખેંચવાને એક ઇશ્કબાજ સોબતીની મને જરૂર જ હતી!"

"તે દિવસે તમે પણ મારી ઠીક બજાવી, હાં!" ચટપટીયા સાથે કેવું વર્ત્તન ચલાવવું એ નહિ સમજી શકવાથી ગુમાન બોલ્યો.

"એ વાત જવા દો. એમાં શું? એ તો એક ધંધાનો સવાલ છે." ચટપટીયએ જવાબ આપ્યો: "બાકી તમને ખરૂં કહું તો જે પ્રમાણે હું શ્રીમંત વ્યાપારી નથી તે પ્રમાણે તમે પણ એક સરદાર નથી એવી મારી તે જ વખતે ખાત્રી થઇ ચૂકી હતી. વળી જો હું તમને હાથ નહિ બતાવું તો તમે મને તમારા કૌશલ્યનો અનુભવ કરાવશો એવી પણ મારી ખાત્રી હતી. અર્થાત્ મને પહેલો માર્ગ—તમને મારો હાથ બતાવવાનો પસંદ પડ્યો અને તેમાં યશ પણ મળ્યો. પણ હવે આપણે કૃત્રિમતાનો ત્યાગ કરીને કુદરતી દોસ્ત બનીએ. હું સજ્જન, સરલ, સુશિક્ષિત, ચાર માણસો જેને પૂછીને વાત કરે તેવો, મોટા મોટાની ઓળખાણવાળો, ઉત્તમ પ્રકારની પ્રસંગને અનુસરતી ભાષા વાપરનારો અને દરેક જાતની રમતગમતમાં એક્કો છું, એમ તમને જણાઇ આવ્યા સિવાય રહેશે નહિ."

"ગુમાન! કોણ છે એ?" એ બે જણાને વાત કરતા સાંભળીને માનસિંગે પૂછ્યું.

"મારો એક સ્નેહી, જેના સંબંધમાં થોડા દિવસ પહેલાં જ મેં તને વાત કરી હતી તે." ગુમાને જવાબ આપ્યો.

"તેને આપણા દિવાનખાનામાં અવશ્ય તેડી લાવજે." માનસિંગે કહ્યું. ચટપટીયાએ પણ તેના આમંત્રણનો આદરપૂર્વક સ્વીકાર કર્યો.

તે બન્ને જણા માનસિંગ પાસે આવ્યા. "આમનું નામ ચંદ્રકાન્ત ચટપટીયા, અને આ મારા મિત્રનું નામ માનસિંગ!"

ગુમાનને એક બીજાની પરસ્પર પિછાન કરાવી.

"નામ તરફ લક્ષ આપવાની જરૂર જ નથી." ચટપટીયાએ કહ્યું: "હું જેટલી વાર મારૂં રહેવાનું સ્થળ બદલું છું તેટલી વાર મારૂં નામ બદલવાનો પણ મને શોખ છે. માટે નામ કરતાં પણ વિશેષ ગૂઢ સ્વભાવ-નિરીક્ષણ પરથી હું એકાદા મનુષ્યના સંબંધમાં મારો અભિપ્રાય બાંધું છું મોટી મોટી પદવી વિનાના મનુષ્યો પણ ઉત્તમ હોઈ શકે છે."

"બરોબર! તદ્દન બરોબર બોલ્યા!" માનસિંગે કહ્યું: "તમારા જેવા તત્ત્વવેત્તાનો પરિચય થવાથી મને અત્યંત આનંદ થાય છે. વિશેષતઃ તમે કર્ત્તવ્યપરાયણ ગૃહસ્થ છો અને મારા સ્નેહી ગુમાન કરતાં અધિક અનુભવશીળ છો એ વિશેષ સંતોષની વાત છે."

"જે અગાઉ એક વખત બની ગયું તે આપણે વિસરી જવું જોઇએ." ચટપટીયો બોલ્યો: "આજથી આપણી મૈત્રીની શરૂઆત થવા દો. એટલે મારી ઓળખાણનો ઉપયોગ થઇ શકે તેમ છે એમ તમને જણાઇ આવશે. પુષ્કળ લોકોની સાથે મારે સારો પરિચય છે અને તેમની પાસે મારૂં વજન પણ છે. શ્રીમંત, ઝવેરી, મોટા મોટા દરજી, પ્રખ્યાત પાઘડી બાંધનારા, સુંદર જોડા શિવનારા, ફાટેલાં પગરખાં સાંધનારા, ઈત્યાદિ ઇત્યાદિની સાથે મારે ઓળખાણ છે, સ્નેહ છે અને દોસ્તી પણ છે."

"તમારે સંબંધ તો બિલકુલ યોગ્ય માણસો સાથે છે એમાં શંકા નથી. પણ તમારે જો વ્યાપારીઓની સાથે ઓળખાણ હોય તો મને લાગે છે કે મારૂં એક કામ તમે કરી શકશો."

"સેંકડો વેપારીઓ મારા ઓળખીતા છે," ચટપટીયાએ

ઉત્તર આપ્યો: " અને એકાદા વિશિષ્ટ વ્યાપારી સાથે મારે ઓળખાણ ન હોય તો પણ ગમે તેવું શબ્દચાપલ્ય વાપરીને હું અલ્પ સમયમાં જ તેની પિછાન કરી લઉં છું."

"એમ કે?" તેના કથનના સંબંધમાં વિચાર કરતો હોય એમ દર્શાવતો માનસિંગ બોલ્યો.

"હાજી, મારા હાથે આપનું એકાદું કાર્ય સિદ્ધ થઇ શકે એમ હોય તો ખુશીથી ફરમાવો." એ સંપૂર્ણ કલાનિષ્ણાત ગૃહસ્થે કહ્યું.

"ઠીક છે." પોતે યોજેલી યુક્તિમાં ચટપટીયા ઉપર વિશ્વાસ રાખવો એવો નિશ્ચય કરીને માનસિંગ બોલ્યો: "તમે જો મારૂં કામ બજાવશો તો તમને યોગ્ય પારિતોષિક આપવામાં આવશે. માત્ર એટલું તમે લક્ષમાં રાખજો કે હું તમને પૂર્ણપણે ઓળખી ગયો છું. એટલે તમારી કળા મારી પાસે ચાલવાની નથી."

"મારી પણ એવી જ ઇચ્છા છે." ચંદ્રકાન્તે કહ્યું: "ધંધાની બાબતમાં જેની સાથે મારે સંબંધ થાય તે મને પૂર્ણપણે પિછાની લે એ વાતને હું પસંદ કરૂં છું. પછી તે રાજા હોય, સરદાર હોય. નવાબ હોય કે એક ભિખારી હોય!"

"ઠીક છે, આવતી કાલે વાત. આવતી કાલે સ્હાંજે ૭ વાગે જમવાનું તમે મારી સાથે જ રાખજો. એટલે તે વખતે હું તમને જે સૂચના કરવાની હશે તે કરીશ." માનસિંગે કહ્યું.

"કબૂલ!" એમ કહીને ચટપટીયો ત્યાંથી પોતાના દિવાનખાનામાં ચાલ્યો ગયો.

તે દિવસે રાત્રીએ ભોજન કરીને માનસિંગ અને ગુમાન બન્ને સુઇ ગયા. જાણે કશી પણ ચિંતા ન હોય એ પ્રમાણે આરામ

સમયમાં જ બન્ને જણા ઘોરવા લાગ્યા. બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠયા. તે દિવસે સ્હાંજ સુધી તેમને કશું પણ કામ કરવાનું ન હતું. માત્ર બપોરના માનસિંગે એક પત્ર લખીને તૈયાર રાખ્યો. એ પત્રમાં નીચે મુજબ લખ્યું હતું:—

"જો કે મારો અને પ્રિયતમ સુનંદાનો વિયોગ થયો છે, તો પણ અદ્યાપિ મને તેનું વિસ્મરણ થયું નથી. તેની સુંદર મૂર્ત્તિ મારાં નેત્રો સામે સદૈવ ઊભેલી જ છે. મારી પ્રિય સુનંદા પોતાના આપ્તજનોની સત્તાને તાબે થઇને પોતાના પ્રિયકરનો ત્યાગ કરશે તો કાવતરાખોર મનુષ્યના કારસ્થાનને લીધે મારાં સર્વ સુખો નષ્ટ થયાં છે એમ જ હું સમજીશ. સુનંદે! મેં તારી સાથે લેશ પણ કપટાચરણ ચલાવ્યું નથી એ તું જાણે જ છે! હું કોણ છું એ મેં તને કહ્યું જ હતું; અને એ માર્ગ પુષ્પાચ્છાદિત હોય કિંવા કાંટાથી ભરેલો હોય, તો પણ મારા આયુષ્યરૂપી માર્ગ ઉપર મારી સાથે પ્રવાસ કરવાનું તેં મને વચન આપ્યું છે. તો પછી આવા પ્રકારના સંકટમાં પડતાં હું સહાય માટે બીજા કોની અપેક્ષા કરૂં? જો મારી સુનંદા પોતાના વચન અને પ્રતિજ્ઞાનું વિસ્મરણ કરશે અને તદ્વિરોધી વર્ત્તન રાખશે તો મારે માટે માત્ર એક જ માર્ગ ખૂલ્લો છે—અને તે નદીના ઊંડા જળમાં કૂદકો મારીને મારા દુઃખપૂર્ણ આયુષ્યનો અંત આણવાનો!

"સુનંદા! આપણે સુરક્ષિતપણે પત્રવ્યવહાર કરી શકીએ એવી કાંઇ વ્યવસ્થા જો તું કરીશ તો હું મારો વિચાર અને યોજના તને જણાવીશ. તું આ પત્ર લાવનાર માણસ સાથે વિના હરકતે ઉત્તર મોકલજે. માત્ર જવાબ આપવા માટે હું તને મનપૂર્વક વિનતિ કરૂં છું—નહિ તો પછી મારા મૃત્યુની વાર્ત્તા સાંભળ

વાને તૈયાર થજે! તારે પત્ર ઉપર મારૂં ખરૂં નામ લખવાનું નથી. એટલા માટે આની નીચે હું સહી પણ કરતો નથી. આશા છે કે એથી તને આશ્ચર્ય તો નહિ જ થાય!"

તેની નીચે તેણે પોતાનું હાલનું ઠેકાણું લખ્યું હતું. એ પત્રને વાળીને તેની ન્હાની ઘડી બનાવી દીધી. એમ કરવામાં તેનો હેતુ એ હતો કે તે છૂપી રીતે સુનંદાના હાથમાં મૂકી શકાય.

આ યુક્તિ સિદ્ધ કરવાને માટે તેણે બીજા દિવસની રાત્રીનો સમય યોગ્ય ધાર્યો હતો એનાં બે કારણો હતાં. પહેલું કારણ તો એ કે એ વખતે સુનંદાના હૃદયનું દુઃખ રહેજ ઓછું થયું હોય અને બીજું કારણ એ કે રાત્રીના આઠથી નવ વાગ્યા સુધી ગીરધરલાલ શેઠ વ્યાપારને લગતા કાગળપત્રો લખવામાં અને ચોપડા તપાસવામાં ગુંથાયેલા હોવાથી સુનંદાને એકાંતમાં એ પત્ર પહોંચાડી શકાય.

હવે માનસિંગને પોતાની સર્વ આશા જાગૃત થઈ છે એમ થયું અને ગીરધરલાલ શેઠના મકાનમાં દબાઇ ગયેલી તેની હિમ્મત અને નિષ્ઠુરતા પુનઃ પ્રકટ થઇ.

પછી માનસિંગે એ મકાનની માલિકણ બાઇને બોલાવીને આજે સ્હાંજે ત્રણ જણા માટે મિષ્ટાન્ન ભોજન તૈયાર કરવાની સૂચના કરી અને તેની સાથે જ બિલના પૈસા ચૂકવી આપ્યા. વળી વિશેષમાં થાળીઓ પીરસીને પોતાના દિવાનખાનામાં લાવવાનું જણાવ્યું.

પોતાના નવા ભાડુતોએ ચટપટીયાનો પરિચય કરી લીધેલો જાણીને એ સ્ત્રીએ પોતાનો આનંદ વ્યક્ત કર્યો; અને તે ખરેખર સંભાવિત ગૃહસ્થ છે એવી તેણે આ બે જણાને ખાત્રી પણ આપી.

"હું એ ગૃહસ્થની સગવડ સાચવવાને ગમે તેવી મુશ્કેલી

વેઠવાને તૈયાર છું." તે બાઈ બોલી: "કારણ કે તેનું વર્ત્તન મારી સાથે અત્યંત સૌજન્યપૂર્ણ છે. થોડા દિવસ પહેલાં એકાએક મારો એક ચાંદીનો લોટો અને ૭ ચાંદીના ચમચા ગૂમ થઈ ગયા. એ જોઈને તેણે કહ્યું કે 'હું ગમે તેમ કરીને પણ એ વાસણોના ચોરને પકડ્યા સિવાય રહીશ નહિ. કદાચ તેને પકડવામાં મારા જીવનું જોખમ વેઠવું પડશે તો પણ હું પાછો પડીશ નહિ.' બીજે દિવસે એ વાસણોમાંથી બે ચમચા હાથ લાગ્યા હતા. કોઈએ એ બે ચમચા એક મારવાડીને ત્યાં ગીરવી મૂકેલા તેને ત્યાંથી આ ગૃહસ્થ પોતાના પૈસા આપીને એ બે ચમચા લઈ આવ્યા. કેટલું સૌજન્ય અને કેટલી ઉદારતા ! પરંતુ મનુષ્યસ્વભાવ વિચિત્ર છે. મારી એક દીકરી તેને સાસરેથી અહીં આવી ત્યારે મેં તેને આ વાત કરી. એટલે તેણે એવી કલ્પના કરી કે 'ચટપટીયાએ પોતે જ એ ચમચા રપુચક કર્યા હોય એવો મને સંશય આવે છે !' કેટલો મોટો અન્યાય !"

"એ બધું ઠીક છે." માનસિંગ બોલ્યો: "પણ તમારી વાતોમાં જો અમારા માટે રસોઇ તૈયાર કરાવવાનું તમને વિસ્મરણ થઈ જશે તો સ્હાંજે ૭ વાગે અમને ભાણું મળી શકશે નહિ!"

એ બાઇ ચાલી ગઇ. ૭ વાગ્યા, અને ચટપટીયાજી પણ આમંત્રણની રાહ જોયા સિવાય જ માનસિંગના દિવાનખાનામાં દાખલ થયા. અત્યારે તેણે એક શ્રીમંતને છાજે તેવો કીમતી પોષાક ધારણ કર્યો હતો. તેના રૂમાલ અને વાળમાં અત્તરની સુગંધ બ્હેકી રહી હતી.

ભાણું આવ્યાં. ભોજનક્રમનો પ્રારંભ થયો. આઠ-દશ પુરીઓ અને બે-ત્રણ કટોરા દુધપાકને ઉદરમાં પધરાવી દીધા બાદ

ચટપટીયાએ કહ્યું: "મને ભૂખ બહુ જ લાગી છે. પણ તેનું ખરૂં કારણ એ છે કે ગઇ કાલે આખી રાત્રી મેં બહાર ભટકવામાં જ ગાળી હતી."

"કોની સાથે? તમારી ઓળખાણવાળા સરદાર લોકો સાથે?" ગુમાને હાસ્ય કર્યું.

"ના ના, મારા જેવા જ બે-ત્રણ મોજીલા પ્રાણીઓ સાથે હું ભટકતો હતો. એ કારણથી આજે સ્હવારે ઉઠ્યો મોડો અને રાત્રીના ઉજાગરાને લીધે બપોરે ખાવાનું પસંદ નહિ પડવાથી માત્ર એક કપ ચહા અને બે બિસ્કિટ ઉપર નભાવ્યું." ચટપટીયાએ કહ્યું. એક ટંકના ખર્ચનો ઉગારો પાડવાનું ખરૂં કારણ તેણે જણાવ્યું નહિ.

એ પ્રમાણે અહીં તહીંની અલૌકિક વાતોથી તેમણે મનને સુપ્રસન્ન બનાવ્યું અને મિષ્ટાન્નની સહાયથી ઉદરંભરણ પણ કર્યું.

પોતાને બજાવવાના કાર્યમાં જોઇતા ધૈર્યને પ્રાપ્ત કરવાને મદ્યના ચાર-પાંચ પ્યાલાને પેટમાં પધરાવ્યા પછી ચટપટીયાએ માનસિંગ પાસેથી સુનંદા ઉપરનો પત્ર લીધો અને તેણે કરેલી સૂચના લક્ષમાં રાખીને તે પોતાની કામગીરી ઉપર જવાને વિદાય થયો.



# પ્રકરણ ૩૯ મું.

## પત્ર.

આજે સાંજે વર્ષાદ પડવાથી રાત્રીએ ઠંડીનો સ્હેજ ચમકારો હતો. એટલે પદ્માવતી અને સુનંદા રસોડામાં ચૂલા પાસે તાપતાં બેઠાં હતાં.

સુનંદાનો ચ્હેરો બિલકુલ ફીક્કો દેખાતો હતો. તેના મસ્તકના વાળ અહીં તહીં વિખરાયેલા હતા. વાળને કાળજી પૂર્વક હોળવાની હવે તેને જરૂર જ જણાતી ન હતી. કેમકે તેના કેશની કિંવા અન્ય અવયવોના સૌંદર્યની પ્રશંસા કરનાર ચાલ્યો ગયો હતો! તેના મનમાં હજારો ભિન્ન ભિન્ન મનોવિકારનું રમખાણ મચી રહ્યું હતું.

હજી પણ માનસિંગ ઉપર તેનો અદ્વિતીય અને અપરાજિત પ્રેમ હતો. તો પણ એ વ્યક્તિથી કાયમને માટે દૂર રહેવામાં જ પોતાનું હિત છે અને તેમ કરવાથી જ પોતાની એઆબરૂ થતી અટકે તેમ છે એમ તે સારી રીતે સમજતી હતી.

પરંતુ સ્ત્રીજાતિમાં સ્વાભાવિક રીતે જ નિવસી રહેલો મનોવિકાર તેના મનમાં જાગૃત થયો હતો. માનસિંગે સામાન લઇ જવાને માટે મોકલેલા માણુસ સાથે પોતાના મામાને થયેલી વાતચીત તેના સાંભળવામાં આવી હતી. પોતાનો પ્રિયકર અહીંથી પાછો સૂર્યપુર તરફ જનાર છે એ સાંભળીને તેની સ્વાભિમાનવૃત્તિ દુઃખાઇ હતી અને તેનું અંતઃકરણ પણ વિદીર્ણ થયું હતું.

તેને પુન: જોવાની ઇચ્છા કરવી એ અન્યાય છે એમ તે સમજતી હતી; પરંતુ તે સાથે તેને એમ પણ થતું હતું કે પોતાના પ્રિયતમે આ નગરમાંથી વિદાય થતા પહેલાં પોતાને મળવાનો પ્રયત્ન કર્યો હોત તો પોતાના મનને અત્યંત સંતોષ થાત.

એક તરફથી તેને એમ પણ થતું હતું કે 'જો એણે મારા ઉપર પત્ર મોકલ્યો હોત તો હું તે ખોલ્યા સિવાય જ એમનો એમ પાછો મોકલી આપત, કિંવા મેં બારીમાંથી એને રસ્તાપર પસાર થતો જોયો હોત તો તેજ સમયે બારી બંધ કરી દીધી હોત.' તો પણ એવા પ્રકારનો—પોતાના ધૈર્યની કસોટી કરાવનારો પ્રસંગ ન આવ્યો એથી તેને વિશેષ આનંદ થતો હતો એવું કાંઈ ન હતું.

અરેરે ! જો કોઇ બારણાની સાંકળ ખખડાવતું તો તે લક્ષપૂર્વક સાંભળતી, અને ક્ષણે ક્ષણે દિવાનખાનાની બારીએ ઊભી રહીને રાજમાર્ગ ઉપર ઉત્કંઠિત મુદ્રાથી જોતી હતી.

જમવાનો સમય થવા આવ્યો હતો, ગીરધરલાલ પોતાની ઓફિસમાં પત્રવ્યવહારના કામમાં ગુંથાયો હતો. પદ્માવતી અને સુનંદા અહીં તહીંની વાતો કરતી બેઠી હતી. ગઇ કાલે બનેલા હૃદયદ્રાવક પ્રસંગનો સંબંધ પોતાના ભાષણમાં આવે નહિ એ બાબત તેઓ સાવચેતી રાખતાં હતાં. એમ છતાંયે એ બાબતને લગતું એકાદું વાક્ય કે અમુક શબ્દ તેમના કથનમાં આવી જવાથી તેમનું બન્નેનું મન ખિન્ન થઇ જતું હતું. એમ કરતાં છેવટે તેમણે મૌન્ય ધારણ કર્યું.

એટલામાં કોઇએ બારણું ખખડાવ્યું હોય એવો અવાજ આવ્યો અને તે બન્ને જણીઓ દુ:ખમય વિચારનિદ્રામાંથી જાગૃત થઇ.

કદાચિત્ પોતાનો પ્રિયકર જ આવ્યો હશે એવી ખોટી આશા

ક્ષણમાત્ર સુનંદાના મનમાં ઉપસ્થિત થઈ; પરંતુ તત્કાળ પોતાની એ કલ્પનામાં સમાયેલી મૂર્ખતા તેના લક્ષમાં આવી.

માત્ર એ ક્ષુલ્લક પ્રસંગ પરથી પણ પોતાની મનોવૃત્તિની ખરી સ્થિતિનો તેને ખ્યાલ આવ્યો અને એ સમયથી માનસિંગ ઉપર પ્રેમ કરવાનું કહેનારા મનોવિકારને છાવરવાના પ્રયત્નનો તેણે ત્યાગ કરી દીધો.

" ચંદ્રકાન્ત નામના ગૃહસ્થ આવ્યા છે, અને શેઠ સાહેબ સાથે કિંવા તેમના કુટુંબના બીજા કોઈની સાથે મારે થોડીક વાત કરવાની છે, એમ તેઓ કહે છે." એક નોકરે રસોડા પાસે આવીને પદ્માવતીને કહ્યું.

" સુનંદા ! તું થોડી વાર તારા ખંડમાં જઈને બેસ." પદ્માવતી બોલી.

સુનંદા ઉઠી અને બહાર નિકળીને પોતાના ખંડ તરફ જતી હતી તે વખતે મુલાકાતે આવનાર ગૃહસ્થ દાદર ચઢીને ઉપર આવતો દેખાયો.

" કોણ ! તમારૂં નામ સુનંદાબાઈ તો નહિ ?" તે ધીમા સ્વરે બોલ્યો. માનસિંગે સુનંદાનું યથાસ્થિત વર્ણન કરેલું હોવાથી તેને પિછાની લેતાં ચંદ્રકાન્તને વાર લાગી નહિ.

"હા." આ પ્રશ્નનો પોતાના પ્રિયકર સાથે કશો પણ સંબંધ હોવો જોઈએ એમ સુનંદાને લાગ્યું અને તેણે પણ તેટલા જ ધીમા સ્વરે જવાબ આપ્યો.

" હું ગમે તે બહાનું કાઢીને અર્ધો કલાક અહીં રોકાઈશ. તે દરમિયાન તમે જવાબ લખી રાખજો." ચટપટીયાએ સુનંદાના હાથમાં એક ઘડી કરેલો પત્ર આપીને કહ્યું. સુનંદા પોતાના ખંડ

તરફ ચાલી અને ચંદ્રકાન્તને પદ્માવતી પાસે લઇ જવાને માટે નોકર ત્યાં આવ્યો.

"બાઇ સાહેબ! મારા આ આગંતુકપણા માટે મને માફ કરશો." ચટપટીયો પદ્માવતી પાસે જઇને બોલ્યો. અત્યારે પદ્માવતી પોતાના દિવાનખાનામાં બેઠી હતી.

તેણે કહ્યું: "એની કાંઇ ચિંતા નહિ. પણ તમારે શું કામ છે?"

"આ મકાન ગીરધરલાલ શેઠનું જ ને?"

"હા." પદ્માવતીએ જવાબ આપ્યો.

"હું વ્યાપારને લગતી બાબતના સંબંધમાં શેઠ સાહેબને મળવાને આવેલ છું. હું વિશાળપુરનો એક મોટો વ્યાપારી છું. મારી દુકાનમાં તમામ પ્રકારનો માલ વેચાતો મળી શકે છે. પરદેશથી આવતું મૂલ્યવાન્ કાપડ, ઉંચી કીમતની મખમલ, ઉનના બારિક શાલ જોટા, અત્યંત તેજસ્વી મોતી, હીરા, માણેક વગેરે અત્યંત ચમત્કારિક વસ્તુઓ અને કાગળો તૈયાર કરવામાં ઉપયોગી થઇ પડનારાં ચીંથરાંનો અવાઢ્ય સંચય—અર્થાત્ તમારી કલ્પનામાં પણ ન આવી શકે એવી તમામ ચીજો મારે ત્યાં મળે છે."

"ખરૂં કહો છો?" પ્રસ્તુત ભાષણ પદ્માવતીએ કાળજી પૂર્વક શ્રવણ કર્યું ન હતું તો પણ કિંચિત્ હસીને કહ્યું: "શેઠ તેમની ઓફિસના ખંડમાં હશે. જો તમે ત્યાં જશો તો તમને મળી શકશે. રામજી પટેલ! આ ગૃહસ્થને શેઠ પાસે લઇ જાઓ."

એ પ્રમાણે ચટપટીયા શેઠ ગીરધરલાલ પાસે જઇને તેઓ કશો પણ પ્રશ્ન કરે તે પહેલાં જ કહેવા લાગ્યા: "મારૂં નામ ચંદ્રકાન્ત ચટપટીયા છે. અમારી વિશાળપુરની દુકાનની અહીં ખાતે આડત રાખવાની આપની ઇચ્છા છે? એ સંબંધી રૂબરૂ વાતચીત

કરવા માટે જ મેં આપની મુલાકાત લેવાને અહીં સુધી ધક્કો ખાધો છે. ચંદ્રનગરના વ્યાપારીઓ તથા તમારા પરિચિત ગૃહસ્થોની ઓળખાણ આપવાને હું તૈયાર છું. અર્થાત્ જેનું નામ હું જણાવું છું તે જ હું પોતે છું કે નહિ એ વિષયમાં તેમજ મારા શાહજોગપણાના સંબંધમાં આપને શંકા રહે નહિ. વળી ' ચટપટીયા, ખટપટીયા અને ઝટપટીયા ' એ નામની વિશાળપુરમાં અમારી દુકાન હોવાની માહિતી તો નિઃસંશય આપને હોવી જ જોઇએ."

"પણ એક વાત મારે તમને જણાવવી જોઇએ." ગીરધરલાલ વચ્ચે જ બોલ્યો: "હું અત્યારે એક વિકટ પ્રકારના વ્યાવહારિક સંકટમાં ગુંથાયેલો હોવાથી—"

"એમ છે કે ?" ચટપટીયાએ ઉદ્ગાર કાઢયો. કેમકે તેનો હેતુ ગમે તેમ કરીને પણ આ મકાનમાં અર્ધો કલાક ગાળી નાખવાનો હતો. તેણે ગદ્ગદિત સ્વરે દિલસોજીદર્શક ભાવપૂર્વક કહેવા માંડયું: "વ્યાવહારિક ઉપાધિનો મને પોતાને પણ પુષ્કળ અનુભવ છે. દશ–બાર મહિના પહેલાં જ મારી ગરીબ બિચારી પત્ની આ લોકનો ત્યાગ કરીને પ્રયાણ કરી ગઇ છે. કોલેરાના ઝપાટામાં સપડાયાથી મારા કાકાના બે દીકરાઓ પણ પરલોકવાસી થયા છે. માત્ર મારી કૈલાસવાસી પત્નીનું સ્મારકભૂત એકનું એક બાળક રહ્યું હતું તે પણ અનેક વ્યાધિથી ગ્રસિત બનીને અત્યારે મૃત્યુમુખમાં પડેલું છે!" અલબત, આ કથનમાં સત્યનો છાંટો પણ ન હતો, એ વાચકોને જણાવવાની જરૂર નથી જ.

"સંસારમાં દરેક વ્યક્તિની પાછળ કાંઇ ને કાંઇ વિટંબના અને દુઃખ હોય છે જ." ગીરધરલાલે કહ્યું: "પણ મારા ઉપર આવેલું સંકટ ખરેખર જબરદસ્ત છે. જેણે મારી દુકાનની તમારી

પાસે શીફારસ કરી હોય તેનો તથા તમે મારા પ્રત્યે દર્શાવેલા સદ્‌ભાવ માટે તમારો હું આભાર માનું છું. પણ બની શકતી ત્વરાએ વ્યાપાર ધંધો આટોપી દઇને મારૂં બાકી રહેલું જીવન શાંતતા અને એકાંતવાસમાં ઈશ્વરભજનમાં ગાળવાનો મારો ઇરાદો છે. તે માટે થોડા સમયમાં જ ચંદ્રનગર છોડીને અન્ય તિર્થસ્થળે જવાનો નિશ્ચય મેં કરેલો છે."

"શું કહોછો ? તમે ચંદ્રનગર છોડી જવા ઇચ્છો છો ?" ચટપટીયો બોલ્યો: "જ્યાં સ્વર્ગમાં પણ ન મળી શકે એવો આનંદ પ્રાપ્ત થાય છે, જ્યાં ભિન્ન ભિન્ન રૂચીવાળા મનુષ્યોનાં મન પોતપોતાને ઇષ્ટ સુલભ સુખવિલાસોથી સંતુષ્ટ થઇ શકે છે, જે સ્થળે વ્યાપારીઓની અપાર સંપત્તિ, અમીર–ઉમરાવોનું ઐશ્વર્ય અને રાજપ્રાસાદનો વૈભવ એ સર્વ એકત્ર થયેલાં છે, જ્યાં મોટા પાયા ઉપર ઊભી કરેલી સંસ્થાઓ, પ્રચંડ કારખાનાં અને અનેક કળાઓ પ્રમુખપણે અસ્તિત્વ ધરાવે છે, અને વિશેષતઃ જે શહેરમાં અતિ ઉત્કૃષ્ટ દહીં, દુધ અને માખણ તથા ચોખી છાશ પણ મળે છે, એવા આ ચંદ્રનગર શહેરને તમે છોડી જશો ?"

"મેં જે નિશ્ચય કર્યો છે તેમાં ફેરફાર થઇ શકે એમ નથી." ચટપટીયાનું પ્રસ્તુત ભાષણ થતું હતું તે વખતે ગીરધરલાલ વિચારનિદ્રામાં મગ્ન થયો હતો, તે વચ્ચે એકાએક જાગૃત થઇને બોલ્યો.

"વ્યવહારદૃષ્ટિએ આપણો સંબંધ બંધાવામાં પડેલા વિઘ્નને જોઇને હું મારૂં એક દુર્દૈવ જ સમજું છું." ચટપટીઆએ પોતાનું ભાષણ આગળ ચલાવ્યું. હજી પણ સમય લંબાવવાની તેની ઇચ્છા હતી. "મોટા શહેરમાં શાહજોગ આડતીયા હોય, એ એક અદ્વિતીય ભાગ્ય જ સમજવું. આ ગામમાં મારા ઓળખીતા માત્ર મોટી

મોટી મેટાબાળા જ છે. તેમનાં દરેકનાં નામ મને પૂર્ણપણે યાદ છે—સર કૃષ્ણુદાસ કલ્યાણદાસ, કચરાભાઇ ઝીણાભાઇ, ગરીબદાસ ભીખારીદાસ, ખબરદાર સ્બરદાર પોરખોદા, તીસ્માર્ખાં બીસ્માર્ખાં ચીંથરાવાળા, બાણુ અનીરૂદ્ધ પ્રદ્યુમ્ન યાદવ, વગેરે વગેરે."

"વારૂ, એ સિવાય બીજું કાંઇ તમારે મને કહેવાનું છે?" પોતાના આગંતુક પરોણાના કચપચાટમાંથી છૂટવાને ઉત્સુક બનેલા ગીરધરલાલે પૂછ્યું.

"ના, કશું પણ નહિ." ચટપટીયાએ કહ્યું: "હવે તમારો અમૂલ્ય સમય રોકવાની મારી જરી પણ ઇચ્છા નથી. જ્યારે કામકાજને લીધે મન કંટાળેલું હોય ત્યારે પોતાને મળવા આવનાર ગૃહસ્થની સાથે વાત કરવામાં કેટલો બધો ત્રાસ થાય છે તેનો મને અનુભવ છે. જ્યારે મારૂં મન વ્યાપારના કોઇ અતકર્ય ભેદની ગુંચ ઉકેલવામાં રોકાએલું હોય અને મારી સ્મરણશક્તિ એ તમામ હકીકત લક્ષમાં રાખવાને વ્યાપ્ત બની હોય તે વખતે કોઈ ગૃહસ્થ મને મળવાને આવી ચડે તો મારા મનમાં કાંઇનું કાંઇ થઇ જાય! પણ શું કરવું? કોઈ મળવા આવે તેનો આદરસત્કાર કર્યા સિવાય કેમ ચાલે? ન કરીએ તો—"

ચટપટીયાનું આ વાકય ક્યારે પૂરૂં થાત એની કલ્પના કોઇને પણ થઇ શકે તેમ નથી. પરંતુ વચ્ચે જ ગીરધરલાલ ઉઠયો અને બોલ્યો: "વારૂ, સાહેબજી! પધારો ત્યારે."

"હાજી, રજા લઉં છું." ચટપટીયો પણ ગીરધરલાલનો હેતુ સમજી ગયો અને જતાં જતાં બોલ્યો: "તમારૂં મન પૂર્વ પ્રમાણે શાંત થાઓ, તમારા કુટુંબ ઉપર આવેલું વ્યાવહારિક સંકટ દૂર થાઓ અને આજની રાત્રી તમને ગાઢ નિદ્રા સંપ્રાપ્ત થાઓ!"

એ પ્રમાણે આશીર્વાદાત્મક શબ્દો ઉચ્ચારતો તે તે ખંડમાંથી બહાર આવ્યો અને દાદર તરફ જવા લાગ્યો. સુનંદા તેની રાહ જોતી જ ઊભી હતી. તેણે ચટપટીયાને જોયો કે તુરત શરમાતાં શરમાતાં એક ચીઠી તેને આપી અને હોઠ ઉપર આંગળી મૂકીને કશું પણ નહિ બોલતાં મૌન રહેવાની તેને સૂચના કરી.

પોતાનું કાર્ય આવી ઉત્તમ રીતિએ પાર પડેલું જોઇને ચટપટીયાને મોટો આનંદ થયો. દરવાજા પાસે તેની રાહ જોતી ઊભી રહેલી એક ભાડુતી ગાડીમાં તે દાખલ થયો અને જેમ બને તેમ જલ્દીથી માનસિંગને મળવાના ઇરાદાથી તેણે ગાડીવાળાને પોતાના ચાબૂકનો સારો ઉપયોગ કરવાની આજ્ઞા કરી.

ઈષ્ટ સ્થળે આવી પહોંચતાં ચટપટીયાએ ગાડીવાળાનું ભાડું ચૂકતું કર્યું; અને મકાનમાં દાખલ થઈ ત્રણ–ત્રણ પગથીયાં કૂદીને તે મેડી ઉપર માનસિંગના દિવાનખાનામાં ગયો. દિવાનખાનામાં પેસતાં જ તેણે પેલી ચીઠી ટેબલ ઉપર મૂકી અને પોતાના શરીરને ખૂરસી પર નાખ્યું તથા શક્ય તેટલી ત્વરાથી મદ્યના ત્રણ પ્યાલાને એક પછી એક ઉદરમાં પધરાવી દીધા.

માનસિંગે ઔત્સુક્યપૂર્ણ વદને એક વાર ચટપટીયા સામે અને બીજી વાર ચીઠી સામે જોયું. પછી ચીઠી ખોલીને વાંચવાનો પ્રારંભ કર્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

" હું તદન ગભરાઇ ગઈ છું. શું કરવું એ મને સૂજતું નથી. મારા મસ્તકમાં શોકરૂપી અંધકારનું સામ્રાજ્ય પ્રસરેલું હોઇને વિવેક રૂપી પ્રકાશનો પ્રવેશ તેમાં થઇ શકતો નથી. મારા મામા અને મામી મને 'કહે છે કે' જો તું આ અયોગ્ય પ્રેમવિકારને દબાવી નહિ દે તો તારો સર્વસ્વી નાશ થશે;' અને મારૂં અંતઃકરણ મને નિશ્ચયપૂર્વક

કહે છે કે જો હું મારા પાલકોની આજ્ઞા પ્રમાણે વર્તીશ તો મારે અને સુખને કાયમને માટે છેડાછુટકો કરવો પડશે. એક ભયંકર ઉંચી ટેકરીના શિખર ઉપર જે પ્રમાણે કોઈ દુર્દૈવી પ્રાણી ઊભું હોય અને ક્ષણે ક્ષણે તેની સ્થિતિ વિશેષ ભયપ્રદ થતી જાય છે તેવી મારી સ્થિતિ અત્યારે છે. આવા વિકટ પ્રસંગમાં પણ એક જણ મારી મદદે દોડી આવે તેમ છે એવો મને ભાસ થાય છે; પણ તે ખાત્રીથી યથાસમયે આવી પહોંચશે જ એવો મારાથી નિશ્ચય થઈ શકતો નથી. તથાપિ તમારા પત્રથી મારૂં દુઃખ કમી થયું છે અને પુષ્કળ સમય વિચાર કર્યા બાદ તેનો ઉત્તર આપવાનું હું સાહસ કરૂં છું. તમે મને ફસાવી છે એવો દોષ હું તમને આપતી નથી. તમે મને તમામ હકીકત સ્પષ્ટતાપૂર્વક જણાવી હતી—તમારૂં ખરૂં નામ તમે મને જણાવ્યું હતું—અને તમારા નસીબની ભાગીદાર બનવાની મારી મનઃપૂર્વક ઇચ્છા છે કે નહિ એ બાબતનો પૂરતો વિચાર કરવાની તમે મને સૂચના કરી હતી. માનસિંગજી! મારા આયુષ્યક્રમનો અંત કોણ જાણે કેવો આવશે! તમારા મધુર વચનોનો મને મનસ્વી ભય લાગે છે. કેમકે તમારાં મોહ પમાડનારાં વાક્યો વાચતાં આ સર્વનો ત્યાગ કરીને તમે જ્યાં જાઓ ત્યાં તમારી સાથે આવવાની ઇચ્છા થઈ આવે છે. તથાપિ મને વિચાર કરવાને માટે અવકાશની જરૂર છે. ત્યાં સુધી તમે મારા ઉપર પત્ર ન લખો તો સારૂં. ના ના, માનસિંગજી! પુનઃ તમે પત્ર ન જ લખશો. કેમકે તેના યોગે તમારો આગ્રહ જોઈને એકદમ તમારૂં કથન માન્ય કરવાની મને ઇચ્છા થઇ આવશે. તમારો તિરસ્કાર કરીને તમને દુઃખી કરાવવાનો વિચાર મને દુઃસહ થઈ પડે છે; અને બીજી બાજુએથી મારાં આપ્તવર્ગને છોડી જ-

વાનું સાહસ પણ મારાથી થઇ શકતું નથી. પણ આત્મહત્યાનો ભયંકર વિચાર માત્ર છોડી દેજો! આજ સુધીમાં મારા મગજમાં અનેક વેળા એવો વિચાર આવ્યો છે કે તમને તમારા અયોગ્ય અને સંકટપૂર્ણ માર્ગમાંથી પરાવૃત્ત કરવા; જેથી લોકોમાં તમારૂં સારૂં કહેવાય એવા પ્રકારનું વર્ત્તન રાખવાનું તમને શીખવવું. આ કલ્પના મને સદૈવ મધુર અને સુખદાયક લાગે છે—અને એ કલ્પનાનો ત્યાગ કરી દેવાનો પ્રસંગ આવે એના કરતા મોટું કષ્ટ બીજું કયું હોઇ શકે?

"આ ગુપ્ત ઘટનામાં મેં અમારે ત્યાં કામ કરનારી વૃદ્ધાને મારા વિશ્વાસમાં લીધી છે. મારા નામનો કોઈ પણ પત્ર તેને આપવામાં હરકત નથી. પણ મહેરબાની કરીને હમણાં થોડા દિવસ મારા ઉપર બિલકુલ પત્ર લખશો નહિ. જાણે મારામાં ગાંડપણે પ્રવેશ કર્યો હોય એવી મારી અવસ્થા થઇ રહી છે."

"મારે એટલું જ જોઇતું હતું." પત્રની ઘડી વાળતો માનસિંગ બોલ્યો. પછી મદ્યનો પ્યાલો ખાલી કરવાના સત્કાર્યમાં ગુમાનને અંતઃકરણ પૂર્વક મદદ કરતાં, ચંદ્રકાન્ત તરફ ફરીને તેણે કહ્યું: "પ્રિય મિત્ર! લે આ હીરાની વીંટી અને મને તારો ઋણી બનાવ."

"મિત્ર!" એ હસ્કી ગૃહસ્થે ઉત્તર આપ્યો: "તારો જ મારા ઉપર ઉપકાર થયો છે. તારૂં ઉદાર વર્ત્તન જોઇને મને આનંદ થાય છે. તે પ્રમાણે આ મદ્ય પ્રાશન કરતાં પણ મને સંતોષ થાય છે. મદ્ય, સ્ત્રી અને ગાયન એ ત્રણ વસ્તુ મને અત્યંત પસંદ છે. તેમાંથી મદ્ય તો આપણી પાસે છે. આપણને પોતાની સંગતિથી સૌખ્ય આપનારી એવી સ્ત્રી તો આ મકાનમાં તેની માલીક વૃદ્ધા જ

છે! તે જ્યારે આપણને જરૂર પડે ત્યારે આપણી સેવામાં હાજર થાય છે. માત્ર એ જરીક વૃદ્ધ અને વાતોડીયા સ્વભાવની છે એટલું મારે કબૂલ કરવું જોઇએ. હવે રહ્યું ગાયન. એ હું મારી પદ્ધતિ પ્રમાણે તમને સંતુષ્ટ બનાવવાને માટે ગાવાને તૈયાર જ છું."

એમ કહીને ચટપટીયાએ એક ઠુમરી લલકારી. ગાયન પૂર્ણ થયા બાદ ગુમાને કહ્યું: "માનસિંગ! દારૂના એક બે પ્યાલા વધારે મારા ગળા નીચે ઉતરી જાય તો એથી મારી પ્રકૃતિને અપાય થશે એવું મને લાગતું નથી."

"એક–બે જ શા માટે? ત્રણ–ચાર લેવા હોય તો પણ વાંધો નથી." માનસિંગે કહ્યું: "કારણ કે તત્ત્વજ્ઞાનીઓનો એવો સિદ્ધાંત છે કે મનને શાંત કે નિશ્ચેષ્ટ રહેવા નહિ દેતાં તેને વચ્ચે વચ્ચે ઉચ્છૃંખલ બનાવવું જોઇએ; અને ઉચ્છૃંખલ બનાવવાને મદ્ય જેવી અસરકારક બીજી એક પણ વસ્તુ નથી."

"અને તારૂં જીવન તારા મન ઉપર અવલંબી રહેલું છે;" આગલા દિવસના સંભાષણને અનુલક્ષીને ગુમાન બોલ્યો: "ત્યારે તું પણ—"

"મૂર્ખો" માનસિંગ વચ્ચે બોલવા લાગ્યો: "અન્ય મોટા લોકોનું જીવન જેટલું તેમની માનસિક શક્તિ પર અવલંબિત છે તેટલું મારૂં જીવન પણ છે. સારાંશ કે હું યુક્તિ પ્રયુક્તિનું અવલંબન કરીને મારૂં આયુષ્ય વિતાડું છું."

"શાહબાશ!" ચટપટીયાએ ઉદ્ગાર કાઢ્યો. તેના ઉપર મદ્યની અસર સારા પ્રમાણમાં થવા લાગી હતી: "આ મધુર મદ્યનું પાન કરવાની તમે સગવડ કરી આપી તે માટે હું તમારૂં અભીષ્ટ ચિંતવું છું! તમારા સર્વ કાર્યોમાં તમને યશ પ્રાપ્ત થાઓ, સુખદુઃખમાં

ભાગીદાર થઈ પડનારા મિત્રની તમને ખોટ ન પડો, પ્રેમાળ પત્ની-નો સહવાસ પણ તમને સદૈવ પ્રાપ્ત થાઓ, આ લોકમાં ક્વચિત્ જ દષ્ટિએ પડનાર શાંતતા અને સુખમાં તમારૂં જીવન વ્યતીત થાઓ અને પરમ રોજ મને સીગારેટના અભાવે કડક બીડી પી-વાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો એવો પ્રસંગ તમને પ્રાપ્ત ન થાઓ !"

. "ચંદ્રકાન્ત ! અમે તમારા અત્યંત આભારી છીએ." ગુમાને જવાબ આપ્યો. તેણે માનસિંગની અનુમતિથી લીધેલા મદ્યના ત્રણ પ્યાલાએ તેના ઉપર પૂરતી અસર કરી હતી. તે ખૂરસી પર આમથી તેમ લથડીયાં ખાતો હતો અને એ દિવાન-ખાના માંહેના દરેક પદાર્થની બબ્બે આકૃતિઓ તેને દેખાતી હતી. થોડી વારમાં જ "મારા ગરીબ બિચારા કાળજાનું શું થશે," એમ બબડતો તે ખૂરસી પરથી નીચે પડી ગયો.

એ રંગીલી ટોળીની સભા બરખાસ્ત થવાનું આ એક નિ-શાન જ હતું. ચટપટીચો પોતાની ઓરડી તરફ જવાને નિકળ્યો. માત્ર જતાં જતાં તેણે માનસિંગને કહ્યું: "અમૃતરસની ખુમારી મારા મગજમાં વ્યાપી ગઇ છે, મારા પગ લથડપથડ થવા લાગ્યા છે, હું એકદમ લહું બની ગયો છું, પથારીમાં પડતાં જ સુખદાયક નિદ્રા મારા ઉપર સ્વાર થશે એમ મને લાગે છે, પણ મારા દિવાનખાનાનું બારણું હાથ આવશે કે કેમ, એ બાબતની શંકા જ છે!"

# પ્રકરણ ૪૦ મું.

## જાળમાં ફસી.

એક પખવાડીયું નિકળી ગયું. તે દરમિયાન માનસિંગે સુનંદા સાથે અસ્ખલિત રીતે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો હતો.

તે દરેક પત્રમાં સુનંદાને તેના મામાના ગૃહનો ત્યાગ કરીને પોતાની સાથે લગ્નથી બદ્ધ થવા માટે તત્પર થવાનો આગ્રહ કરતો. પોતાના એ આગ્રહના ટેકામાં તે એવું પણ કારણ સૂચવતો હતો કે "તું એકદા મારી સાથે વિવાહથી બદ્ધ થઇશ એટલે કાયદા પ્રમાણે તારા રક્ષણકર્તૃત્વનો હક્ક મને પ્રાપ્ત થશે અને તું તારા પાલકના સકંજામાંથી મુક્ત થઇશ."

પરંતુ સુનંદા કાંઈ નહિ ને કાંઇ નિમિત્ત કાઢીને જે પ્રસંગ એક વખત આવવાની પોતાની ખાત્રી હતી તે પ્રસંગને લંબાવવાનો પ્રયત્ન કરતી હતી. 'મારી તમામ હીલચાલ ઉપર મામાની નજર છે અને તમારો પત્ર વાંચીને તેનો ઉત્તર આપવાની સગવડ મોટી મુશ્કેલીથી મારે કાઢવી પડે છે' એમ તેણે માનસિંગને અનેક વાર જણાવ્યું હતું.

છેવટે માનસિંગ સાથે કરેલા અનીતિમય પ્રેમવિલાસનું કાંઇ પણ પરિણામ આવશે એવી સુનંદાને ખાત્રી થવા લાગી. પોતે હવે માતૃપદને પ્રાપ્ત થશે એમ તેને લાગવા માંડયું; અને એ બાબત તેની ચોક્કસ ખાત્રી થતાં તેને એક પ્રકારનો નૈસર્ગિક આનંદ પણ

થવા લાગ્યો. અપત્યજન્મથી થનારાં સર્વ સુખો તેનાં નેત્રો સમક્ષ ખડાં થયાં; અને ભાવિ બાલકના સંબંધમાં સેંકડો ચમત્કારિક કલ્પનાઓ તેના મનમાં વિહાર કરવા લાગી.

તેણે એ હકીકત પોતાની મામીને પણ જણાવી નહિ. પોતાની બેઆબરૂના વિષયના સંબંધમાં શબ્દોચ્ચાર કરવામાં પણ તેને એક પ્રકારની શરમ લાગતી હતી. માત્ર એ વાર્તા તેણે પોતાના પ્રિયકરને જણાવવામાં બિલકુલ વિલંબ કર્યો નહિ. જે પત્રમાં તેણે એ હકીકત લખી હતી તેમાં વિશેષ એમ પણ લખ્યું હતું કે "મારા મામાએ પોતાનો તમામ વ્યાપારધંધો આટોપી લીધો છે અને હવે થોડા સમયમાં જ સહકુટુંબ, સપરિવાર ચંદ્રમૌલેશ્વર જઇને ત્યાં કાયમ નિવાસ કરવાનો તેમનો વિચાર છે."

માનસિંગે વિનાવિલંબે એ પત્રનો ઉત્તર આપ્યો. તેણે સુનંદાને પુનઃ તેની પ્રતિજ્ઞાનું અને પ્રણયવચનોનું સ્મરણ કરાવ્યું તથા તેના ગર્ભમાં રહેલા બાળકના સોગન આપીને, "તારા મામાના મકાનનો ત્યાગ કર અને મારી સાથે લગ્ન કરવાને સિદ્ધ થા," એવો આગ્રહ કર્યો. "તું જો મારા કહેવા પ્રમાણે નહિ કરે તો હું આત્મહત્યા કરીશ. આવતી કાલે તારા મકાનની સામે આવેલા બાગના ખૂણામાં રાત્રીના દશ વાગતાં હું તારી રાહ જોઇશ. તું મારી સાથે ચાલી નિકળવાને તૈયાર થઇને તે સમયે ત્યાં આવજે. આપણું ગુપ્તપણે લગ્ન કરવાની તમામ વ્યવસ્થા હું કરી રાખીશ. માત્ર મહેરબાની કરીને મને આ સમયે નિરાશ કરીશ નહિ. કારણ કે એ વખતે તને એ સ્થળે નહિ જોયાથી મારા મન ઉપર મોટો આઘાત થશે. એ આઘાતને પરિણામે હું જીવંત રહીશ કે કેમ એ એક શંકા જ છે." એવી મતલબનું લખાણ પણ તેણે

એ પત્રમાં કહ્યું હતું.

આ જગતમાં પ્રેમ અને કર્ત્તવ્ય એ બે લોખંડી દિવાલોની વચ્ચે સપડાયેલી અનેક તરૂણીઓની જે દુઃખમય મનઃસ્થિતિ હોય છે, એવી સ્થિતિ બિચારી સુનંદાની આ પત્ર વાંચતાં થઇ હતી.

પોતાના ગર્ભમાં રહેલા અર્ભકના જનક સાથે વિવાહબદ્ધ થવાને તે અત્યંત ઉત્સુક બની હતી; પરંતુ તે સાથે જેમણે પોતાની પ્રત્યે આટલી મમતા દર્શાવી છે, તેમનો કાયમને માટે ત્યાગ કરી જવાની કલ્પના પણ તેને અસહ્ય થઇ પડી હતી. પણ માનસિંગે આપેલી આત્મઘાતની ધમકીથી તેને વિશેષ ભય ઉત્પન્ન થયો અને છેવટે ' 'ગમે તેમ થાય પણ એમણે સૂચવેલી યોજનાને અનુસરવું, " એવો તેણે મનોગત નિશ્ચય કરી લીધો.

માનસિંગનો ઉપરિનિર્દિષ્ટ પત્ર મળ્યો એ વખતે રાત્રીના દશ વાગી ગયા હતા; અને જે મકાનમાં પોતે ન્હાનેથી મોટી થઈ એ મકાનમાં હવે માત્ર ચોવીસ કલાક જ કાઢવાના છે એ વિચાર તેના મગજમાં આવ્યો. એ ગૃહની દરેક વસ્તુ તેને ચિત્તવેધક ભાસવા લાગી.

તસબીરો, ચિત્રો, ખુરસી, પલંગ વગેરે જડ પદાર્થોને પણ જાણે વાચા આવી હોય અને તેઓ " તેં મનમાં યોજેલું સાહસ ન કર, " એવી પોતાને સૂચના કરતાં હોય એમ તેના મનને થયું. પોતાના ખંડમાં જઇને તે એક આરામ ખુરસીમાં પડી અને તેણે મોટેથી રડવાનો પ્રારંભ કર્યો.

ન્હાપણાથી જ આ ખંડ તેને સ્વાધીન કરવામાં આવ્યો હતો. એ સ્થાનની તે અધિષ્ઠાત્રી દેવી જ હતી એમ કહીએ તો ચાલે. એ એકાંતસ્થળમાં તેને પોતાની સુખ-દુઃખમય મનોવૃત્તિને વ્યક્ત કર-

વાનો અવકાશ મળ્યો. એ ઠેકાણું તેને ગતકાલનું સ્મરણ કરી આપનારી અનેક વસ્તુઓ હતી.

એવી પ્રિય વસ્તુઓથી ભરેલું સ્થાન તે કોને માટે છોડનાર હતી? તેના મગજમાં વિચારોનું રમખાણ મચી રહ્યું: "જે પુરુષ ઉપર અનુરક્ત બનીને હું આ સ્થાનનો ત્યાગ કરી જનાર છું તે પુરુષના નામનો ઉચ્ચાર કરતાં પણ મને શરમ આવે છે! તેણે પોતાનાં દુષ્કૃત્યોથી પોતાની જન્મભૂમિ—સૂર્યપુરમાં મોટો દુર્યશ પ્રાપ્ત કર્યો છે! હું લૂટારા માનસિંગની પત્ની છું એવો બીજાની પાસે ઉચ્ચાર પણ કેવી રીતે કરી શકીશ?"

એવા પ્રકારના દુઃખમય વિચારોમાં લગભગ આખી રાત્રી તેણે આરામખુરસીપર જ અનિદ્રિત અવસ્થામાં કાઢી. પરોઢ થયું તે વખતે શરીરને શાલથી આચ્છાદિત કરીને તે પલંગ ઉપર પડી.

તેની સામે એક મોટો અરીસો એવે સ્થળે હતો કે તેમાં તેની તમામ આકૃતિ તેને સહજ જ દેખાતી હતી. આપોઆપ તેની દૃષ્ટિ અરીસામાં દેખાતી તેની પ્રતિકૃતિ તરફ વળી.

ક્ષણ માત્ર પોતાના નાજુક અને મનોહર મુખકમલની પ્રતીકૃતિ નિહાળવામાં તે મગ્ન બની રહી. અદ્યાપિ તેનું યૌવનપૂર્ણ સૌંદર્ય પૂર્ણ બહારમાં ખીલી રહ્યું હતું.

મસ્તકના કાળાભોર કેશ તેના ભાલપ્રદેશ અને કર્ણ ઉપર આમતેમ વિહરતા હતા. અશ્રુબિંદુની વચ્ચે પણ તેના નીલવર્ણા નેત્રોનું તેજ ચમકી રહ્યું હતું.

તેની મુદ્રા ઉપર કિંચિત્ શોક અને વિચારની છટા પ્રસરેલી હતી. તેનો ચ્હેરો થોડો ફીક્કો દેખાતો હતો—પરંતુ એથી તો તેનું સ્વાભાવિક સૌંદર્ય ઉલટું વિશેષ ખીલી રહ્યું હતું.

તે અરીસામાં પડેલું પોતાનું પ્રતિબિમ્બ જોતી હતી; એમ અમે ઉપર જણાવી ગયા છીએ. પરંતુ એ પરથી તેને પોતાના સૌંદર્યનું અભિમાન થતું હતું એવી કલ્પના કોઇએ કરવી નહિ. કારણ કે ગર્વિષ્ટપણાનો દુર્ગુણ સુનંદામાં લેશ માત્ર પણ ન હતો. વારૂ, પોતે સુંદર હોવા માટે તેને પશ્ચાત્તાપ થતો હોવાથી, એ મનોવૃત્તિની પ્રેરણાથી તે અરીસામાં નિહાળતી હતી એમ પણ ન હતું. કારણ કે એ કલ્પના મનુષ્યસ્વભાવની વિરૂદ્ધ છે. તેમજ પ્રેમ જેવા કોમળ મનોવિકારને જે સ્થળે અવકાશ મળવાનું લોકોને અશકય લાગે, એવા માનસિંગના પાષાણતુલ્ય હૃદયને પોતાના સૌંદર્યથી અંકિત કરી દીધું છે, એવી સાભિમાન મનોવૃત્તિથી તે પોતાનું રૂપ નિરખતી હતી એમ પણ ન હતું. માત્ર તે પલંગ ઉપર પડી કે સ્વાભાવિક રીતે જ તેની દૃષ્ટિ અરીસામાં પડેલા પોતાના પ્રતિબિંબ તરફ ગઇ. પોતાની મોહક અને વિલાસપૂર્ણ આકૃતિ તેના જોવામાં આવી. તેને લાગ્યું કે 'હું જો મારી અંતઃકરણની પ્રવૃત્તિની ઉપેક્ષા કરીશ—મારા પ્રિયતમના સહવાસનો ત્યાગ કરવાને તત્પર થઇશ તો આ ચ્હેરાનું સૌંદર્ય દુઃખને લીધે નષ્ટ થશે, અશ્રુપ્રવાહ નેત્રોના તેજને નહિવત્ બનાવશે અને મારી સરલ શરીરયષ્ટિ પણ શોકના ભારથી વાંકી વળી જશે !'

તેને જો કે પોતાના લાવણ્યનું વૃથા અભિમાન ન હતું, તથાપિ એ લાવણ્ય પુષ્કળ દિવસ સુધી ટકી રહે; એવી તો તેની ઇચ્છા હતી જ. એ કારણથી માનસિંગે સૂચવેલા બેત પ્રમાણે વર્તવાનો તેનો નિશ્ચય વિશેષ દૃઢ બન્યો.

આ પ્રમાણે પોતાના સંકટનો વિચાર કરતાં તેને અંશતઃ નિદ્રા આવી. પરંતુ એ નિદ્રા દુઃખદાયક જ હતી. એથી વિશ્રાંતિ

મળવાનું તો બાજુએ રહ્યું પણ ઉલટું તેનું મસ્તક દુઃખવા આવ્યું. તેને નિદ્રામાં કાંઇક ભયંકર સ્વપ્ન આવ્યું અને તે એકદમ ચમકીને બેબાકળી જાગી ગઇ. એ સ્વપ્નાનું તેને સ્મરણ રહ્યું ન હતું. શ્રમિભૂત થઇને ચહા લેવાને માટે તે દિવાનખાનામાં આવી. ત્યાં તેને તેના મામા મળ્યા. તેમણે પ્રેમપૂર્વક તેના કપાળ પર ચુંબન કર્યું અને કહ્યું: "હવે વ્યાપાર-ધંધાની ખટપટ પતી ગઇ છે. ગઇ કાલે જ મેં બધો હીસાબકીતાબ પતવી નાખીને ચોખ્ખું કરી નાખ્યું છે. આવતી કાલે આપણે બધાએ ચંદ્રમૌલેશ્વર જવાને નિકળવાનું છે." સ્હવારે સાધારણ રીતે ગીરધરલાલ વ્યાપારને લગતા કામકાજને લીધે પોતાની ઓફિસમાં રોકાતા તેને બદલે આજે તેમને દિવાન-ખાનામાં જોઇને સુનંદાને આશ્ચર્ય થયું હતું. પરંતુ તેનું પ્રસ્તુત ભાષણ શ્રવણ કરતાં એ આશ્ચર્ય દૂર થઇ ગયું.

"આવતી કાલે ચંદ્રમૌલેશ્વર જવાનું છે. માટે તું તારી સર્વ તૈયારી કરી રાખજે." એમ જ્યારે ગીરધરલાલે ચહા પીનાં પીતાં પુનઃ સુનંદાને કહ્યું ત્યારે તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને તે સ્તબ્ધ જ રહી. માનસિંગના સંબંધમાં એક વાર તો તેણે મમતાળુ મામાને ફસાવ્યા હતા. અત્યારે પણ એવા જ પ્રકારનું અનુચિત વર્ત્તન પુનઃ પોતે કરનાર છે, એ વિચાર તેના મનમાં આવતાં તેનો કંઠ ભરાઇ આવ્યો. પરંતુ મહાકષ્ટ પૂર્વક તેણે શોકના આવેગને બહાર પ્રકટ થતો અટકાવી રાખ્યો. એ આખો દિવસ તેણે શોક અને સંતાપમાં વ્યતીત કર્યો.

તે દિવસે ન તો તેને વાંચવાનું સુજતું કે નહિ કશું કામકાજ સુજતું. વિચાર કરતી બેસે તો એમ કરવામાં પણ તેને ભય લાગતો હતો. એક પખવાડીયા પૂર્વે જ બનેલી વિલક્ષણ ઘટનાને લીધે તેનું

અંતઃકરણ પૂર્ણપણે ગાંજી ગયું હતું. એક વિલક્ષણ પ્રકારની ભીતિ તેના મનમાં ઉત્પન્ન થઇ હતી. પરંતુ એમ થવાનું કારણ તેના સમજવામાં આવી શક્યું ન હતું.

મામા પાસે જઇને, પોતે ન્હાસી જવાનો વિચાર કર્યો હતો, એવું કબૂલ કરી દેવું; એમ અનેક વાર તેના મનમાં થયું. પણ તે જ વેળાએ માનસિંગે આપેલી આત્મઘાત કરવાની ધમકીનું તેને સ્મરણ થતું. એ બિચારીને તો એમ જ લાગતું હતું કે 'માનસિંગને મારી સંપત્તિની બિલકુલ સ્પૃહા નથી–તે માત્ર મારા સ્વરૂપ અને ગુણને લીધે જ સર્વતોપરિ અનુરક્ત થયો છે!' એથી સ્વાભાવિક રીતે જ એવો વિચાર તેના મનમાં આવતો કે 'હું જો તેને નિરાશ કરીશ તો જરૂર તે પત્રમાં લખવા મુજબ આત્મહત્યા કર્યા સિવાય રહેશે નહિ!'

તેની દુઃખપૂર્ણ મનઃસ્થિતિ ગીરધરલાલના જોવામાં આવી હતી. એમ થવાનું કારણ પણ તેણે પૂછ્યું હતું. પરંતુ તેના એ પ્રશ્નનો ઉત્તર સુનંદાએ કેવળ અશ્રુપ્રવાહના રૂપમાં જ આપ્યો. ગીરધરલાલને પણ બીજો કશો સંશય આવ્યો નહિ. તેણે એવી અટકળ બાંધી કે બે–ત્રણ દિવસ પહેલાં બની ગયેલી ઘટનાનું સ્મરણ થવાથી તેનું હૃદય દુઃખિત થતું હશે!

સંધ્યાકાળે સહુએ રૂચી પ્રમાણે જમી લીધું. હવે જેમ જેમ એક પછી એક મીનિટ પસાર થવા લાગી તેમ તેમ સુનંદાની મનઃસ્થિતિ અધિકાધિક ઉત્કંઠાપૂર્ણ અને ધૈર્યહીન બનવા લાગી.

એક વખત તો તેનું મન ભ્રમિત સરખું જ બની ગયું; અને માનસિંગ સાથે પલાયન થઇ જવાની જાણે પોતાના મામાએ અનુમતિ આપી છે એમ તેના મનને થવાથી તે પોતાનો આનંદ

મામા મામી પાસે પ્રકટ કરવાની અણી ઉપર હતી. પરંતુ સંવળાએ જ તેણે પોતાના ભ્રમિત મનોવિકારને કાબૂમાં લઇ લીધો; ગીરધરલાલ શેઠને સંશય આવે એવું એક પણ કૃત્ય પોતાના હાથે થવા દીધું નહિ. બીજે દિવસે સ્હવારે ચંદ્રમૌલેશ્વર જવાનું હોવાથી બધાં નવ વાગ્યાની અંદર જ વિશ્રાંતિ લેવાને માટે પોતપોતાના ખંડમાં જવાને માટે તત્પર થયાં. છેવટે આખો દિવસ જે સમયની તેને બીતિ લાગતી હતી એ સમય આવી પહોંચ્યો. આ સમય એટલે સુવાને જતાં પહેલાં મામા તથા મામીને નમસ્કાર કરવાનો હતો. સુવા જવાને માટે મામાની પરવાનગી માગતાં તેનું ગળું ભરાઇ આવ્યું. તેના મુખમાંથી એક પણ અક્ષર નિકળ્યો નહિ. એ સદ્-ગૃહસ્થે પ્રેમપૂર્વક તેના મસ્તક પર હાથ ફેરવ્યો અને કહ્યું: "બ્હેન! બેટા! તારૂં કલ્યાણ થાઓ."

"પછી તેણે મામીની રજા લીધી. અત્યારે તેના મનનો શોક અનાવર થઇ પડયો હતો. તે ત્વરાથી દિવાનખાનામાંથી નિકળીને પોતાના ખંડમાં ગઇ. અંદર જતાં જ તેણે કોચ ઉપર શરીર નાખી દીધું અને ધ્રુસકે ધ્રુસકે રડવાની શરૂઆત કરી.

એટલામાં દશના ટકોરા તેના કાન પર પડ્યા. ફાંસીની સજા પામેલા અપરાધી મનુષ્યની છેવટના કલાકના ટકોરા થતાં જેવી સ્થિતિ થાય છે એવી શોચનીય અવસ્થા દશના ટકોરા સાંભળીને સુનંદાની થઈ.

તે લક્ષપૂર્વક સાંભળવા લાગી...... વિશ્રાંતિને માટે મેડી ઉપર જતાં મામા મામીનાં પગલાંના ધબકારા સંભળાયા.

# પ્રકરણ ૪૧ મું.

## પુનઃ વિઘ્ન.

સુનંદાએ પોતાની છાતી પાષાણની કરી. તેણે શરીર ઉપર શાલ ધારણ કરી લીધી. થોડીક જરૂરી વસ્તુઓનું ન્હાનું પોટકું બગલમાં મારી લીધું અને પોતાના ખંડની તમામ વસ્તુઓ તરફ એક વાર છેવટની દૃષ્ટિ ફેંકી.

જો આ વખતે તેણે પોતાના મનોવિકારને રોકવાનો પ્રયત્ન કર્યો ન હોત તો તે સંકેત પ્રમાણે માનસિંગ પાસે કદી પણ જઈ શકી હોત નહિ. પરંતુ પોતાના પ્રિયતમે આપેલી આત્મહત્યાની ધમકીથી ડરી જઈને તેણે પોતાની મનોવૃત્તિને એકદમ દબાવી દીધી; અને આ મકાન કાયમને માટે છોડવાનો તેણે નિર્ધાર કર્યો.

હરિણીના ચાપલ્યનું અને ઘાસ ઉપર પવનને લીધે ખરી પડીને ઉડતી ગુલાબકલિકાની નિઃશબ્દતાનું અનુકરણ કરીને તે મેડી પરથી દાદર વાટે ચોતરફ જોતી નીચે ઉતરવા લાગી.

જો એ વખતે ભૂતપિશાચ ઉપર વિશ્વાસ રાખનારા મનુષ્યે તેનો ચ્હેરો જોયો હોત તો તેને અવશ્ય ભીતિ લાગ્યા સિવાય રહ્યા ન હોત—તેનો ચ્હેરો એકદમ ધોળો ફક બની ગયો હતો. નીચે પણ તમામ માણસો સૂઈ ગયાં હતાં. તેણે મુખ્ય દ્વારની અંદરની સાંકળ ખોલીને ધીમેથી દરવાજો ઉઘાડ્યો. રાત્રીનો મંદ વાયુ તેના ગાલ સાથે અથડાયો અને તેને સ્હેજ ઉત્સાહ આવ્યો હોય એમ લાગ્યું.

ક્ષણ માત્ર "જાઉં કે નહિ" એવો વિચાર કરીને તે મકાનની બહાર નિકળી. દરવાજો પુનઃ બંધ કર્યો. એ વખતે તેના મનમાં એવી કલ્પના આવી કે આ દરવાજો પોતાની તથા પોતાના આપ્ત જનોની વચ્ચે નહિ ઉલ્લંઘી શકાય એવી દિવાલ સરખો થઈ પડયો છે!

તે હવે રસ્તા પર આવી. અત્યારે સર્વત્ર કેવળ નિઃસ્તબ્ધતા પ્રસરી રહી હતી. અલ્પ સમયમાં જ તે સામેના બાગ પાસે સંકેત-સ્થાન આગળ જઈ પહોંચી. એક તદ્દન શ્યામ વસ્ત્ર ધારણ કરેલી આકૃતિ તેની પાસે આવી.

"સુનંદે! તું જ છે ના?" માનસિંગ મંદ સ્વરે બોલ્યો:

સુનંદાએ એ પ્રશ્નનો મુખથી કશો પણ ઉત્તર આપ્યો નહિ; પરંતુ પોતાની અંતઃકરણ પ્રવૃત્તિને આધીન બનીને તેણે પોતાના પ્રિયતમને ગાઢ આલિંગન આપ્યું. તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુ ખરી પડ્યાં.

સુદૈવે કોઈ પણ આસપાસ ન હતું. પરંતુ જો હજારો મનુષ્યે. તેની તરફ લક્ષ આપીને જોઈ રહ્યા હોત અને અંધકારમય રાત્રીને બદલે સૂર્યપ્રકાશ ચોતરફ પ્રસરી રહ્યો હોત તો પણ તેણે પોતાના પ્રિયતમને અવશ્ય આલિંગન આપ્યું જ હોત!

"પ્રિયે!" તેને ધીરજ આપવાના હેતુથી માનસિંગ બોલ્યો: "આજની રાત્રીના આ કૃત્યને માટે તારે કદી પણ પશ્ચાત્તાપ કરવો પડશે નહિ. એ બાબત તું નિશ્ચિંત રહેજે. પરંતુ આપણે આ સંકટમય સ્થાનનો ત્યાગ કરીને ત્વરાથી વિદાય થઈ જવું જોઈએ. આજ રાત્રીએ જે મકાનમાં હું રહું છું તેની માલિકણ બાઈની એક ઓળખીતી સ્ત્રી છે તેને ઘેર તારે માટે સુવાની સગવડ

કરી છે. આવતી કાલે સ્હવારે તો આપણે વિવાહબદ્ધ થઇશું, એટલે પછી પુનઃ વિયોગ થવાનો સંભવ જ નથી. "

માનસિંગ પ્રસ્તુત શબ્દો ઉચ્ચારતો હતો તે સમયે તે અને સુનંદા એક મ્યુનિસિપાલિટીના ફાનસ પાસે આવી પહોંચ્યાં હતાં. સુનંદાનો ચ્હેરો દીવાના પ્રકાશથી સ્પષ્ટપણે જોઈ શકાતો હતો. સામેથી એક મનુષ્ય આવતો હતો. તેણે આ મોહક પણ નિસ્તેજ મુખકમલ જોયું અને તે કોનું છે એ તે મનુષ્ય પળમાત્રમાં જ જાણી ગયો.

" સુનંદા !" તે આગળ વધી ન શકે એવી રીતે આડો આવીને ઊભો રહીને તે મનુષ્યે ઉદ્ગાર કર્યો.

" હિમ્મતલાલ !" માનસિંગના બાહુના આશ્રયે ઊભી રહેલી તે બાલિકા ભયભીત બનીને એકદમ બૂમ પાડી ઊઠી.

" આ ઉદ્ધત માણસ કોણ છે ?" માનસિંગ પોતાના અવાજમાં ફેરફાર કરીને બોલ્યો. પરંતુ હિમ્મતે તેને તુરત જ પિછાની લીધો—કાંઇક દેખાવથી અને કાંઇક અનુમાનથી.

" કોણ ? માનસિંગ લૂટારો અને સુનંદા !" આ આકસ્મિક ભેટથી પોતાને થયેલું આશ્ચર્ય મહા કષ્ટપૂર્વક દબાવતો એ તરૂણ મનુષ્ય બોલ્યો: " વ્યાપારને લગતા કામકાજને લીધે હું આજ પર્યંત સૂર્યપુર જઇ ન શક્યો એ એક રીતે સારૂં જ થયું. નીચ ! તારી યુક્તિનું એક વખત પુનઃ મારા હસ્તે જ નિકંદન કરાવવાનો ઇશ્વરનો સંકેત હોય એમ જણાય છે !"

" તમને એ ઇશ્વરના સોગન છે !" સુનંદા બોલી: "મહેરબાની કરીને એમને સંકટમાં નાખશો નહિ. એમને માત્ર સુરક્ષિત રહેવા દ્યો એટલે પછી તમે જે કહેશો એ હું માન્ય રાખીશ."

"ભલે," ક્ષણમાત્ર વિચાર કરીને હિમ્મતે કહ્યું: "જો એ તને અત્યારે મારે સ્વાધીન કરી દેવાને તૈયાર હોય તો એને હું બિલકુલ ત્રાસ દઇશ નહિ. પણ જો એ મારી આ શરતનો સ્વીકાર નહિ કરે તો પછી પરિણામની લેશ પણ દરકાર સિવાય હું તેને પોલિસના કબજામાં સોંપ્યા સિવાય રહેનાર નથી. ખોટું નામ ધારણ કરવું, લૂટ ચલાવવી, અજ્ઞાન બાલિકાને ફસાવીને લઇ જવી, વગરે અનેક સંગીન આરોપો સપ્રમાણ તેના ઉપર મૂકી શકાય તેમ છે."

અત્યારે સામે થવામાં સાર નથી એવો વિચાર કરતો તથા બીજી વખતે પણ હિમ્મતે વિઘ્ન નાખીને પોતાને નિરાશ કરવાથી મનમાં ઉપજેલા સંતાપને દબાવતો માનસિંગ બોલ્યો: "તમે મને આ યુવતી સાથે થોડો સમય વાત કરવા દ્યો; એટલે હું તમારી બધી સરતો કબુલ કરીશ."

"નહિ, એક શબ્દ પણ હું તને ઉચ્ચારવા દઇશ નહિ:" હિમ્મતે આવેશ પૂર્વક કહ્યું: "કિંવા તને વિચાર કરવાનો અવકાશ પણ આપવામાં આવશે નહિ. બોલ, શો તારો વિચાર છે? હું હવે તારા શબ્દ ઉપર વિશ્વાસ રાખીને ફસનાર નથી."

"હું તમારી શરત માન્ય રાખું છું–તેને તમારે સ્વાધીન કરી દઉં છું." માનસિંગે નિરાશાપૂર્ણ હૃદયે જવાબ આપ્યો અને સુનંદાને ઉદ્દેશાને કહ્યું: "સુનંદા! સાંપ્રત પરિસ્થિતિને વશ થઇને મારે આ પ્રમાણે કરવું પડે છે એ તું જાણે છે. એ માટે મને દોષ ન દઇશ."

"હાય! હે પ્રભુ! હવે શું થશે?" માનસિંગનો હસ્ત પકડીને સુનંદાએ પ્રસ્તુત ઉદ્ગાર કાઢ્યો. તેને પોતાના પ્રિયકરનો નહિ

પરંતુ પોતાના પ્રાણનો જ વિયોગ થાય છે, એમ લાગતું હતું. તેના એ મનોવિકારની છટા તેના વદન ઉપર સ્પષ્ટ થતી હતી.

"બીજા કોઇ યોગ્ય પ્રસંગે આપણે મળીશું." માનસિંગ હિમ્મતને ઉદ્દેશીને ધીમા પરંતુ ધારદાર સ્વરે બોલ્યો અને સુનંદાના હસ્તમાંથી પોતાનો હાથ છોડાવીને ત્વરિત ગતિએ પલાયન કરી ગયો.

થોડા સમય પહેલાં જે મકાનનો પોતે કાયમને માટે ત્યાગ કરે છે એવું બિચારી સુનંદાને થતું એ જ મકાન તરફ હિમ્મત તેને પુનઃ લઇ જતો હતો. રસ્તામાં તેમણે પરસ્પર કશો પણ ઉચ્ચાર કર્યો નહિ.

તેઓ મકાન પાસે આવી પહોંચ્યાં. સુનંદા પ્રવેશદ્વારને ખાલી બંધ કરીને ગઈ હતી. તે જેવી ને તેવી જ સ્થિતિમાં હતું. તેણે બારણાનો હડસેલો મારતાં તે ખૂલી ગયું. અંદર કોઈ પણ મનુષ્ય દેખાયું નહિ. નોકરચાકર તમામ નિદ્રાધીન થઈ ગયાં હતાં. હિમ્મતે કહ્યું: "સુનંદા! હું હવે જાઉં છું. તું તારા ખંડમાં જઇને સૂઇ જા, અત્યારે તારા ગૃહત્યાગ કરવાની હકીકત ગીરધરલાલ શેઠના જાણવામાં આવી નહિ હોય. તે જણાવવાની જરૂર પણ નથી."

એટલું કહીને તે ચાલ્યો ગયો. સુનંદાએ પુનઃ બારણું બંધ કરીને અંદરની સાંકળ વાસી દીધી. તે ધીમે પગલે દાદર પર ચઢીને મેડી પર ગઈ અને પોતાના ખંડમાં જઇને બિછાના પર પડી. અત્યારે તેની મનઃસ્થિતિ એક દિવાના મનુષ્યના જેવી બની ગઈ હતી. છેલ્લા બે માસની અને પોતાના ભાવિ જીવનક્રમની તેણે વિચારપૂર્વક તુલના કરી જોઈ;—અને સ્વાભાવિક રીતે જ તેનો

આત્મહત્યા કરવાનો વિચાર થયો—એ વિના ગત્યંતર જ નથી એમ તેને લાગ્યું,

અત્યારે તેના મનમાં અનેક કલ્પનાઓ ઉદ્ભવતી હતી. એ કલ્પનાઓના સંબંધમાં જેમ જેમ તે વિચાર કરવા લાગી તેમ તેમ તેને પોતાની સ્થિતિ વિશેષ અને વિશેષ દારૂણ અને નિરાશાપૂર્ણ જણાવા લાગી.

હિમ્મતલાલના મોટા દિલગજાને લીધે આજની રાત્રીની ઘટના પોતાના મામા મામીના કાન ઉપર નહિ જવા પામે, એવી તેની પાકી ખાત્રી હોવા છતાંયે બીજે દિવસે સ્હવારે ઉઠીને તેમની સામે માથું ઉંચુ કરીને જોવાની પોતાની હિમ્મત ચાલશે નહિ એમ તેને થતું હતું.

તેના હૃદયની ગતિ વેગવતી બની હતી. તેના મગજમાં ધબકારા થતા હતા, કલેજાની ફડક પણ વધી હતી. તે સમયે તેની દૃષ્ટિ સામે કાચના બારણાવાળા કબાટીયામાં પડેલી એક ન્હાની શીશી તરફ ગઇ. એ શીશીમાં મોરફીયા નામનું વિષ હતું. તેને કોઇ કોઇ વાર રાત્રીએ ઉંઘ નહિ આવતી હોવાથી, ઉંઘ આણવાને માટે ડાકટરે પાણીની સાથે એ શીશીમાંથી બે ટીપાં સૂતાં પહેલાં લેવાની ભલામણ કરી હતી. જો એકી સાથે વીશ-પચીશ ટીપાં લેવામાં આવે તો તત્કાળ મૃત્યુ થાય એવું તે હળાહળ વિષ હતું.

તેણે તુરત ઉઠીને એ શીશી લીધી તથા બિલકુલ વિચાર નહિ કરતાં તે માંહેનું પ્રવાહી એક કાચની પ્યાલીમાં રેડયું.

તે એ પ્યાલી મોઢે માંડવા જતી હતી ત્યાં તેને એક બાબતનું સ્મરણ થયેલું દેખાયું. એવા ભયંકર પ્રસંગમાં પણ: તેની મુદ્રા પર એક પ્રકારની વિલક્ષણ શાંતતા દેખાતી હતી; અને જો કે

આત્મહત્યા કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો તો પણ તે પહેલાં એક ચીઠી લખવાને તે તત્પર થઇ. આ લોકની સર્વ ચિંતા અને ભીતિમાંથી મુક્ત થતાં પહેલાં માનસિંગને છેવટનો સંદેશો મોકલવાનો તેનો વિચાર હતો.

પોતાના પ્રિયકરને ઉદ્દેશીને ચાર લીટીઓ લખવાને તેનો નાજુક હસ્ત તૈયારી કરી રહ્યો હતો ત્યાં "મારી સાથે એક નિરપરાધી અને નિષ્પાપ બાળકની પણ હું હત્યા કરૂં છું!" એ વિચાર તેના મનમાં ઉદ્દભવ્યો.

આ વિચારનું એ કોમળ મનની તરૂણી ઉપર એવું કાંઇ વિલક્ષણ પરિણામ થયું કે તેણે પોતાના હાથમાંની કલમ બાજુએ ફેંકી દીધી; અને થોડા જ અવકાશ પહેલાં જે કૃત્ય કરવાને તે ઉત્સાહિત બની હતી તે અત્યારે તેને ભયંકર લાગવા માંડ્યું.

"માનસિંગને મેં પત્ર લખવાનો આરંભ કર્યો અને તેને લીધે જ મારો પ્રાણ બચી ગયો!" એ વિચાર મનમાં આવતાં તેનો શોક ઓછો થયો. તેણે ઉઠીને પ્યાલી માંહેનું વિષ બારીની બહાર ફેંકી દીધું અને પ્યાલી પુનઃ ધોઇને તેને ઠેકાણે મુકી દીધી, એટલે જાણે પોતાના મન ઉપરથી એક મોટો બોજો ઓછો થયો હોય એમ તેને લાગ્યું. તેનું મન બિલકુલ શાંત બની ગયું. તે પુનઃ બિછાના ઉપર પડી અને સ્વલ્પકાળમાં જ શાંત તથા ગાઢ નિદ્રાને આધીન બની ગઇ. ઉંઘમાં ચમત્કારિક સ્વપ્ન વગેરે નહિ આવવાથી ચમકીને ઉઠવાનો પણ પ્રસંગ આવ્યો નહિ. પ્રાતઃકાળે તે શયનમંદિરમાંથી બહાર પડી ત્યારે તેના અંગમાં પુષ્કળ ઉત્સાહ અને સ્ફુર્તિ જણાતાં હતાં.

પોતાના ઉપર આવી પડેલાં સર્વ સંકટો સહન કરવાની શક્તિ

પોતાને પ્રાપ્ત થઇ છે એમ અત્યારે તેને લાગ્યું. હવેથી પોતાના મત પ્રમાણે કિંવા મનોવિકાર પ્રમાણે નહિ વર્ત્તતાં, જે પરિસ્થિતિ આવી પડેતેને અનુરૂપ વર્ત્તન રાખવાનો તેણે નિશ્ચય કર્યો.

પોતાની ચિત્તવૃત્તિને ઉલ્લસિત બનેલી જોઇને તેને આશ્ચર્ય લાગ્યું અને આનંદ પણ થયો. તે ચહા પીવાને માટે દિવાનખાનામાં ગઇ તે વખતે આજ કેટલાક દિવસથી તેના ચ્હેરા પર જણાતી અશાંતિની છટા લુપ્ત થઇ ગયેલી દેખાતી હતી. ગત્ રાત્રીના પોતાના સાહસની કોઇને શંકા સુદ્ધાંત આવવા પામી નથી એમ તે સમજી ગઈ. લગભગ સાતેક વાગ્યાના સુમારે તે પોતાના પાલકની સાથે ચંદ્રમૌલેશ્વર જવાને નિકળી. પરંતુ તે પહેલાં પેલી કામ કરનારી વૃદ્ધા સાથે માનસિંગ ઉપર આશા અને શાંત્વનનો એક પત્ર મોકલવાનું તે ભૂલી ન હતી.

---

## પ્રકરણ ૪૨ મું.

### કૈલાસ બાગ.

ગત્ પ્રકરણમાં વર્ણવેલા બનાવને કેટલાક દિવસ વીત્તિ ગયા હતા. ગીરધરલાલ શેઠ પોતાની પત્ની અને ભાણેજ સાથે નર્મદા નદીને તીરે આવેલા ચંદ્રમૌલેશ્વર નામક એક ન્હાના પરંતુ રમણીય ગામમાં ભગવાન ચંદ્રમૌલેશ્વરની ભક્તિ

કરતા આનંદ અને શાંતિમાં દિવસો ગાળતા હતા. આ એક તીર્થ-સ્થાન હતું. ત્યાં ચંદ્રમૌલેશ્વરની જાત્રાએ બારે માસ યાત્રાળુઓ આવ્યા કરતા હતા. મહાદેવના નામ પરથી ગામનું નામ પણ ચંદ્રમૌલેશ્વર જ પડી ગયું હતું. એ ગામની ઉત્તર દિશાએ ગામ-થી અર્ધો માઇલ દૂર એક સુંદર બગીચો હતો, તેને કૈલાસબાગ એવું નામ આપવામાં આવ્યું હતું, અને તે હિમાલય પર્વતના કૈલાસ શિખરના જેવી જ શીતળતા આપતો હતો.

એક દિવસે સ્હાંજે ગીરધરલાલ શેઠ પોતાની પત્ની અને ભાણેજને સાથે લઇને કૈલાસબાગમાં ફરવાને માટે ગયા હતા. તે પોતાની પત્ની સાથે વાતોમાં ગુંથાયા હતા અને સુનંદા પોતાના વિચારમાં ગર્ક બનેલી હતી. એ વખતે એક વૃદ્ધ ગૃહસ્થ તેમની પાસે આવ્યો અને બોલ્યો: "આ બાગની નજીકમાં મનોહરદાસ શેઠનો બંગલો છે ને ?"

ગીરધરલાલે જવાબ આપ્યો: "હું આ બાગમાં થોડા દિવ-સથી જ આવેલો હોવાને લીધે મને તેની માહિતી નથી, પરંતુ જો તમે બાગના માળીને પૂછશો તો એ તમને બતાવશે."

એ વૃદ્ધ ગૃહસ્થના લક્ષનું સુનંદાના સુંદર મુખકમલે અત્યંત આકર્ષણ કર્યું હોય એમ દેખાતું હતું. પરંતુ તેણે તુરત જ ગીરધર-લાલને નમસ્કાર કર્યા અને ત્યાંથી તે ચાલ્યો ગયો.

તેણે શરીર ઉપર તમામ સફેદ વસ્ત્રો ધારણ કર્યા હતાં. સફેદ સાફો, શુભ્ર અંગરખું, કોર વગરનું શ્વેત રંગનું ધોતીયું, સફેદ પહેરણ અને પગમાં દક્ષણી ઘાટના જોડા. આંખ પર લીલા રંગના ચાંદીની ફ્રેમનાં ચશ્મા શોભી રહ્યા હતા. મૂચ્છો ભરાવદાર અને દાઢી લાંબી તથા વાળ તદ્દન શ્વેત હતા. તે સ્હેજ વાંકા વળીને



એ વખતે એક વૃદ્ધ ગૃહસ્થ તેમની પાસે આવ્યો અને બોલ્યો:
"આ બાગની નજીકમાં મનોહરદાસ શેઠનો બંગલો છે ને?" પૃષ્ઠ ૩૨૪.

Monarch Printery Ahmedabad

લાકડીના ટેકાથી ચાલતો હતો. તેનો સ્વર પણ ફેફસાંના દર્દથી પિડિત મનુષ્યના જેવો હતો. જે વાચકે ડિટેકિટવ ખાતામાં કામ કર્યું હશે અથવા જેને એ વિષયનો શોખ હશે તે પ્રસ્તુત વર્ણન ઉપરથી સમજી શકયો હશે કે એ વૃદ્ધ ગૃહસ્થના વેશમાં કૃત્રિમતાની છટા દેખાઇ આવતી હતી. તેમની પાસે ખુલાસો કરવાની જરૂર નથી કે એ વૃદ્ધ ગૃહસ્થ બીજો કોઇ નહિ પરંતુ માનસિંગ ઉર્ફે લક્ષ્મીદાસ ઉર્ફે દલીચંદ પોતેજ હતો. ચંદ્રમૌલેશ્વર જેવા તિર્થસ્થાનમાં ગીરધરલાલના મકાનમાં પ્રવેશ કરીને પોતાનો હેતુ સિદ્ધ કરવા માટે આ વેશ ઉપયોગી થઇ પડશે એમ માનસિંગને લાગ્યું હતું. તેના વેશ પરથી તે કોઇ સનાતક વૃત્તિનો વિદ્વાન્ વૃદ્ધ બ્રાહ્મણ હોવો જોઇએ એમ લાગતું હતું. તેણે ગુમાનને ચંદ્રનગરમાં ચટપટીયાની પાસે રાખ્યો હતો અને તે પોતે એકલો જ અહીં આવીને એક ધર્મશાળામાં ઉતર્યો હતો.

"આ વૃદ્ધ ગૃહસ્થે સુનંદાને પૂર્વે કદી જોયેલી હોય એમ લાગતું હતું." પદ્માવતીએ કહ્યું: "તે કોણ છે અને તેને પોતે કયે સ્થળે જોયેલી છે, એનું સ્મરણ કરવાને માટે જાણે તે સુનંદા તરફ નિહાળતો હતો, ખરૂં કે નહિ?"

"મારૂં એ તરફ લક્ષ ન હતું." સુનંદાએ કહ્યું. વાત પણ ખરી હતી. એ વૃદ્ધ ગૃહસ્થ ગીરધરલાલ સાથે વાત કરતો હતો ત્યારે સુનંદાએ એક વાર પણ તેની સામે જોયું ન હતું.

બીજે દિવસે સાયંકાળે પુનઃ ગીરધરલાલ શેઠ પદ્માવતી અને સુનંદાને સાથે લઇને કૈલાસબાગમાં ફરવાને આવ્યા. ત્યાં તેઓ ફરતાં હતાં એ વેળાએ આગલા દિવસની જગ્યાએ જ પેલો વૃદ્ધ ગૃહસ્થ તેમને મળ્યો.

તેણે ગીરધરલાલને નમસ્કાર કર્યા અને તે તેની સાથે અહીં-તહીંની પ્રાસ્તાવિક વાતો કરવા લાગ્યો. થોડીક મીનિટો પછી તે તેનાથી છૂટો પડીને ચાલ્યો ગયો.

ગીરધરલાલ વગેરે ફરતાં ફરતાં એક લતામંડપ પાસે આવ્યાં અને ત્યાં પડેલા એક બાંકડાપર જઇને બેઠાં પેલો વૃદ્ધ ગૃહસ્થ પણ એક બીજા બાંકડા ઉપર બેઠો હતો. તે અત્યારે એક ધર્મગ્રંથ વાંચવામાં મગ્ન બની ગયો હતો.

ક્રમે ક્રમે માનસિંગ અને ગીરધરલાલ વચ્ચે સંભાષણ ચાલુ થયું. "હું ચંદ્રનગરનો રહેવાશી છું અને તિર્થયાત્રા કરતો કરતો અહીં આવ્યો છું," એમ માનસિંગે ગીરધરલાલને કહ્યું. પ્રથમ તેનો વિચાર પોતે સૂર્યપુરનો વતની છે એમ જણાવવાનો હતો. પરંતુ એથી કદાચ ગીરધરલાલને સંશય આવશે એવી આશંકાથી તેણે ઉપર જણાવ્યા પ્રમાણે થાપ આપી હતી.

સુનદાંના મન ઉપર એ ગૃહસ્થના શબ્દોનું ચમત્કારિક પરિણામ થયું. વસ્તુસ્થિતિ શી હોવી જોઇએ તેની કલ્પના એ કરી શકી. માનસિંગ સમજી ગયો કે સુનંદા પોતાને ઓળખી ગઇ છે. એટલે તેણે યુક્તિપૂર્વક ગુપ્ત સંકેત દ્વારા પોતાનું ગુહ્ય પ્રકટ નહિ કરવાની સુનંદાને સૂચના કરી દીધી. સુનંદાએ પણ સંતોષદાયક નેત્રસંકેત વડે પ્રતિઉત્તર કર્યો. જો કે માનસિંગનો હેતુ શો છે અને આ કપટનાટકનો અંત કેવી રીતે આવનાર છે એની તેને કલ્પના ન હતી, તો પણ પોતાના ઉદરસ્થ બાલકનો પિતા પોતાની સન્મુખ છે એ વિચાર તેના મનમાં આવતાં તેને એક અપૂર્વ પ્રકારનો આનંદ થયો—એ આનંદાવેગને તે અટકાવી શકી નહિ.

ઠંડો પવન વાવા લાગવાથી ગીરધરલાલ સપરિવાર ઘર તરફ

જવાને નિકળ્યો અને તેણે એ વૃદ્ધ ગૃહસ્થની રજા લીધી—પોતે એક નવીન ઓળખાણ કરેલી છે એમ તેને લાગતું હતું. સુનંદાએ ત્યાંથી જતાં પહેલાં પોતાના પ્રિયતમ તરફ એક અર્થપૂર્ણ દષ્ટિ ફેંકી. **માનસિંગની** દષ્ટિમાં પણ એવા જ પ્રકારનો ભાવ સમાગેલો હતો. હવે અમુક સમયને માટે તેમનો વિયોગ થયો.

. બીજે દિવસે પુનઃ **ગીરધરલાલ** વગેરે બાગમાં ફરવા ગયાં એ વખતે પણ પેલો વૃદ્ધ ગૃહસ્થ તેમને મળ્યો આ વખતે **ગીરધરલાલ** અને એ ગૃહસ્થ વચ્ચે લાંબો સમય સુધી સંભાષણ ચાલુ રહ્યું. તેને બીજે દિવસે એક બીજાએ તપખીર સુંઘવાનો આગ્રહ કર્યો; અને ત્રીજે દિવસે તો **ગીરધરલાલે** એ વૃદ્ધ મનુષ્યને પોતાના મકાન પર આવવાનું આમંત્રણ પણ આપ્યું. **માનસિંગને** એ જ જોઈતું હતું. તેણે **ગીરધરલાલની** સાથે સંબંધ બાંધવાના કાર્યમાં ત્વરા કે સ્વાર્થ દર્શાવ્યો ન હતો. નિસ્પૃહતાપૂર્વક જાણે પોતે એક વાનપ્રસ્થાશ્રમી વૃદ્ધ મનુષ્ય હોય એ પ્રમાણે તે ધર્મ વિષયને લગતી વાતો કર્યા કરતો હતો. એથી **ગીરધરલાલના** મનમાં તેને માટે કશી પણ કુશંકા ઉત્પન્ન થવા પામી ન હતી.

**ગીરધરલાલે** તેને ઘેર આવવાને કરેલા આમંત્રણનો ઉપયોગ કરવામાં તેણે ઢીલ કરી નહિ. થોડા સમયમાં જ તેણે પોતાની પ્રિયતમાના મામાના મકાને અવારનવાર જવાનો પ્રઘાત પાડી દીધો. માત્ર તેને અદ્યાપિ સુધી સુનંદાની સાથે એકાંતમાં સંભાષણ કરવાની તક મળી ન હતી. પણ અલ્પ સમયમાં જ તે પ્રસંગ આપોઆપ બની આવશે એમ તે જાણતો હતો. સુનંદા પણ **માનસિંગને** મળવાને ઉત્સુક બની હતી, અને તે પ્રસંગ આણવાને માટે તેણે એક યુક્તિ યોજી.

એક દિવસે પોતાનું માથું બહુ જ દુઃખે છે એવું બ્હાનું કરીને તેણે ગીરધરલાલની સાથે ફરવા જવાની ના કહી. માન- સિંગ નિત્યના નિયમ મુજબ કૈલાસબાગમાં હતો તે વખતે તેણે ગીરધરલાલ અને પદ્માવતી બે જણાંને જ દૂરથી બાગમાં આવતાં જોયાં, એટલે પોતે એ લોકોની દૃષ્ટિએ પડે તે પહેલાં જ બીજે રસ્તે થઇને બાગમાંથી પસાર થઈ ગયો અને સીધો સુનંદા પાસે પહોંચી ગયો.

“ પ્રિયે ! છેવટે આપણી પુનઃ મુલાકાત થઇ ખરી !” ઘરમાં આવતાં જ સુનંદાને ગાઢ આલિંગન આપીને માનસિંગ બોલ્યો: “ પેલી ચીરસ્મરણીય રાત્રી પછી તને મેં કૈલાસબાગમાં પહેલ- વહેલી જોઈ ત્યાં સુધીમાં એક ઘડીભર પણ મારા મનને ચેન પડતું ન હતું, કોઇ કોઈ વાર તો એમ પણ થતું કે હું આપઘાત કરીને આ દુઃખમય દુનિયાનો ત્યાગ કરી દઉં !”

“ માનસિંગજી !” એ તરૂણી બોલી: “ તો પણ મારા જેટલું દુઃખ તમને સહન કરવું પડયું નહિ હોય. સારૂં થયું કે એ રાત્રીએ હિમ્મતલાલના હૃદયની ઉદારતાને લીધે મારી નિર્લજ્જતા મામા મામીના જાણવામાં ન આવી. નહિ તો હું પુનઃ તમારી દૃષ્ટિએ પડી ન જ હોત. કેમકે બીજી વખતે તેમણે મારી નિર્ભર્ત્સના કરી હોત તો એ જોઇને હું પ્રાણત્યાગ કર્યા સિવાય રહેત નહિ. એમ છતાં પણ આજે તમારી સાથે હું પુનઃ કપટાચરણ ચલાવું છું. એ કપટ જો પ્રકટ થશે તો મારા દુઃખનો પાર રહેશે નહિ અને તમારા વિષયમાં પણ એનું દુષ્પરિણામ જ આવશે.”

“ સુનંદે !” માનસિંગ ગુસ્સાપૂર્વક બોલ્યો: ‘ તું હિમ્મતની સ્તુતિ ન કર. એ મારો પક્કો હાડવૈરી છે. એણે મારી તમામ

યોજનાઓને ધૂળમાં મેળવી દીધી છે. જાણે ઇશ્વરે જ તેને મારા માર્ગમાં કાંટા પાથરવાને નિર્મિત કર્યો હોય એમ લાગે છે. પરંતુ **માનસિંગ**ના માર્ગનો અવરોધ કરનારને કેવું ફળ મળે છે, તેની હજી **હિમ્મત**ને કલ્પના હોય એમ નથી લાગતું."

"ના ના, એવું ન બોલો." તેની ભયંકર આવેશયુક્ત ભાષા શ્રવણ કરીને **સુનંદા** બોલી: "એ રાત્રીએ તેણે જે ઉદાત્ત વર્તન દાખવ્યું હતું એ તેને ભૂષણવહ જ છે. તેણે મને તમારાથી વિખૂટી પાડી એમાં તેને યોગ્ય લાગ્યું એ જ તેણે કર્યું હતું."

"**હિમ્મત**ની વાતનો એટલેથી જ અંત આણ." **માનસિંગ** નિશ્ચયપૂર્વક બોલ્યો: "હવે આપણે આપણી યોજના નક્કી કરવાની જરૂર છે."

"તમે શો વિચાર કર્યો છે? મારે શું કરવાનું છે?" **સુનંદા**એ પૂછ્યું—તેના મનમાં સ્હેજ ભીતિ ઉત્પન્ન થઈ હતી: "**માનસિંગ**જી! આ લોકમાં આપણા પ્રેમસંબંધમાં સદૈવ સંકટો જ નાખવાની જગદીશ્વરની ઇચ્છા હોય એમ દેખાય છે. મને તો એમ લાગે છે કે આપણે એક બીજાનો કાયમને માટે વિયોગ સહન કરવાનું નક્કી કરીએ તો જ સારૂં!"

"આવી જ રીતે તું તારી પ્રતિજ્ઞા અને વચનો પાળનાર છે કે?" **માનસિંગે** કહ્યું: "ક્ષણિક સંકટથી ડરી જઇને અને આકસ્મિક આવી પડેલી નિરાશાથી દબાઇ જઇને તું તારા ઉપર પ્રેમ કરનાર મનુષ્યનો—તારા ઉદરમાં રહેલા બાળકના જનકનો કાયમને માટે ત્યાગ કરવા ઇચ્છે છે? વાહ! વિચાર તો બહુ જ સારો!"

"**માનસિંગ**જી! તમને મારી અંતર્ગત મનોવૃત્તિની માહિતી

નથી. નહિ તો તમે આવા શબ્દો ન ઉચ્ચારત !" સુનંદા રડતી રડતી બોલી: "ખચિત તમે જ્યાં જાઓ ત્યાં તમારી સાથે આવવાને હું તૈયાર છું, અને તમારી પરિણીત વધૂ થવાથી જે આનંદ મને થાય તે બીજા કશાથી પણ થનાર નથી. માટે મારી તમને એટલી વિનતિ છે કે તમારા જીવને જોખમમાં નાખનારાં અને તમારા નામને બટ્ટો લગાડનારાં તમામ કૃત્યો તમે છોડી દ્યો-તમને જ્યાં કોઇ ઓળખતું ન હોય એવા શાંત સ્થળે આપણે જઇને રહીશું અને આપણું બાકીનું આયુષ્ય સુખ અને શાંતિમાં પસાર કરીશું."

"જો એમ જ છે. તો સુનંદે ! પ્રિયે ! એ કાલ્પનિક ચિત્રને પ્રત્યક્ષ કરવાના માર્ગનું અવલંબન કર." માનસિંગે કહ્યું: "તું એક વખત ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ મારી થા. એટલે પછી જગતમાંની કોઈ પણ સત્તા આપણો વિયોગ કરાવી શકશે નહિ. પછી હું સર્વથા તારી ઇચ્છા પ્રમાણે જ વર્તીશ. અત્યારે મારાં જે કૃત્યો લોકોને પસંદ પડતાં નથી એ હું છોડી દઇશ અને મારો સર્વ સમય તને સુખી અને આનંદી બનાવવામાં જ ગાળીશ. આપણે બન્ને આપણા બાળકના કલ્યાણની પણ વ્યવસ્થા કરીશું."

"પ્રાણનાથ ! આપણા સંયોગની આડા આવનારાં સંકટોને દૂર કરવાને મારૂં અર્ધોઅર્ધ આયુષ્ય આપવાને હું તૈયાર છું, અને તમારા સુખને માટે મારા સંપૂર્ણ આયુષ્ય ઉપર જલાંજલી છોડવામાં પણ હું પાછી પાની કરૂં તેવી નથી એ તમે જાણો છો. ખરેખર પ્રિયત્તમ ! જો તમારો અપ્રતિહત પ્રેમ એક ઘડીભર પણ હું નિર્વિઘ્નપણે અનુભવી શકું તો હું મોટા આનંદપૂર્વક પ્રાણ છોડીશ."

"સુનંદા ! તારી ઇચ્છાને પરિપૂર્ણ કરવાને માટે તારે થોડુંક

ધૈર્ય ધારણ કરવાની જરૂર છે. લગ્નની તમામ તૈયારી હું ગુપ્તપણે કરી રાખું છું. તું તારી સમ્મતી આપ એટલી જ વાર—એક અઠવાડિયાની અંદર જ આપણે વિવાહબંધનથી એક થઇશું એમ જ સમજ. પછી તારા મામ. એ બંધન તોડી નાખવાની ઉપાધિમાં નહિ પડે, તેમ જ અત્યારે તારે માટે તેમને શંકા નહિ હોવાથી કદાચ તારે આ મકાનમાંથી થોડા સમયને માટે એકલાં બહાર જવું હોય તો પણ વાંધો આવે તેમ નથી. હિમ્મત પણ અહીં નથી. એટલે આપણે ગુપ્ત રીતે વિવાહબદ્ધ બનીને અહીં આવશું અને તારા પાલકના પગે પડીને તેમની ક્ષમા માગીશું તથા આપણા લગ્નમાં સંમતિ આપવાનો તેમને આગ્રહ કરીશું."

"તમે જે કહો છો તેને મારી પૂર્ણ અનુમતી છે." માનસિંગના વક્ષસ્થલ ઉપર મસ્તક રાખીને સુનંદાએ જવાબ આપ્યો: "પણ તમારા ઉપરના મારા પ્રેમને ખાતર મેં જે સ્વાર્થત્યાગ કર્યો છે તથા હજી પણ હું કરનાર છું એ માટે ભવિષ્યમાં મારે પશ્ચાત્તાપ તો કરવો નહિ પડે ને?"

"પશ્ચાત્તાપ! લેશ માત્ર પણ નહિ." માનસિંગે કહ્યું: "અક્ષય પ્રેમ અને મમતાથી તારા સ્વાર્થત્યાગનો બદલો આપી શકાય તેમ હશે તો એમાં હું લેશ પણ કચાશ રાખીશ નહિ; અસ્તુ. હવે મારે અહીં વધુ સમય રોકાવું એ ઠીક નહિ. લગ્નનો મંગળ સમય પ્રાપ્ત થશે ત્યાં સુધી હું તને કૈલાસબાગમાં કિંવા અહીં રોજ મળીશ તો ખરો જ; પરંતુ એથી હું સ્વસ્થ છું એમ તું ન સમજીશ. આ વખતે હું એવી વ્યવસ્થા કરીશ કે તેમાં આપણને નિરાશ થવું પડે નહિ. એ મંગળમય દિવસથી આપણા જીવનપ્રવાહને નવીન જ વલણ પ્રાપ્ત થશે."

"ભલે, હવે તમે જાઓ. પણ આ બીજા પ્રયત્નમાં આપણુને અપયશ આવશે તો પછી મારા જીવનની આશા ન કરશો." સુનંદાએ કહ્યું.

"મારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખ—આ વખતે વાંધો નહિ જ આવે!"

અત્યંત નિ:સીમ અને નિ:સ્વાર્થ પ્રેમનો દંભ કરીને માનસિંગે તેને આલિંગન આપ્યું અને પોતાના ચાતુર્યના આવેલા ઇષ્ટ પરિણામથી આનંદિત થતો તે જેવી રીતે આવ્યો હતો તેવી જ રીતે ગુપ્તપણે ત્યાંથી ચાલ્યો ગયો.

એક અઠવાડિયું પસાર થઇ ગયું. તે દરમિયાન ગીરધરલાલ અને પદ્માવતીને આ કાલ્પનિક વૃદ્ધ ગૃહસ્થની યોગ્યતા બહુ જ ઉંચા પ્રકારની લાગી. તે કોઇ કોઇ વાર ગીરધરલાલને ત્યાં ચહા ઉપહાર પણ લેતો. તેણે પોતાના નીતિપૂર્ણ અને વેદાન્ત વિષયક સંભાષણથી ગીરધરલાલને ગારગાર કરી દીધો હતો.

એક દિવસ તે કેટલાક ધર્મગ્રંથ પોતાની સાથે લાવ્યો અને એ ગ્રંથો વાંચવાને તેણે પદ્માવતીને અત્યંત આગ્રહ કર્યો. પણ એ પુસ્તકો પર જ્યારે પદ્માવતીએ 'બીડી પીવી નહિ,' તંબાકુ ખાવી નહિ,' 'મદ્યપાન નિષેધ,' એવા પ્રકારનાં મથાળાં જોયાં ત્યારે તેને થોડુંક આશ્ચર્ય થયું.

ખરો પ્રકાર એ હતો કે એક પુસ્તક વેચનારની દુકાનેથી આ પુસ્તકો તેણે ખરિદ્યાં હતાં. એ શા વિષયને લગતાં છે તે જોયા સિવાય જ તેણે પદ્માવતીને આપ્યાં હતાં.

સ્ત્રીઓને વાંચવા માટે કરેલી આવા પ્રકારની પસંદગી જોઇને પદ્માવતીને પોતાનું અપમાન થયા સરખું પણ લાગ્યું. પરંતુ એ

જોઇને માનસિંગ પોતાને હસ્તે થયેલી ભૂલ સમજી ગયો અને બોલ્યો: " હું જાણું છું કે આપના જેવાં સદ્વર્ત્તનવાળાં સદ્ગુણીને માટે આ પુસ્તકોનો તાદૃશ્ય ઉપયોગ નથી; પરંતુ માત્ર એ પુસ્તકો સુંદર નીતિવિષયક નિબંધ જેવાં હોઇને મેં તમને વાંચવાને માટે આપ્યાં છે. "

એ ખુલાસાથી પદ્માવતીબાઇના મનનું સમાધાન થયું. બાકી નહિ તો કદાચ એ પ્રસંગને લીધે માનસિંગનો એ કુટુંબ સાથેનો સંબંધ તદ્દન બંધ પડી ગયો હોત.

## પ્રકરણ ૪૩ મું.

### એક ભિખારી.

વ્યાપારધંધામાં પડતા શ્રમથી કંટાળીને કેટલાક દિવસ વિશ્રાંતિ લેવાને માટે ચંદ્રનગરનો એક બીજો વ્યાપારી પણ ચંદ્રમૌલેશ્વરમાં આવ્યો હતો. ગીરધરલાલને તેની સાથે સારી પિછાન હતી. એક દિવસે એ વ્યાપારીને ત્યાં ગીરધરલાલને સહકુટુંબ જમવાનું હતું તેઓ જમીને મોડી રાત્રે ઘેર આવ્યાં તે વખતે ગીરધરલાલે પોતાના મકાનના ઓટલામાં એક શોચનિય સ્થિતિએ પહોંચેલી વ્યક્તિને જોઈ. ઠંડીથી થરથરતો એક દુઃખી મનુષ્ય ત્યાં બેઠેલો હતો. તેને પૂછતાં એનું

માલૂમ પડયું કે આજ બે દિવસથી તેને લેશ પણ અન્ન મળ્યું ન હતું અને એ દિવસે તો રાત્રી ક્યાં ગાળવી તેની પણ ચિંતા થઈ પડી હતી.

એ ભિખારી જેવા દેખાતા મનુષ્યના શબ્દો પરથી તેનું દુઃખ ખરેખર તીવ્ર અને વાસ્તવિક છે, એવી ગીરધરલાલની ખાત્રી થઇ. તેણે એ ભીખારીના હાથમાં ચાર આનાના પૈસા મૂક્યા અને તેની મદદથી કોઇ સ્થળે ખાવાપીવાની તથા સૂવાની સગવડ કરવાનું કહ્યું.

એ ભિખારીએ અત્યંત કૃતજ્ઞતાપૂર્ણ સ્વરે ગીરધરલાલનો આભાર માન્યો. પછી તે એ શીતળગાર સ્થળેથી ઉઠીને જતો હતો એવામાં તેને ચક્કર આવવાથી "હે ખુદા ! હવે મારૂં શું થશે ?" એવો ઉદ્ગાર કાઢતો તે જમીન પર પડ્યો અને બેભાન બની ગયો.

એવી સ્થિતિમાં તેને છોડી દેવો એ ગીરધરલાલને યોગ્ય લાગ્યું નહિ. એથી તેણે પોતાના નોકરની સહાયથી તેને જમીન પરથી ઉંચકીને મકાનમાં લીધો. એ બિચારાનાં ફેફસામાં શ્વાસો-ચ્છ્વાસ લેવાની પણ શક્તિ ન હતી. એથી તથા તે કણસતો હતો એ ઉપરથી તેને કેટલી બધી વેદના થતી હશે, તેની યોગ્ય કલ્પના આવી શકતી હતી.

એક ક્ષણ પણ વિચાર નહિ કરતાં ઘરબાર વગરના રસ્તામાં ભટકતા ભિખારીને પોતાના મકાનમાં આશરો આપવાનો એ ઉદાર હૃદયના વ્યાપારીએ નિશ્ચય કર્યો. તેને ઉપર લઇ જઇ શકાય તેમ નહિ હોવાથી નીચે નોકરો સૂતા હતા ત્યાં જ તેને માટે વ્યવસ્થા કરી. તે શુદ્ધિમાં આવ્યો એટલે તેને થોડુંક ગરમ દુધ આપ્યું. દુધ

પીવાથી તેના શરીરમાં સ્ફુર્તિ અને હુશિયારી આવી. થોડી વારે તેણે પોતાને માટે લાવવામાં આવેલા ભોજનનું પ્રાશન કર્યું. ભોજન કર્યા પછી તેને સ્હેજ શક્તિ પણ આવી.

એ મનુષ્ય મધ્યમ વયનો દેખાતો હતો. તેનો ચ્હેરો ચિંતા અને દુઃખથી સૂકાઇ ગયો હતો; અને તેનાં ઊંડાં ઉતરી ગયેલાં નેત્રો પરથી તેની દુઃખપૂર્ણ અવસ્થાની કલ્પના થઇ શકતી હતી. રૂચીકર ખોરાક અને યોગ્ય સારવારને લીધે તેને તુરત ઉંઘ આવી ગઇ. ગીરધરલાલ પણ પોતે કરેલા આ સત્કૃત્યને લીધે પોતાને ધન્ય માનતો શાંતપણે નિદ્રાને આધીન થઇ ગયો.

બીજે દિવસે સ્હવારે ચહાપાણી થયા પછી દેવદર્શનનું બ્હાનું કાઢીને સુનંદા બહાર ચાલી ગઇ. ગીરધરલાલ એ વખતે પેલા ભિખારીની સારવાર કેવી થાય છે, એ જાણવાને તથા તેની સ્થિતિથી વાકેફગાર થવાને આતુર હોવાથી, તેણે સુનંદાને એકલી બહાર જવા દેવામાં હરકત કરી નહિ. વળી તે દેવદર્શને જતી હોવાથી તેને માટે સંશય આણવાનું કશું કારણ પણ ન હતું.

ગીરધરલાલ નીચે ગયો ત્યારે જે ઓરડીમાં પેલા ભિખારીને રાખવામાં આવ્યો હતો ત્યાં તે હમણાં જ ગાઢ નિદ્રામાંથી જાગૃત થયો હતો. પોતાને એક ભવ્ય મકાનમાં ખાટલા પર સૂતેલો જોઇને આ એક સ્વપ્ન તો નહિ હોય, એમ તેને ક્ષણભર લાગ્યું. પરંતુ ઉંચે દૃષ્ટિ કરતાં પોતાના ઉપકારકર્ત્તાને તેણે પોતાની સામે જ ઊભેલો જોયો. "ખુદા આપનું ભલું કરો," એવો આશીર્વાદ તેણે ગીરધરલાલને આપ્યો. તેની મુદ્રા પરથી સ્પષ્ટપણે જણાઇ આવતું હતું કે તેણે શોક કિંવા દુઃખનો ખોટો દંભ કરેલો ન હતો. એ જ વખતે ગીરધરલાલને માનસિંગનું સ્મરણ થયું. તે મનોગત

બોલ્યો: "આ માણસ મારા ઉપકારનો બદલો પેલા લુટારાની માફક ન આપે એટલે બસ !"

જો કે તેના મનમાં એ માણસને માટે સંશય આવ્યો હતો એમ ન હતું. તેણે એ ભિખારીને માટે ચહા પુરી મંગાવ્યાં. એ બિચારાના પેટમાં બે–ત્રણ પુરીઓ અને એક કપ ચહા ગયા બાદ ગીરધરલાલે તેને આવી સ્થિતિમાં આવી પહોંચવાનું કારણ પૂછ્યું.

"શું કરૂં ?" તે માણસે ઉત્તર આપ્યો: "મેં મારી ઉમર હલકા અને દુષ્ટ માર્ગમાં વિતાડી તેનો મને અત્યારે ખુદા બદલો આપે છે."

"પશ્ચાત્તાપ ગમે ત્યારે પણ થાય તોયે હિતકર નિવડે છે." તેનું મન શાંત કરવાના હેતુથી ગીરધરલાલ બોલ્યો.

"પણ શેઠ સાહેબ !" તે માણસ મસ્તક ધૂણાવતો બોલ્યો: "નસીબ રૂઠયા પછી એકાદો નીચ મનુષ્ય ગમે તેટલો પસ્તાવો કરે તોપણ એ નકામો જ જાય છે, કેમકે જો ખુદાએ તેને આફતમાં ન નાખ્યો હોત તો તેણે અવળો રસ્તો છોડયો ન જ હોત. એટલે કે અમુક આફત પડવાને લીધે નહિ પરંતુ પોતાનાં કામની નીચતાનો ખ્યાલ આણીને પાપી મનુષ્ય એકદિલથી પસ્તાવો કરે ખુદાની માફી માગે તો જ તેનું ફળ મળે છે એવું મારૂં માનવું છે. બાકી મારા જેવો નીચ માણસ હવે આફત આવ્યા પછી ગમે તેટલો પસ્તાવો કરે તો પણ ખુદાને તેની દયા આવવાની નહિ જ."

"ઈશ્વર ઘણી વાર માનવીઅંતઃકરણને પશ્ચાત્તાપ કરવાની ખાસ પ્રેરણા કરે છે ખરો !" સજ્જન વ્યાપારી બોલ્યો: "પણ, શું તેં એટલા બધા ઘોર અપરાધ કર્યા છે ?"

"શેઠજી ! હું જરી પણ સંકોચ રાખ્યા વગર મારી બધી

હકીકત આપની સામે રજુ કરીશ. એથી આપને મારાં પાપનો ખ્યાલ આવશે અને મારા હૃદય ઉપરનો બોજો પણ હલકો થશે. ભૂખમરાને લીધે મારી તન્દુરસ્તીને જબરદસ્ત ધક્કો લાગ્યો છે. એટલે આમાંથી હું બચીશ તો નહિ જ એવી મારી ખાત્રી છે. પણ આપની પાસે તમામ વાત કબૂલ કર્યાથી એક ભયંકર ઘટના મેં છૂપી રાખી નથી, એટલો મારા દિલને કરાર થશે."

"વિના હરકતે તારે જે કાંઈ કહેવું હોય તે કહે." ગીરધરલાલે કહ્યું: "તેં મારા ઉપર રાખેલા વિશ્વાસનો હું દુરુપયોગ કરીશ નહિ એટલી ખાત્રી રાખજે."

"શેઠજી! મારૂં નામ જમાલ છે. હું જાતનો ઘાંચી છું અને ચંદનગરમાં ઘાંચીપોળમાં રહુંછું." એ દરીદ્રી મનુષ્ય બોલ્યો: "મારાં માબાપ બન્ને હલકી અવસ્થામાં ઉછરેલાં હોવાથી તેમની સ્થિતિરીતિ હલકા પ્રકારની હતી. એથી મને પણ ન્હાનપણથી અનીતિની જ તાલીમ મળી હતી. મારો બાપ મને રસ્તાપર ચોરી કરવાને કે ખીસા કાતરવાને મોકલતો અને જો હું રાત્રે કોઇનો રેશમી રૂમાલ કે બીજી દુકાન માંહેની અથવા કોઈના ખીસા માંહેની એકાદી કીમતી વસ્તુ લાવ્યા વગર જ ઘેર આવું તો મને અન્નને બદલે પેટપૂર માર મળતો અને એ મારથી જ તૃપ્ત થઇને મારે સૂઇ જવું પડતું. એથી ન્હાનપણથી જ મારૂં મન તમામ પ્રકારની નીચતામાં કેટલું કુશળ બન્યું હશે અને હું મારા જેવા ધંધાર્થીઓમાં કેવો આગળ પડતો થયો હોઇશ તેની કલ્પના આપને આવી શકશે. મારા બાપને ઘોડા ચોરવા માટે જન્મકેદની સજા થઈ અને મારી મા દારૂના વ્યસનનો ભોગ થઇ પડી. શેઠજી! ગરીબાઇને લીધે લોકોના કેવા હાલ થાય છે તથા તેમને કેવાં દુષ્ટ વ્યસનો લાગુ પડે છે તેની

આપને કલ્પના ન હોય એ બનવાજોગ છે. આ જગતમાં સંપત્તિ અને ઐશઆરામ તો માત્ર મુઠ્ઠીભર આળસુ શ્રીમંતોને માટે જ છે. બાકી ગરીબોને તો આખો જન્મારો ભૂખ અને દુઃખમાં જ કાઢવો પડે છે! હું અગીયાર વર્ષનો થયો એ વખતે મારી મા પણ મરી ગઇ અને હું નિરાધાર બની ગયો. હવે મારે મહેનત મજુરી કરીને પેટ ભરવાનો પ્રસંગ આવ્યો. કર્મસંજોગે એક માણસના મારે ઓળખાણ થઇ. તે અમારી જાતનો-મુસલમાન હતો. ચંદ્રનગરમાં તેની હોટેલ હતી. તે હોટેલમાં અનીતિથી પેદા કરેલા પૈસા ખર્ચીને માલમલીદા ઉડાવનારા ચોર અને લૂટારા લોકો રાત્રીએ એકઠા થતા. હું એ હોટેલમાં નોકર રહ્યો. એ સ્થળે મેં એવા એવા ચમત્કારિક પ્રકારો જોયા કે એ સાંભળીને આપ તો આશ્ચર્યથી છક્ક જ બની જાઓ. પણ એ બધી બીનજરૂરી હકીકત જણાવીને હું આપનો કીમતી સમય ગૂમાવવા નથી માગતો. હું પચીશ વર્ષનો થયો ત્યારે મેં મારા માલિકની દીકરી સાથે લગ્ન કર્યું. ત્યારપછી થોડા વખતમાં જ મારો શેઠ મરણ પામવાથી તેને છોકરો નહિ હોવાને લીધે તેનો વારસો મને મળ્યો અને હું હોટેલનો માલીક બન્યો. મેં બે-ત્રણ ઘોડા પણ ખરીદ કર્યા અને તે લૂટારાઓને ભાડે આપીને મારી આવકમાં વધારો કર્યો. આ વેપારમાં મને એટલો બધો લાભ મળ્યો કે પછી ખીસાં કાતરવાનો ધંધો મેં જાતે છોડી દીધો. ધીમે ધીમે મેં ઘોડા વધારવા માંડયા અને તેને યોગે મારી આર્થિક સ્થિતિ સુધરતી ચાલી."

નબળાઇને લીધે જમાલને થાક લાગવાથી થોડી વાર વિશ્રાંતિ લેવાને તે સ્તબ્ધ રહ્યો, બાદ પુનઃ કહેવા લાગ્યોઃ "એક દિવસ એક માણસ મારે ત્યાં આવ્યો અને બોલ્યોઃ 'મારે આજે રાત્રે બે ઘોડા

ભાડે જોઇએ છે તે તું આપીશ ?' એ માણસ મને અગાઉના જેવા લાગ્યો. પણ મારા વેપારની તેને માહિતિ મળેલી હતી એમ દેખાતું હતું. મને ભાડા બદલ તે મોટી રકમ પણ આપવાને તૈયાર થયો; એટલે મેં તેની માગણી કબૂલ કરી મધ્યરાત્રીના શુમારે તે પોતાના સોબતી સાથે મારે ત્યાં આવ્યો. તેણે ડિપોઝીટના સો રૂપીયા મને આપ્યા અને તેમને મારે તૈયાર કરી રાખેલા ઘોડા ઉપર બેસીને તેઓ ચાલ્યા ગયા. ત્રણ–ચાર કલાક પછી તે પાછા આવ્યા. તેમણે મને ભાડાની ઠરાવેલી રકમ આપવા સાથે એ વાત ગુપ્ત રાખવાને બીજી બક્ષિસ પણ આપી. એ બનાવ બન્યાને બીજે કે ત્રીજે દિવસે ચંદ્રનગરથી દક્ષિણ તરફ જતા રસ્તા ઉપર એક માણસનું ખૂન થયાની હકીકત મારા સાંભળવામાં આવી; અને જે રાત્રીએ એ બે જણા મારા ઘોડા ભાડે લઇ ગયા હતા તે રાત્રીએ જ એ કૃત્ય થયું હતું એમ પણ મારા જાણવામાં આવ્યું. એ ગુન્હો એ માણસોએ જ કરેલો હોવો જોઇએ એવો મેં તર્ક કર્યો. હું પોતે જો કે દુરાચારી જ હતો તો પણ એવા ભયંકર કૃત્યમાં મેં મદદ કરી છે એવો વિચાર મારા મનમાં આવતાં મારૂં આખું અંગ કંપવા લાગ્યું."

"એ ખૂનની હકીકત મને યાદ છે.'' ગીરધરલાલે કહ્યું: "મને લાગે છે કે એ ગુન્હેગારોનો બિલકુલ પત્તો લાગ્યો નથી. જેનું ખૂન થયું હતું તે કુંદનપુરનો સંતોકરાય નામનો એક વ્યાપારી હતો એ પણ મને યાદ છે."

"આપ કહો છો તે બરાબર છે, સાહેબ!" જમાલ બોલ્યો: "પણ ત્યારથી મારી પડતી આવવા લાગી. મારો એક પણ દાવ ફતેહમંદ થતો નહિ. મેં એ ખૂની માણસોને ઘોડા ભાડે આપ્યા ન હોત તો મારા ઉપર સંકટો આવ્યાં ન જ હોત એમ તો હું કદી

શકતો નથી. ગમે તેમ હોય પણ ખુદાએ મારા એ ઘોર અપરાધની સજા તરીકે મારા ઉપર દુઃખ નાખવા માંડયું એ કલ્પના મારા મનમાંથી નિકળી શકતી નથી. મારી સ્ત્રીને એકાએક કોલેરા થવાથી તે મરણ પામી. એક રાત્રે મારા મકાનમાં અવારનવાર આવનારા લૂટારાઓમાંના કેટલાક લોકો મારા ઘરમાં ખાતર પાડીને મારી પાઇએ પાઇ લઈ ગયા, મારા ઘોડા પણ ચોરી ગયા. એ બનાવની વાત સાંભળીને મારા લ્હેણદારોએ પોતાનું લ્હેણું વસુલ કરવાને સપાટો ચલાવવા માંડયો. મેં તેમને થોડી ધીરજ રાખવાને પુષ્કળ વિનવ્યા. પણ તેમણે સાંભળ્યું નહિ. છેવટે મારા ઉપર દાવા થયા અને મારી માલ મીલકત જપ્ત કરવામાં આવી. એ અરસામાં જે મકાનમાં મારી હોટેલ હતી તેની ભાડાચીઠીની મુદત પૂરી થઇ હતી. એટલે મકાનના માલિકે એક વર્ષના ભાડાની અગાઉથી માગણી કરી. તે હું કોઇ પણ રીતે આપી શકું તેમ નહિ હોવાથી છેવટે મારે ઘરબાર વગરના ભિખારીની હાલતમાં આવવું પડયું. ત્યાંથી હું ચંદ્રનગરની એક ધર્મશાળામાં રહ્યો અને હવે ભાવિષ્માં શો ધંધો કરવો તેનો વિચાર કરવા લાગ્યો. મારી પાસે થોડા ઘણા પૈસા હતા તે પણ ખૂટી પડયા અને એક ટંક અન્ન વગર પણ મારે ચલાવવું પડયું. એક વખત મને ચોરીનો ધંધો ફરીથી શરૂ કરવાનું મન થયું. પણ જે ભયંકર ગુન્હાને પરિણામે મારી આવી અવસ્થા થઈ છે, તેવા પ્રકારનો ગુન્હો ફરીથી કરવાની મારી વૃત્તિ થઇ નહિ. એવી રીતે એ દુર્વ્યસનમાંથી આ વખતે તો હું મુક્ત રહ્યો."

"તેં એ કામમાં જે મનોધૈર્ય દર્શાવ્યું છે તે લક્ષમાં લઇને ઈશ્વર તારા તમામ અપરાધો જરૂર માફ કરશે." શેઠે કહ્યું.

"એમ થાય તો ઘણું જ સારૂં." જમાલ આવેશપૂર્વક બોલ્યો: "એ પ્રમાણે મનમાં ને મનમાં નિશ્ચય કરીને એ મોહમયી નગરીનો મેં ત્યાગ કર્યો. મેં ન્હાનાં મોટાં ગામડાંઓમાં ભટકવાની શરૂઆત કરી. મને ભિખ માગતાં શરમ થતી હોવાથી મારી પાસે થોડાંક કપડાં હતાં એ વેચી વેચીને મેં થોડા દિવસ તો નભાવ્યું. પણ તે. પછી મારી ખાત્રી થઇ કે દાનશીળ લોકો પાસે જો હું યાચના નહિ કરૂં તો ભૂખે મરવાનો પ્રસંગ આવશે. એ શોચનીય સ્થિતિમાં ગઇ કાલે સ્હવારે હું આ ગામમાં આવી પહોંચ્યો. હું વ્યાધિ અને દુઃખથી ગાંજી ગયો હતો આપે મને ગઇ કાલે રાત્રે જોયો ત્યારે હું બે દિવસનો ભૂખ્યો હતો. મારી પાસે પૂરતાં કપડાં પણ ન હોવાથી ઠંડી સામે મારા દેહનું રક્ષણ થઇ શકે તેમ ન હતું. વળી અહીં ધર્મશાળાઓમાં માત્ર હિંદુઓને જ ઉતરવા દેતા હોવાથી મારે માટે આશ્રયસ્થાન પણ ન હતું. જો આપને મારી દયા ન આવી હોત તો ગઇ કાલે રાત્રીએ જ હું મરણ પામ્યો હોત. એ પ્રમાણે મારી તમામ હકીકત જરીકે અસત્યના ભેળ સિવાય મેં આપને જણાવી છે. મને લાગે છે કે જે જે માણસોને મેં ઘોડા ભાડે આપ્યા હતા તેમણે પેલા કુંદનપુરના વેપારીનું ખૂન કર્યું હશે તો એ લોકોની મેં આપેલી માહિતીથી તેમનો પત્તો લાગવાનો સંભવ છે ખરો. ખુદા કરે ને તેમને તેમના ઘોર કૃત્યનું ફળ મળે!"

જમાલને પુષ્કળ થાક લાગ્યો હતો, ને જોરથી શ્વાસોચ્છ્વાસ લેતો હતો; એટલે તેને નિશ્ચિંતપણે વિશ્રાંતિ લેવાનું કહીને ગીરધરલાલ ત્યાંથી ઉઠ્યો. તે પોતાના નોકરોને આ ગરીબ મનુષ્યની યોગ્ય સારવાર કરવાની સૂચના કરીને દિવાનખાનામાં ચાલ્યો ગયો.

## પ્રકરણ ૪૪ મું.

### આકસ્મિક મુલાકાત.

તે દિવાનખાનામાં જઇને જમાલની હકીકતથી મનને થયેલી ગ્લાની દૂર કરવાને એક કોચ ઉપર બેઠો બેઠો 'પારસ–ભાગ' નામનું વેદાન્ત વિષયક હિંદી પુસ્તક વાંચતો હતો. તેમાં એક સ્થળે એક એવું વાક્ય હતું કે 'જેમ દિવસના પ્રારંભમાં પ્રકાશ પણ અંતે અંધકાર થાય છે તેમ દુષ્કૃત્ય કરનાર મનુષ્ય શરૂઆતમાં પોતાને સુખી માને છે, પરંતુ છેવટે અવશ્ય તેને દુઃખના ભોક્તા થવું પડે છે.' એ વાક્ય પર તેની દૃષ્ટિ હતી તે જ વખતે નીચે પ્રવેશદ્વાર ઉપર કોઇએ થાપ મારી હોય એમ તેના સાંભળવામાં આવ્યું. તેણે અનુમાન કર્યું કે પેલા વેદાન્તી વૃદ્ધ ગૃહસ્થ આવેલા હોવા જોઇએ. પરંતુ તેને બદલે એક બીજા જ વૃદ્ધ ગૃહસ્થ તેની દૃષ્ટિએ પડ્યા.

"મારૂં નામ કરસનદાસ!" એ વૃદ્ધ ગૃહસ્થે કહ્યું: "તમારૂં નામ ગીરધરલાલ શેઠ ને? તમારો અમારો વ્યવહાર ઘણો લાંબો સમય ચાલ્યો હતો."

ગીરધરલાલે કરસનદાસ શેઠનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું અને પોતાની પાસે કોચ ઉપર બેસાર્યા.

બે ચાર પળ મૌન રહ્યા બાદ કરસનદાસ શેઠ બોલ્યા: "તમે મને થોડા દિવસ પહેલાં લખેલો પત્ર મળ્યો હતો. એ ઉપરથી લક્ષ્મીદાસને બદલે માનસિંગ લુટારો તમારે ત્યાં લક્ષ્મીદાસનું નામ

ધારણ કરીને રહ્યો હતો એવું મારા જાણવામાં આવ્યું. પરંતુ મને એથી મારા ભાગીદારના સંબંધમાં ચિંતા થઇ એટલે હું તેનું શું થયું એ વિષયમાં તપાસ કરવાને માટે આ તરફ આવ્યો છું. પ્રથમ તો હું ચંદનગર આવ્યો. ત્યાં આવતાં માર્ગમાં શામળગઢ સ્ટેશન ઉપર મને એટલો પત્તો મળ્યો કે સપ્ટેમ્બર માસની ૨૫ મી તારીખે લક્ષ્મીદાસ એક વીશીમાં ઉતર્યો હતો. એ વીશીવાળાના ચોપડામાં તેનું નામઠામ હતું."

"શું કહો છો?" ગીરધરલાલે આશ્ચર્ય વ્યક્ત કર્યું: "આ એક મોટા આશ્ચર્યની વાત છે. હું સોગન ઉપર કહું છું કે મેં તેમને બિલકુલ જોયા નથી; અને હું ધારૂં છું કે એક લુચ્ચા માણસે લક્ષ્મીદાસનું નામ ધારણ કરીને મને કેવી રીતે ફસાવ્યો હતો, એ તમને મારા સ્નેહી હિમ્મતલાલે કહ્યું હશે."

"હા તમામ હકીકત મારા જાણવામાં આવી છે." કરસનદાસે જવાબ આપ્યો: "એ લુટારા માનસિંગે તમને જે નુકસાન કર્યું છે તથા તમારા કુટુંબ ઉપર સંકટ નાખ્યું છે, એ માટે મને અત્યંત ખેદ થાય છે. એ છદ્મવેષધારી લક્ષ્મીદાસ સાથે તમારી ભાણેજનું લગ્ન થનાર હતું, તેની તિથિ સુદ્ધાંત નક્કી થઇ હતી, પરંતુ હિમ્મતલાલે વખતસર આવી પહોંચીને એ સંબંધથી તમારા ઉપર આવી પડનારો માઠો પ્રસંગ ટાળી દીધો એ પણ મારા જાણવામાં આવ્યું છે."

'એ પ્રસંગથી મારી ગરીબ બિચારી ભાણેજના અંતઃકરણપર એવો આઘાત થયો છે કે તે કદી પણ પૂર્ણપણે મસ્તક ઉંચું કરીને જોઈ શકનાર નથી." ગીરધરલાલે કહ્યું: "કાળે કરીને તેના મનનું દુઃખ સ્હેજ કમી થશે ખરૂં; મને લાગે છે કે છેલ્લા આઠ-દશ

દિવસથી તેની પ્રકૃતિ કાંઇક સુધરી છે અને તેનો ઉત્સાહ પણ વધ્યો છે.”

“ઇશ્વર તેનું કલ્યાણ કરો.” કરસનદાસે કહ્યું: “હવે હું તમને મારી હકીકત જણાવું. શામળગઢથી હું ચંદ્રનગર આવ્યો. ત્યાં મને ખબર મળ્યા કે તમે અહીં આવ્યા છો. એટલે હું સીધો અહીં આવ્યો. લક્ષ્મીદાસનો પત્તો મેળવવાનો મેં ચોક્કસ નિશ્ચય કર્યો છે. તેના ગૂમ થવામાં કાંઇક ગૂઢ ભેદ સમાયેલો છે. મને અનેક પ્રકારની ચિત્રવિચિત્ર શંકા આવે છે.”

“શું લક્ષ્મીદાસનું ખૂન થયું હોય એવી ભીતિ તમને લાગે છે?” ગીરધરલાલે પૂછ્યું.

“નહિ તો બીજું શું?” કરસનદાસે કહ્યું: “ચંદ્રનગર પાસે કેટલાક દિવસો પહેલાં એક પરગામના વ્યાપારીનું ખૂન નથી થયું? ચંદ્રનગરનાં વર્તમાનપત્રોને આધારે અમારા શહેરનાં વર્તમાનપત્રોમાં પણ એ હકીકત પ્રકટ થઇ હતી.”

“હા, બરાબર છે.” ગીરધરલાલ બોલ્યો: “એટલું જ માત્ર નહિ, પરંતુ આશ્ચર્ય તો એ છે કે તમારા હસ્તાક્ષરનો જે પત્ર મને માનસિંગે આપ્યો હતો, તે પત્રને આધારે જોતાં લક્ષ્મીદાસ જે દિવસે ચંદ્રનગર પહોંચવા જોઇતા હતા તે જ દિવસે એ વ્યાપારીનું ખૂન થયેલું છે!”

“પણ એ મરણ પામેલા મનુષ્યનું નામ તો સંતોકરાય હતું, ખરૂંને?” કરસનદાસ વિચાર કરતો કરતો બોલ્યો.

“તમે હમણાં જણાવ્યું કે સપ્ટેમ્બર માસની ૨૫ મી તારીખે લક્ષ્મીદાસ શામળગઢમાં હતા, નહિ વારૂ?” ક્ષણ માત્ર વિચાર કરીને ગીરધરલાલે પૂછ્યું. તેના મનમાં એકાએક એક સંશય

ઉત્પન્ન થયો હતો.

"હા, બરાબર તે જ તારીખે તે શામળગઢમાં એક વીશીમાં ઉતર્યો હતો."

"રહો, હું હમણાં જ આવું છું." એમ કહીને ગીરધરલાલ દિવાનખાનામાંથી બહાર ગયો. તેના એ વર્તનથી કરસનદાસને સ્હેજ આશ્ચર્ય પણ થયું. ગીરધરલાલ અચાનક શા માટે ઉઠયા હશે એ બાબતના વિચારમાં તે ગર્ક બની ગયો.

થોડી વારે જે માણસને પોતે આશ્રય આપ્યો હતો તે માણસને પોતાની સાથે લઇને ગીરધરલાલ પુનઃ દિવાનખાનામાં આવ્યો.

"જમાલ !" તેણે પ્રશ્ન કર્યો: "તું હમણાં કહેતો હતો એ બે માણસોને તેં કઇ તારીખે ઘોડા ભાડે આપ્યા હતા એ તું કહી શકીશ ?"

"એ દિવસ મારા હૃદયપટ ઉપર એટલો મજબૂત ચોટી રહ્યો છે કે તેનું મને કદી પણ વિસ્મરણ થનાર નથી." જમાલે કહ્યું: "મને યાદ છે કે સપ્ટેમ્બર માસની ૨૫ મી તારીખે એ બનાવ બન્યો હતો."

"હેં ! આ શો ચમત્કાર !" કરસનદાસના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"વારૂ, હવે તું એ બન્ને જણાના ચ્હેરા–મ્હોરાનું બરાબર વર્ણન અમારી પાસે કર એટલે થયું." ગીરધરલાલ અત્યંત ઉત્કંઠા-પૂર્ણ મુદ્રાથી બોલ્યો.

જમાલે ટુંકામાં પણ સ્પષ્ટપણે સર્વ માહિતી આપી.

"એજ ! એ બન્ને માણસો બીજા કોઇ નહિ પણ માન-સિંગ અને ચુમાન જ હોવા જોઇએ ! એ બાબતમાં લેશમાત્ર

પણ શંકા નથી " ગીરધરલાલે ઉદ્દગાર કાઢયો: " શેઠજી! તમારા મનમાં ઉત્પન્ન થયેલી શંકા ખરી ઠરશે એવો મને ભય રહે છે. આ બે લૂટારાઓએ જ તમારા ભાગીદારને ઠાર કરેલો હોવો જોઇએ: અને કુંદનપુરનો વ્યાપારી સંતોકરાય બીજો કોઇ નહિ પણ લક્ષ્મીદાસ પોતે જ, એવો તર્ક કરવામાં કશો પણ વાંધો નથી. નામનો ગોટાળો ભૂલને લીધે થયેલો હોય કિંવા લક્ષ્મીદાસ પાસેથી મળેલા કાગળ પત્રો ઉપ-થી પોલીસની એવી સમજ થયેલી હોય એ બનવાજોગ છે."

કરસનદાસે પ્રસ્તુત ભાષણ ઇત્થંભૂત શ્રવણ કર્યું ખરૂં. પરંતુ તેના પ્રત્યુત્તરમાં એક અવાક્ષર પણ કાઢયો નહિ. તે હાથ ઉપર મસ્તક ટેકાવીને અત્યંત દુ:ખીત અંત:કરણ પૂર્વક આ સત્ય નિવડનારા સંશયના વિચારમાં તલ્લીન બની ગયો હતો

"માનસિંગ અને ગુમાન ચંદનગરમાંથી પલાયન કરી ગયેલા હોવાની મારી ખાત્રી છે." ગીરધરલાલે કેટલોક સમય મૌન રહ્યા પછી કહ્યું: "એ બરોબર મારા હાથમાં સપડાયો હતો, એમ છતાં આબરૂ જવાના ભયથી હિમ્મતલાલનું કહેવું મારે માન્ય રાખવું પડયું. મેં એ દુષ્ટની અપેક્ષા કરી તે માટે અત્યારે મને ખરેખર પશ્ચાત્તાપ થાય છે."

તેનું છેવટનું વાકય પૂર્ણ નહિ થયું હોય તે પહેલાં જ સુનંદાની સાથે વૃદ્ધ ગૃહસ્થના સ્વરૂપમાં માનસિંગે પ્રવેશ કર્યો.

સુનંદાનો વિચાર પોતાના મામાના ચરણમાં પડીને પોતે કરેલા ગુપ્ત કૃત્ય માટે તેમની ક્ષમા માગવાનો હતો. પરંતુ તે સ્થળે અન્ય અજાણ્યા માણસોને જોઇને તે અટકી ગઈ.

એજ ક્ષણે એક ચમત્કારિક પ્રકાર બની આવ્યો.

માનસિંગે પોતાની કાકદષ્ટિથી તેજ વખાએ કરસનદાસને પિછાની લીધો. એને જોઇને તે દિવાનખાનામાંથી ચાલ્યો જવાની તૈયારી કરતો હતો, એટલામાં તે ગૃહસ્થ એકદમ ઊભો થઇ ગયો અને બૂમ પાડીને બોલી ઉઠયોઃ "હું આ શું જોઉં છું? અહો આ જ એ પ્લવંગમ પદ્મનાભ–નીચ માનસિંગ!—" એમ બોલતો તે વૃદ્ધ વ્યાપારી એક જુવાન મનુષ્યની માફક માનસિંગના અંગ ઉપર ધસ્યો. તેણે માનસિંગના મસ્તક પરનો ફેંટો અને ચશ્મ કાઢીને બાજુએ ફેંકી દીધા.

અદ્યાપી માનસિંગની કૃત્રિમ શ્વેત દાઢી મૂછો કાયમ જ હતી પરંતુ તેના મસ્તકના કાળા વાળ અને તેની આંખો ઉપરથી તેને ઓળખવામાં ગીરધરલાલને કશો પણ વિલંબ લાગ્યો નહિ. કેમકે તેનો ચ્હેરો એ વ્યાપારીના અંતઃકરણમાં પૂર્ણપણે કોતરાઇ રહ્યો હતો. આ ચમત્કારિક દૃશ્ય–નાટકમાં પાઠ ભજવવાનો જમાલનો વારો પણ આવી પહોંચ્યો હતો.

માનસિંગનો ફેંટો અને ચશ્મા દૂર થતાં જ જમાલ જ્યાં બેઠો હતો ત્યાંથી બૂમ પાડતો ઉઠયોઃ "પકડો એ નીચને–છોડશો નહિ. કુંદનપુરના વ્યાપારીનું ખૂન થયું તે રાત્રીએ મારા ઘોડા ભાડે લઇ જનાર આ નીચ પોતે જ હતો!"

દુશ્મનોએ પોતાને ચોતરફથી ઘેરી લીધો છે એ જોઇને માનસિંગનાં હાંજા ગગડી ગયાં. એમ છતાં પણ તેણે કરસનદાસના હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ગીરધરલાલ તથા જમાલ એ વૃદ્ધ વ્યાપારીની મદદે આવી પહોંચવાથી તે નાઇલાજ બની ગયો.

"તમે હવે એમને શું કરવા માગો છો?" ગીરધરલાલ અને કરસનદાસની વચ્ચે આવીને સુનંદા કરૂણ સ્વરે બોલી.

" છોકરી ! તું આઘી ખસ." ગીરધરલાલ એદરકારીપૂર્વક બોલ્યો: " હવે હું તારૂં કશું પણ સાંભળનાર નથી. "

" મામા ! એમને મારશો નહિ—એમનો પ્રાણ બચાવો." ગીરધરલાલના પગ પકડીને સુનંદા બોલી: " એ કોણ છે, એ હજી તમને માલૂમ નથી—એમણે હવે મારા પતિનું પદ પ્રાપ્ત કર્યું છે."

" દુર્ભાગી છોકરી ! આ તું શું બોલે છે ?" ગીરધરલાલે ત્રાડ પાડી.

" મામા ! હું સત્ય કહું છું. આજે થોડાક સમય પહેલાં જ મારૂં એમની સાથે લગ્ન થયું છે." પોતાના લગ્નના પ્રથમ દિવસે જ આવું અમંગળ પરિણામ આવેલું જોઈને શોકથી વ્યાપ્ત બનેલી સુનંદા બોલી.

" એમ હોય તો આ કાળાં કૃત્યો કરનારનું સત્યાનાશ થાઓ ! " ગીરધરલાલ અત્યંત ક્રુદ્ધિત સ્વરે બોલી ઉઠયો: " પરંતુ હજી પણ આ નીચ માણસનો હેતુ કાયદાની મદદથી રદ કરી શકાય તેમ છે. મારી ભાણેજની તમામ મીલકતથી વકીલ લોકોનાં ગજવાં ભરાશે તો તેની મને દરકાર નથી, પણ આ દુષ્ટ ખૂનીના હાથમાં હું એક બદામ પણ જવા દેનાર નથી !"

" ખૂની !" સુનંદા ઉચ્ચ સ્વરે બોલી: "ના ના, એ ભયંકર શબ્દ ન ઉચ્ચારો. એવું મહાપાતક તેમને હાથે થયું નહિ જ હોય !"

" એણે જ હિમ્મતલાલના બાપનો વધ કર્યો છે; અને પૂરાવા ઉપરથી નિર્વિવાદિત રીતે સિદ્ધ થાય છે કે લક્ષ્મીદાસનું ખૂન પણ એણે જ કરેલું છે. મૂર્ખ છોકરી ! તારા કલ્યાણનું જ સદૈવ ચિંતવન કરનારા પાલકના કથન તરફ દુર્લક્ષ કરીને તું આ ખૂની મનુષ્યની અર્ધાંગી બની ! હાય ! દુર્દૈવ ! દુર્દૈવ !"

સુનંદાએ પણ આક્રંદ કર્યું અને તે મૂર્છિત થઇને જમીન પર પડી.

એટલામાં આ ઘોંઘાટ સાંભળીને પદ્માવતી તથા નોકરચાકરો દિવાનખાનામાં ધસી આવ્યાં.

"પ્રથમ સુનંદાની વ્યવસ્થા કરો." ગીરધરલાલે પોતાની પત્નીને કહ્યું: "ત્યાં સુધીમાં અમે આ નીચને એક ઓરડીમાં પૂરીને પોલિસને વરધી આપીએ છીએ."

અત્યારે પણ માનસિંગે ન્હાસી છૂટવાનો બન્યો તેટલો પ્રયત્ન કર્યો. પરંતુ એમાં તેને યશ આવ્યો નહિ. આગલી રાત્રીએ જમાલ જે ઓરડીમાં સૂતો હતો તે ઓરડીમાં તેને પૂર્યો. તેને બે ન્હાનાં જાળીઆં હતાં. પરંતુ તેમાં સળીઆ નાખેલા હતા. તેની દિવાલ પણ મજબુત હતી.

ત્યાર પછી ગીરધરલાલ ત્વરાથી એ ગામના પોલીસ ખાતાના અધિકારીને બોલાવવાને ગયો. એ યાત્રાનું સ્થળ હોવાથી ત્યાં ફોજદાર, જમાદાર અને તેમની નીચે કેટલાક પોલિસ રહેતા હતા.

## પ્રકરણ ૪૫ મું.

### પલાયન.

ગીરધરલાલ જે મકાનમાં રહેતો હતો તેની પડોશના મકાનમાં એક કૃષ્ણપ્રસાદ નામનો ભક્ત રહેતો હતો. ગત્ પ્રકરણમાં વર્ણવેલો બનાવ જ્યારે ગીરધરલાલના મકાનમાં ચાલતો હતો તે વેળાએ કૃષ્ણપ્રસાદ તે દિવસે રાત્રે એક ધર્મપ્રેમી

સજ્જનને ત્યાં કરવાના કીર્તનની તૈયારી કરી રહ્યો હતો

કીર્તન જેવા વિષયની તૈયારી કરવી એ પ્રથમ પ્રતિનું કઠિન કામ. તેમાં પણ કીર્તન કરતાં કરતાં 'ઇંદ્રિયસુખની લોલુપતા' એ વિષય ઉપર એક કડક વ્યાખ્યાન આપવાનો પણ ભક્તરાજનો વિચાર હતો. એટલે પ્રથમ કેસર, શર્કરા, ઇલાયચી આદિથી મિશ્રિત દુગ્ધનું પાન કરીને પછી જ વિષયપિપાસા ઉપર ઝણઝણીત વ્યાખ્યાન લખી શકાય તેમ હતું.

તેમણે પોતાને ત્યાં કામ કરનારીને બૂમ મારી. પાંચેક પળમાં જ એક તરૂણ, સુસ્વરૂપવતી અને હસમુખી બાલિકા ભક્તરાજ સામે આવીને ઊભી રહી.

" ચતુરા !" એ બાલિકાના ગાલ ઉપર પ્રેમથી હસ્તચાપલ્ય કરતા ભક્તરાજ બુઢ્ઢા બોકડાની માફક આંખ મચકાવતા બોલ્યા: "હું સવારથી આ કીર્તન તૈયાર કરવાના કામમાં ગુંથાઈ ગયો છું. મહાભારત, ભગવદ્‌ગીતા, ભક્ત દયારામનાં કીર્તન અને દુધના એક પ્યાલાની મદદથી આજ બપોર સુધીમાં તે પૂરૂં કરી નાખીશ એવી મને ઉમેદ છે."

" બપોર સુધીમાં પૂરૂં કરી નાખશો ?" ચતુરા સ્મિત કરતી બોલી.

" હા, પણ ચતુરા !" ભક્તરાજે કહ્યું: " દુધનો એક પ્યાલો કંઠ નીચે ઉતર્યાં સિવાય હવે મારાથી કશું લખી શકાય એમ મને લાગતું નથી."

" વારૂ, હું બાઇસાહેબને કહીને દુધ તૈયાર કરૂં છું."

"ચતુરે ! તું બહુ જ ડાહી છે હો. જો હું ચાર-પાંચ દિવસમાં એક નવી સાડી લઇ આપીશ. પણ જરી અહીં આવ તો:—"

એ તરૂણીએ પણ કશી આનાકાની કરી નહિ. " ના ના, બાઈ, આમ તે શું કરતા હશો ?" એ શબ્દો તેણે એવી રીતે ઉચ્ચાર્યા કે તેનો " ખુશીથી–નીઃસંકોચપણે " એવો જ અર્થ થાય. ભક્તરાજે ચતુરાને બાહુપાશમાં લઇને તેના કપોલ પ્રદેશપર ચુંબન કરવાનો વિચાર કર્યો હતો. પરંતુ તે જ વખતે છાપરા ઉપર કશોક ખખડાટ થયો.

ભક્તરાજ ચમક્યા, ચતુરા બૂમ પાડી ઉઠી; એટલામાં ઉપરથી એક મનુષ્યે અંદર કૂદકો માર્યો.

" હાય હાય ! આ તો ભૂત !" ચતુરા ઉચ્ચ સ્વરે બોલી: " ભક્તરાજ ! કીર્ત્તનની તૈયારી કરતાં ચુંબન લેવાનું આવું પરીણામ આવે છે. " એમ બોલતી તે એ નૂતન વ્યક્તિ તરફ નજર કરવાની ભાંજગડમાં પડયા સિવાય જ બહાર ચાલી ગઇ.

એવી અનપેક્ષિત રીતે મુલાકાત આપીને ભક્ત કૃષ્ણપ્રસાદને ચકિત કરી મૂકનાર વ્યક્તિ માનસિંગ જ ! તે નીચે કૂદતાં જ બોલ્યો: " ભક્તરાજ ! મારો પ્રાણ બચાવો. હું એક હતભાગી મનુષ્ય છું. હું આપણા પ્રાચીન વેદાન્તમતનો છું. આ પડખે સુધારક લોકો રહે છે. તેમની સાથે વાદવિવાદમાં સ્વધર્મ પ્રત્યે તેમની નાસ્તિકતા જોઇને મારે તેમની સાથે બોલાચાલી થઇ; એટલે તેમણે મારા ઉપર હલ્લો કર્યો. સારૂં થયું કે આ માર્ગે હું અહીં આવી લાગ્યો, નહિ તો તેમણે મને અધમૂવો કરી નાખ્યો હોત."

" સુધારક ! શું ? બાજુએ રહેતા લોકો સુધારક છે ? ખરેખર, તો તો તેઓ ગમે તેવું કૃત્ય કરવામાં પણ પાછા પડે નહિ ! સુધારક લોકોને નીતિનો કિંવા ધર્મશાસ્ત્રનો કશાનો નિર્બંધ હોતો નથી. ઇંદ્રિયસુખલાલસાની નિંદા કરવાને માટે જ એક

વ્યાખ્યાન તૈયાર કરવાના કામમાં હું ગુંથાયો હતો; એટલામાં તમે આવી પહોંચ્યા."

"બાજુના મકાનમાં સુધારક મતના લગભગ ચાલીશ માણસો છે." માનસિંગે ગપ હાંકી: "જો તમે મને મદદ નહિ કરો તો એ નિર્દય મનુષ્યો મારી પાછળ પડશે અને મારો પ્રાણ લેશે."

"બોલો, તમને હું શી મદદ કરૂં?" સુધારકોનો દ્વેષ કરનારા મનુષ્યને મદદ કરવાની પોતાને તક મળવાથી ભક્તરાજ આનંદિત બનીને બોલ્યા.

"મારાં કપડાં ઉપરથી નીચે ઉતરતાં મેલાં થઈ ગયાં છે, એટલે મને નવીન કપડાં પહેરવાને આપો. હું આ જ મકાનમાં કેટલોક સમય છૂપાઇ રહેવા ધારૂં છું."

"વારૂ, મારી પાછળ પાછળ આવો." એમ કહીને કૃષ્ણપ્રસાદ એ પ્રાચીન હિંદુ મતાભિમાનીને પોતાના શયનગૃહમાં લઇ ગયા. ત્યાં તેમને ધારણ કરવાનાં વસ્ત્રો અને બીજી વસ્તુઓ પણ હતી. આમાંથી જે ચીજનો ઉપયોગ કરવાની તમારી ઇચ્છા હોય એ માટે તમને સદર પરવાનગી છે."

માનસિંગે એ પરવાનગીનો અક્ષરશઃ ઉપયોગ કરી લેવામાં જરી પણ બાકી રાખ્યું નહિ. ભક્તરાજ બહાર ગયા એટલે તેણે ભક્તરાજનું રેશમી કોરનું ધોતીયું, ગળાથી તે પગ સુધી પીળા રંગનો રેશમી ઝભ્ભો અને તેવા જ રંગનો રેશમી સાફો ધારણ કરી લીધાં. એટલું કર્યા પછી ઓરડી માંહેની તમામ પેટીઓ અને હાટીયાં ખોલીને એક ચાંદીની છીકણીની ડાબડી, હીરાની વીંટી અને સોએક રૂપીઆ રોકડા પણ લઇ લીધા.

લગભગ પાએક કલાક તે એ શયનગૃહમાં રોકાયો, પછી પુનઃ જે ખંડમાં ભક્તરાજ બેઠા હતા તે ખંડમાં આવ્યો અને બોલ્યો: " આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. હું ધારૂં છું કે આ વેશમાં એ લોકો મને ઓળખી શકશે નહિ. એટલે હું ચાલ્યો જાઉં તો કશી હરકત નથી. આપના મકાનમાં હું હોઉં ને એ સુધારકો કદાચ આપના મકાન ઉપર હલ્લો કરે તો આપને—"

" હા હા, બરોબર છે. તમે ચાલ્યા જ જાઓ. આ પાછલું દ્વાર એક ગલીમાં પડે છે ત્યાં થઇને જાઓ, વસ્ત્રોની ચિંતા ન કરશો." ભક્તરાજ ગભરાઇ જઇને બોલ્યા. સુધારકોનો તેમને પુષ્કળ ડર લાગતો હોય એમ જણાતું હતું. કેમકે કેટલીવાર કીર્તન સમયે પણ સુધારકોની ચેષ્ટાનો તેમને અનુભવ થયો હતો. કૃષ્ણપ્રસાદના અનિષ્ટ વર્તનથી કંટાળેલા લોકોએ એક–બે વાર તેને મેથીપાક જમાડયો હતો.

" અહા ! ભક્તરાજ ! આપની કેટલી બધી ઉદારતા ? આપના આ ઉદાર કૃત્યનું આપને સદૈવ સ્મરણ રહ્યા કરશે. " એમ કહીને તે પાછલે દરવાજે થઇને એક ગલીમાંથી બીજી ગલીમાં એમ પસાર થઇ ગયો. પાછળથી જ્યારે ભક્તરાજે પોતાના શયનગૃહમાં પુનઃ પ્રવેશ કર્યો ત્યારે અધખોલી પેટીઓ, ઉઘાડાં હાટીઆં જોતાં અને તેમાંથી કીમતી ચીજો વગેરે ગૂમ થયેલું છે એમ માલૂમ પડતાં ભક્તરાજને માનસિંગ ઉપર કરેલા ઉપકારનું પુનઃ સ્મરણ થયા વગર રહ્યું નહિ ! !

માનસિંગ ભક્ત કૃષ્ણપ્રસાદના વેશમાં જતો હતો, તે વખતે ઘણા માણસોએ તેને વંદન કર્યું, તેમજ ભિખારીઓએ તેને રોકીને 'બાબા ! એક પેસેકા ચણા મરમરા દિલા દે,' એવી માગણી કરી

નહિ. કેમકે કૃષ્ણપ્રસાદ પાસેથી એક દમડી પણ પોતાને મળનાર નથી, એવી ભિખારીઓની ખાત્રી હતી.

ગામની બહાર નિકળ્યા પછી માનસિંગે ધોરી રસ્તો છોડીને આડે વગડે પ્રયાણ કર્યું અને તે શકય તેટલી ત્વરાથી માર્ગાતિક્રમ કરવા લાગ્યો. લગભગ પાંચ–છ માઇલ દૂર ગયો એટલે એક ઝુંપડી તેના જોવામાં આવી. એ ઝુંપડી પાસે તે થોભ્યો. એક ડોસી અંદર બેઠી હતી. તેની પાસે જઇને તે બોલ્યો: "આજ સહવારનો હું ભૂખ્યો છું. માટે મને દુધની દશમી બનાવી આપો." એમ કહેતાં તેણે કબજાના ખીસામાં હાથ નાખીને રૂપીઆનો રણકારો કર્યો. એથી તે ડોસીએ તેની માગણી તત્કાળ કબૂલ કરી.

માનસિંગે ઝુંપડીમાં પ્રવેશ કર્યો. અંદર ચોતરફ લક્ષ આપતાં એક ખીંટી ઉપર સુતરાઉ કાપડનો પોશાક લટકતો તેના જોવામાં આવ્યો અને કૃષ્ણપ્રસાદના લાંબા ઝભા કરતાં એ સાદો વેશ પ્રવાસમાં વિશેષ ઉપયોગી થઇ પડશે એમ તેને લાગ્યું.

"આ કપડાં કોનાં છે?" તેણે એ ડોસીને પૂછ્યું.

"એ મારા છોકરાનાં છે." ડોસીએ જવાબ આપ્યો: "પણ તે આજે પડખેના ગામડામાં પહેલવાનોની કુસ્તી જોવાને ગયો છે. ત્યાંથી દારૂમાં ચકચૂર બનીને પાછો ફરવાની તેની ખાત્રી હોવાથી, તે આ નવાં કપડાં બગડે નહિ એ હેતુથી હમેશનો સાદો પોશાકજ પહેરી ગયો છે."

"એ પોશાક વેચાતો લેવાની મારી ઇચ્છા છે. મને લાગે છે કે તે મને સારો દેખાશે." માનસિંગે કહ્યું: "હું મારો આ ઝભો અને સાફો તથા રેશમી કોરનું ધોતીયું અહીં મૂકતો જઇશ અને તે ઉપરાંત તમને થોડાક પૈસા પણ આપીશ."

" મહારાજ ! તમે મારી મશ્કરી કરતા જણાઓ છો. આ સુરવાળ અને અંગરખું તે આપને શોભે ખરું ?"

" અમારા જેવા તત્ત્વજ્ઞાનીઓ કોઇની કદી પણ મશ્કરી કરતા નથી." માનસિંગે કહ્યું: " તમે આ પોશાકના કેટલા પૈસા લેશો ? "

" જો તમે ખરું જ કહેતા હો તો આ પોશાકના બદલામાં તમારો પોશાક મને આપો તોયે બસ. એ પોશાક પહેરીને મારો છોકરો કૃષ્ણપ્રસાદ ભક્તના કીર્તનમાં જશે તો ભક્તરાજ તેને જોઇને ખૂબ ચિડાશે ! અને મારા છોકરાને એટલું જ જોઇએ છે. એક વાર તે ભક્તરાજના જેવો જ પોશાક પોતાને માટે તૈયાર કરાવવાનું કહેતો હતો ! "

" વારુ ત્યારે આ કપડાં અને ઉપર ત્રણ રૂપીઆ હું તમને આપું છું. " એમ કહીને માનસિંગે કૃષ્ણપ્રસાદનાં કપડાં ઉતારીને નવીન પોશાક ધારણ કર્યો. ત્યારપછી ડોસીએ બનાવી આપેલી દુધની દશમી, દુધ અને મરચાના અથાણા ઉપર હાથ મારીને ને બદલ બીજો એક રૂપીઓ બક્ષિસ કરીને તે ત્યાંથી નિકળ્યો. એ ઝુંપડીમાં તે બે-ત્રણ કલાક રોકાયો હશે.

તેણે મુખ્ય રસ્તો છોડીને આડે રસ્તે જ પ્રવાસ કરવાનો ક્રમ રાખ્યો હતો. માત્ર પોતે યોગ્ય દિશાએ જાય છે કે નહિ એ જાણવાને માટે વચ્ચે વચ્ચે મુખ્ય રસ્તાની નજીક જઇને તે પોતાની ખાત્રી કરી લેતો. રસ્તે ચાલતાં તેણે એક વૃક્ષની ડાળી કાપીને તેની લાકડી બનાવી. એ લાકડી ચાલવાના કામમાં મદદગાર થઇ પડે, તે સાથે શત્રુઓએ પોતાની પાછળ મોકલેલા માણસોનો કદાચ ભેટો થઇ જાય તો તેમના પણ સમાચાર લઇ શકાય એવો તેનો

ચાર હતા.

પરંતુ તેને રસ્તામાં કોઇ પણ મળ્યું નહિ. તેને માત્ર એકજ તિ હતી—સુનંદાની અથાગ સંપત્તિ હસ્તગત કરવાની પોતાની આશા નિષ્ફળ થશે કે શું, એ ચિંતા તેને થયા કરતી હતી! ગીરધરલાલના વર્ત્તન અને શબ્દોપરથી તેની ખાત્રી થઇ ચૂકી હતી કે પુનઃ પોતે તેના પંજામાં સપડાયો તો તે કદી પણ દયા કરવાનો થી. વળી તેને બીજી પણ ભીતિ લાગતી હતી કે પોતે ખૂની છે— ભયાનક સત્યનું સુનંદાને જ્ઞાન થવાથી, તેનો પ્રેમ નષ્ટ બનીને લટો તેના મનમાં પોતાને માટે તિરસ્કાર છૂટશે !

માનસિંગ ચંદ્રનગરથી પંદરેક માઇલ દૂર હશે એ વખતે સ્તુત વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. આખો દિવસ ચાલવાથી તેને પુષ્કળ થાક લાગ્યો હતો. વળી અંધારૂં પણ થવા આવ્યું હતું. એટલે નજીકના ગામમાં એકાદી ધર્મશાળામાં રાત્રી ગાળવાનો તેણે વિચાર કર્યો. નજીકમાં અર્ધો માઇલ દૂર એક ગામ તું. ત્યાં ધર્મશાળામાં જઇને તેણે મુકામ કર્યો. ધર્મશાળામાં એક બ્રાહ્મણે પ્રવાસીઓની સગવડને માટે વીશી જેવું રાખ્યું હતું. તેની પાસે જઇને માનસિંગે પૂછ્યુંઃ "જમવાનું તૈયાર છે ?"

"હા જી," એવો જવાબ મળતાં તે અંદરના ખંડમાં જઇને બીજા પ્રવાસીઓની સાથે જમવાને બેઠો. જમતી વખતે અન્ય મનુષ્યો વચ્ચે થતી વાતચીત તરફ તેનું ધ્યાન ખેંચાયું.

"જબરો તો ખરો." એક મનુષ્ય બોલ્યો.

"પણ એ માણસ વાબારીયામાં થઇને છાપરાપર ચડી ગયો એ બાબત તમારી ખાત્રી છે ?" બીજાએ પ્રશ્ન કર્યો.

"એમાં શો સંશય ?" જે માણસ વાત કરતો હતો તે બોલ્યો:

" જે ગૃહસ્થની છોકરી સાથે તે માણુસે છૂપી રીતે લગ્ન કર્યું, તે ગૃહસ્થ, પોતાનો જમાઈ લૂટારો છે એમ માલુમ પડતાં તેને એક કોટડીમાં પૂરીને ફોજદાર સાહેબને બોલાવવા ગયો એટલે પાછળથી એ લૂટારો વાબારીયામાં થઈને પસાર થઈ ગયો, અને પડોશના એક મકાનમાં ઉતર્યો. "

. " કોના ? વૈદ્યના મકાનમાં ?" એ વાત સાંભળનારમાં ાા એક પૂછ્યું.

" ના ના, ઓલ્યા કૃષ્ણુપ્રસાદ ભગતડાના ઘરમાં. " વક્તાપદ પર નિર્મિત થયેલા મનુષ્ય આગળ કહેવા લાગ્યો: " એટલુંજ નહિ પણ એ ભગતડાના મકાનમાંથી ત્રણ હીરાની વીંટીઓ, છ–સાત ચાંદીની ડબીઓ અને સેંકડા પાંચસો રૂપીઆ તથા બીજાં કેટલાંક કપડાં વગેરેનો હાથ મારવાનું પણ તે ચૂક્યો નહિ !"

" અરે બાપરે !" એક જણે ઉદ્ગાર કાઢ્યો: " પછી એ ત્યાંથી ક્યાં ગયો ?"

" એ એક પ્રશ્નજ છે. " વક્તાએ જવાબ આપ્યો: " પોલિસ લોકો તેની તપાસ ચલાવે છે. પરંતુ તેનો કશો પણ પત્તો લાગ્યો નથી. જેની છોકરી સાથે તેનું લગ્ન થયું હતું તેણે વહીવટદાર સાહેબને કેટલીક હકીકત જણાવી હતી, પરંતુ તે બહાર આવી નથી."

**માનસિંગે** પ્રસ્તુત સંભાષણ અત્યંત લક્ષપૂર્વક શ્રવણ કર્યું: અને કૃષ્ણુપ્રસાદના મકાનમાંથી પોતે ચોરેલા માલની કરવામાં આવેલી વિલક્ષણ અતિશયોક્તિ સાંભળીને તે મનમાં ને મનમાં હસ્યો. પરંતુ એ સંભાષણમાં ભાગ લેવાની ભાંજગડમાં તે પડ્યો નહિ. જમી રહ્યા પછી ધર્મશાળાના રખેવાળને ચાર આના આપીને એક કોટડી ખોલાવી અને તેમાં જઈને તે સૂઈ રહ્યો. સવારે પાંચ

વાગ્યાના આશરે તે જાગૃત થયો અને તેણે પોતાનો પોશાક ચડાવ્યો.

મોડી રાત્રે ધર્મશાળામાં એક બીજો પ્રવાસી પણ આવ્યો હતો. તેણે માનસિંગ સૂતો હતો તેની પડખેની કોટડીમાં મુકામ કર્યો હતો. તે પણ વ્હેલો ઉઠીને આગળ પ્રવાસ કરવાના વિચારમાં હતો.

---

## પ્રકરણ ૪૬ મું.

### ગુમાનનું ખૂન.

માનસિંગે સ્હવારે સૂર્યોદય થયા પહેલાં જ ત્યાંથી પસાર થઇ જવાનો નિશ્ચય કર્યો હતો. કેમકે રાત્રીએ જમતી વખતે જેટલાએ તેને જોયો હતો તે સિવાય બીજા માણસની દૃષ્ટિએ પડવાની તેની ઇચ્છા ન હતી. તેને એવો પણ ભય હતો કે મધ્ય રાત્રીએ આવેલા માણસોમાંના કોઇ ચંદ્રમૌલેશ્વરના પોલિસ ખાતાના માણસો હોય તો ઉપાધિમાં આવી પડાય !

કપડાં ધારણ કરીને તે ઓરડીની બહાર નિકળ્યો. પણ તેજ વખતે તેણે કરસનદાસ શેઠનો ચ્હેરો જોયો અને તે ચમક્યો—મધ્ય રાત્રીએ ધર્મશાળામાં આવીને માનસિંગની પાસેની કોટડીમાં ઉતરેલો પ્રવાસી કરસનદાસ શેઠ જ હતો !

" કોણ ! લુટારો—? " માનસિંગને જોતાં જ કરસનદાસ બોલ્યો: " આ વખતે તું છૂટી શકે એમ—"

તે આગળ બોલવા જતો હતો—તેનો ઇરાદો બીજા માણસોને મદદે બોલાવવાનો હતો. પરંતુ પ્રસ્તુત શબ્દો તેણે ઉચ્ચારતાં જ માનસિંગે

સાવજ પ્રમાણે ફાળ ભરીને તેને પકડયો અને તેનું મ્હોં દાબી દીધું. કરસનદાસે માનસિંગના હાથમાંથી છૂટવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ પોતે ભયંકર સંકટમાં સપડાયો છે એવું ભાન થવાથી માનસિંગના શરીરમાં એક સિંહના જેટલું બળ આવ્યું હતું. તેણે એક હાથે કરસનદાસને ઉચકયો અને બીજા હાથે તેનું મ્હોં દાબી રાખ્યું.

જેટલી સરલતાથી એક ન્હાના બાળકને ઉપાડી શકાય તેટલી સરલતાથી તેને ઉચકીને માનસિંગ પોતાની કોટડીમાં લઇ ગયો. ત્યાં જઇને તેના મ્હોંપર એક રૂમાલ બાંધી દીધો અને તેના જ ખેસવડે તેને થાંભલા સાથે જકડી દીધો. આ સ્થિતિમાંથી છૂટવાનો એ વૃદ્ધ મનુષ્યે અતોનાત યત્ન કર્યો, પણ તેમાં તે નિષ્ફળ જ ગયો. માનસિંગે કોટડી વાસીને બહારથી સાંકળ ચઢાવી દીધી. પછી તે એકદમ ધર્મશાળામાંથી પલાયન કરી ગયો.

તે ઝપાટાબંધ ચાલતો ચંદ્રનગરના દક્ષિણ દરવાજા પાસે આવી પહોંચ્યો. ચંદ્રનગર શહેર અતિ વિસ્તીર્ણ હતું અને તેનો વિસ્તાર ગાઉના ગાઉ સુધી પ્રસરેલો હતો. પશ્ચિમ દરવાજા પાસે જે મકાનમાં તે રહેતો હતો એ દક્ષિણ દરવાજાથી બે-અઢી માઇલ દૂર હતું. અત્યારે ધોળે દિવસે ગામમાં થઇને જવાનું તેને સુરક્ષિત લાગ્યું નહિ. કેમકે વખતે તાર દ્વારા ચંદ્રમૌલેશ્વરના કોજદારે અહીં પોલિસખાતાને પોતાના સંબંધમાં ખબર આપ્યાનું સંભવિત હતું. એટલે રાત્રીએ તેણે ગામમાં પેસવાનો નિશ્ચય કરીને આખો દિવસ કોઇ એકાંત સ્થળમાં ગાળવાનું ઠરાવ્યું. પરંતુ તે દરમિયાન કોઇ આવી શકે તો પોતાનું સંરક્ષણ કરવાને તેની પાસે કશું સાધન હતું નહિ. એટલે દક્ષિણ દરવાજાની નજીક એક હથિયાર વેચનારની દુકાને જઇને બે પિસ્તોલો તથા તેને માટે જોઇતી બીજી સામગ્રી

ખરીદ કરી. ત્યાંથી પાછા ફરીને તે શામળગઢ જતા રસ્તા તરફ ગયો. આગળ જતાં એક ચુનાની ભઠ્ઠી તેના જોવામાં આવી. ત્યાં કોઇ મનુષ્ય ન હતું. ભઠ્ઠી પાસે એક ન્હાની ઝુંપડી પણ હતી. એ ઝુંપડીમાં દાખલ થઇ તે જમીન ઉપર પડ્યો. થોડી વારે તેને નિદ્રા આવી ગઇ. તે જાગૃત થયો ત્યારે સાયંકાળનો સમય થવા આવ્યો હતો.

આટલો બધો સમય સુધી પોતાને ઉંઘ આવી ગઇ એ જોઇને આશ્ચર્ય પામતો તે ઉઠયો. પરંતુ એ પ્રમાણે વગર હરકતે વખત પસાર થઇ ગયેલો જોઇને તેને સંતોષ પણ થયો. તેણે પિસ્તોલો સજ્જ કરી રાખી. કોઇ પકડવાનો પ્રયત્ન કરે તો પોતાનું મૃત્યુ થતાં સુધી તેની સાથે લડવાનો તેનો વિચાર હતો. તે રાજમાર્ગ તરફ વળ્યો અને એ રસ્તે શહેરમાં દાખલ થવાનો તેણે વિચાર કર્યો. એ વખતે સાત વાગ્યા હતા. આશરે નવ વાગ્યાને શુમારે પોતે મકાનપર પહોંચી જશે એમ તેને લાગતું હતું.

માર્ગમાં ચાલતાં ચાલતાં ભવિષ્યમાં શું કરવું તેનો તે વિચાર કરતો હતો. પોતે ભાડે રાખેલા મકાનમાં જઇને અમુક સમય ગુપ્તપણે રહેવાનો તેનો વિચાર હતો. વળી ચટપટીયાની કુશળતા ઉપર તેને વિશ્વાસ હતો. એટલે સુનંદાનો હજી પોતાના ઉપર કેટલો પ્રેમ છે તથા પોતાના સંબંધમાં શી તપાસ ચાલે છે, એ જાણવાને માટે ચટપટીયાને ચંદ્રમૌલેશ્વર મોકલવાનો તેનો ઇરાદો હતો. સુનંદાની મનઃસ્થિતિ જાણ્યા પછી તેને અનુસરીને ભાવિ યોજના નક્કી કરવાનો તેનો વિચાર હતો.

"તેનો જો મારા ઉપર પ્રથમના જેટલોજ પ્રેમ હોય, તો પ્રાણ જાય તો ભલે પરંતુ તેને હસ્તગત કરવાનો બેત છોડી દેવો

નહિ." તે મનોગત બોલવા લાગ્યો: "પણ જો તેના મનોવિકારમાં ફેરફાર થયો હોય—તે પોતાને તિરસ્કારતી હોય, તો પછી તેનો ત્યાગ કરીને દુનિયામાં અન્ય સ્થળે બીજી યુક્તિનો અમલ કરવો."

સાયંકાળનો આલ્હાદકારક મંદ મંદ શીતળ વાયુ વાતો હતો. તેના યોગે માનસિંગનું મન પ્રસન્ન અને ઉત્સાહિત બન્યું. તે થોડેક આગળ ચાલ્યો ત્યાં ઝાડી જેવું આવતું હતું. એજ સ્થળે માનસિંગે લક્ષ્મીદાસનો વધ કર્યો હતો. એ સ્થળ જોઈને ન તેને પશ્ચાત્તાપ થયો કે ન તે લેશપણ ભયભીત બન્યો. તેણે ચંદ્રપ્રકાશમાં શાંતપણે એ જગ્યાનું નિરીક્ષણ કર્યું.

લગભગ આઠ વાગવા આવ્યા હતા. તે એ રસ્તાની એક બાજુએ પડેલા પત્થર ઉપર બેઠો. આ સ્થળે ઝાડી પુષ્કળ હતી. અહીં લૂટારાઓએ અનેક વાર પ્રવાસીઓને લૂટયા હતા, તેમનાં ખૂન પણ કર્યાં હતાં. માનસિંગને એ બાબતની માહિતી હતી. આસપાસ દૃષ્ટિ કરતાં ત્યાં બનેલા ભયંકર બનાવોનું તેને સ્મરણ થયું. તે મનમાં ને મનમાં હસ્યો અને બોલ્યો: "જો આજ રાત્રીએ એક કૂતરો બીજા કૂતરાને કરડવાનો પ્રયત્ન કરે તો તે પ્રકાર મોટો વિલક્ષણ જ લેખાય!"

એ પ્રમાણે તે સ્વગત બોલતો હતો તે વેળાએ પાછળથી કોઇ પોતાને પકડવાનો યત્ન કરતું હોય એમ તેને લાગ્યું.

"તેને પકડી રાખ," એક માણસ ખાસ ચમત્કારિક સ્વર કાઢીને બોલ્યો: "એટલે તેની પાસે જે હોય તે હું લઇ લઉં."

એ શબ્દોની સાથે જ એક ઉંચો મનુષ્ય તેના શરીરપર ધસી આવ્યો અને બીજા માણસે તેને પાછળથી પકડી રાખ્યો. હમણાં જ જે બાબતનો—એ કૂતરો બીજા કૂતરાને કરડવા આવે—

તે બાબતનો પોતે વિચાર કરતો હતો, એ પ્રકારને અત્યક્ષ થયેલો જોઇને તેણે જોસભેર કૂદીને બીજા મનુષ્યના પંજામાંથી પોતાને મુક્ત કરી દીધો. બીજી જ ક્ષણે પોતાની સામે ઉભેલા મનુષ્યના મસ્તકમાં પિસ્તોલની નાળ તેણે એટલા જોરથી મારી કે તે બેભાન બનીને જમીનપર પડ્યો. તુરત જ પાછળ ફરીને પોતાને પકડનાર મનુષ્યના ઉપર કશો પણ વિચાર નહિ કરતાં તેણે પિસ્તોલ તાકી. ઘોડો દબાયો, ગોળી છૂટી અને એ હતભાગી મનુષ્ય એક પણ શબ્દ નહિ ઉચ્ચારતાં જમીનપર પડ્યો—તત્કાળ ગતપ્રાણ બની ગયો !

"હું તમામ આપી દેવાને તૈયાર છું." પિસ્તોલની નાળના આઘાતથી મૂર્ચ્છિત થઇને પડેલો મનુષ્ય શુદ્ધિમાં આવતાં બોલ્યો: "પણ મારી પાસે છે શું ? મારી મીલકતમાં મારૂં એક ઇસ્કી શરીર જ. સોનું–રૂપું, હીરા, માણેક આદિ કશું પણ દ્રવ્ય મારી પાસેથી તમને મળી શકે તેમ નથી. માત્ર એક મારવાડીને ત્યાં મેં મારી વીંટી ગીરો મૂકી છે તેની પહોંચ તેણે કરી આપેલી તે મારી પાસે છે. પરંતુ એ પણ મુદત બહાર ગયેલી છે."

પ્રસ્તુત ભાષણ સાંભળતાં માનસિંગના પેટમાં ધ્રાસકો પડ્યો. કેમકે એ બે લૂટારામાંથી જીવતો રહેલો મનુષ્ય ચંદ્રકાન્ત ચટપટીયો છે એમ તે અવાજપરથી સમજી ગયો. બીજો માણસ ગુમાન હોવો જોઇએ એમ પણ તેને લાગ્યું. તે બોલ્યો: "મારે તારૂં કશું પણ જોઇતું નથી. પણ તું અહીં ક્યાંથી ?"

"આ અવાજ જાણીતો લાગે છે." ચટપટીયાએ કહ્યું. એ સ્વર પોતે ક્યાં અને ક્યારે સાંભળ્યો છે તેનો ક્ષણમાત્ર વિચાર કરીને તે પુનઃ બોલ્યો: "કોણ ? માનસિંગ તો નહિ ?"

"હા–હા !" માનસિંગ બોલ્યો. તેનું આખું શરીર થર–થર

કમ્પતું હતું અને તેની જીભપર આવેલો પ્રશ્ન કરવાનું તેને ધૈર્ય રહ્યું નહતું.

"ત્યારે તમે માનસિંગ છો એ વાત જેટલી સત્ય છે તેટલી જ સત્ય હકીકત એ છે કે તમે તમારા મિત્રનો વધ કર્યો છે!" ચટપટીયો અત્યંત ભયભીત સ્વરે બોલ્યો.

"શું? તારી સાથેનો માણસ ગુમાન જ હતો? મેં ગુમાનનું ખૂન કર્યું? ના ના, તે બીજો કોઈ હશે, મેં મારા ગરીબ બિચારા ગુમાનનો વધ કર્યો એમ ન કહે."

એમ બોલતો તે ધડાક લઈને ગુમાનના મૃતદેહપર પડ્યો અને ગાંડાની માફક લવારો કરવા લાગ્યો.

"અત્યારે શોક કરવાનો સમય નથી, શાંત થાઓ અને જેમ તેમ કરીને અહીંથી પસાર થઈ જવાનો વિચાર કરો." ચંદ્રકાન્તે તેનો હસ્ત પકડીને ઉઠાડતાં સહાય આપી.

"ના—ના, છોડ મને!" માનસિંગ બોલ્યો: "હવે મને ભલે પકડી જાય—ફાંસીએ લટકાવે—જે કરવું હોય તે કરે. હવે ગમે ત્યારે મૃત્યુ આવે તો પણ તેની મને પરવા નથી. ગુમાન! તું મૂર્ખ હતો, બિહકણુ હતો, તદપિ મારો તારા ઉપર સગાભાઈ કરતાં પણ અધિક પ્રેમ હતો. જગતમાં મિત્ર કહી શકું એવો એક તું જ હતો! હાય! મેં જ તને આ માર્ગે ચડાવ્યો હતો અને મેં જ તારો પ્રાણ લીધો તું એકાદા પાળેલા કૂતરાના જેવો પ્રમાણિક અને વફાદાર હતો! ગુમાન! તું આ જગતને છોડી ગયો. હવે મારા હૃદયમાં ખાલી પડેલું તારૂં સ્થાન કોઇ રીતે પણ પૂરાનાર નથી હવે પોલિસ અધિકારી આવીને મને પકડે કિંવા ફાંસીએ ચડાવે તો તેનો મારા ઉપર મોટો ઉપકાર જ થશે! મિત્ર! જ્યારે તું મરણ પામ્યો ત્યારે

હવે મારે આ દુનિયામાં રહીને શું કરવાનું છે ? " તે ડુસકાં ભરતો હોવાથી તેના મુખમાંથી કમ્પતા કમ્પતા શબ્દો નીકળતા હતા. ચંદ્રકાન્તનાં નેત્રો પણ પાણીથી ભરાઈ ગયાં.

માનસિંગ ઘણો સમય રડતો બેસી રહ્યો. એથી કરીને તેનું કષ્ટ કાંઇક કમી થયું. છેવટે તે ગુમાનના શબ પાસેથી ઉઠ્યો અને બોલ્યો: " આના શબને અગ્નિસંસ્કાર કરવાની અત્યારે અનુકુળતા નથી, પરંતું હું મારા હાથે જ તેને ભૂમિદાહ દીધા સિવાય અહીંથી ખસનાર નથી. "

" એ શી રીતે બની શકશે ? જમીન ખોદવાને માટે આપણી પાસે હથિયારો પણ નથી. "

" હું મારા હાથ વડે ખાડો ગાળીશ. " માનસિંગ બોલ્યો: " મને મદદ કરવામાં તને બિહક લાગતી હોય તો તું ખુશીથી ચાલ્યો જા. "

" ચટપટીયાને માટે એવો શબ્દ ઉચ્ચારવાની જરૂર જ નથી. " ચંદ્રકાન્તે કહ્યું. પછી એ બન્ને જણાએ ગુમાનના શબને ઉચકીને ઝાડીની અંદર લીધું. ચંદ્રકાન્ત નજીકના એક વૃક્ષમાંથી બે ડાળીઓ કાપી આવ્યો. જમીન નરમ હોવાથી તેઓ એ ડાળીઓની મદદ વડે જમીનને સરલતાથી ખોદી શકતા હતા. તો પણ પૂરતો લાંબો અને ઉંડો ખાડો ગાળવામાં તેમને ચાર કલાક લાગ્યા.

રાત્રીએ બાર વાગે તેમણે દુર્ભાગી ગુમાનના શબને ખાડામાં મૂકયું, અને તેના ઉપર માટી ફેરવી દીધી. વધેલી માટી જમીનપર ચો તરફ પાથરી દીધી. કેમકે એક જ સ્થળે માટીનો ઢગલો જોઇને કોઈને સંશય આવવાનો સંભવ હતો.

ઉપર્યુક્ત કૃત્ય પૂરૂં થયા બાદ જ્યાં ગુમાનનું ખૂન થયું હતું

ત્યાં પડેલા લોહીના ડાઘને ભૂંસી નાખીને ચટપટીયો માનસિંગનો હાથ પકડીને–તેને ખેંચીને–શહેર તરફ ચાલ્યો. તેઓ ચોરગલીમાં પોતાના મકાને જઈ પહોંચ્યા. તે વખતે પરોઢના ત્રણ વાગ્યા હતા.

એ પ્રમાણે જે સ્થળે અમુક દિવસો પહેલાં લક્ષ્મીદાસનું ખૂન થયું હતું તેજ સ્થળે ગુમાનનો પણ ભોગ લીધો !

## પ્રકરણ ૪૭ મું.

### લગ્ન સમારંભ.

હિમ્મતને ચંદ્રનગરમાં ધાર્યા કરતાં વધારે દિવસ રોકાવું પડયું હતું એ આપણે જાણીએ છીએ. એજ કારણથી તે સુનંદાને માનસિંગના સપાટામાંથી છોડાવી શકયો હતો. તેનું ત્યાં વધારે રોકાણ થવાનું કારણ એ હતું કે તેને ચંદ્રનગર ખાતેના પોતાના કામકાજની વ્યવસ્થા કરવાની હતી કેમકે સુંદરી સાથે પોતાનું લગ્ન થયા પહેલાં તમામ વ્યાપારધંધો આટોપી લેવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

સુંદરીનો અને તેના માતામહનો કાયમનો વિયોગ ન થાય તે માટે હિમ્મતલાલે લગ્ન થયા પછી સૂર્યપુરમાં કિંવા તેની આસપાસ એકાદા બંગલામાં રહેવું, એવો રાવબહાદૂર સુખસાગરનો અત્યંત આગ્રહ હતો. એ ગૃહસ્થની પોતાની સદ્‌ગુણી અને સુશીલા પૌત્રી ઉપર એટલી મમતા ચોટી હતી કે તેનાથી પોતાને જૂદા

પડવાનું થાય એ તેને બિલકુલ પસંદ ન હતું. એ જ હેતુથી હિમ્મતે ચંદ્રનગરનો પોતાનો વ્યાપાર કમી કરીને સૂર્યપુરમાં પોતાના સાનિધ્યમાં રહેવાની શરતે સુખસાગરે પોતાની પૌત્રીને વ્યાજની વાર્ષિક રૂપીઆ ચાર હજારની આવક થાય એટલી રકમ દાયજામાં આપવાનું વચન આપ્યું હતું. હિમ્મતે પણ તેના કથનને સંમતી આપી હતી. અને એજ કારણથી ચંદ્રનગરમાં તેને વધુ દિવસ રોકાવું પડયું હતું.

સર્વ કામકાજ આટોપી રહ્યા બાદ સૂર્યપુરમાં જતા પહેલાં તેના અને તેના મામા વચ્ચે નીચે મુજબ સંભાષણ થયું.

"મામા! હું જાણું છું કે લગ્નપ્રસંગે આપ સૂર્યપુરમાં હાજરી આપવા એવો આપને આગ્રહ કરવો નિરર્થક છે." હિમ્મત બોલ્યો.

"ખરૂં છે. મને દમનો વ્યાધિ લાગુ પડવાથી પ્રવાસ કરવાની તાકાત મારા અંગમાં રહી નથી." બાલાભાઇ શેઠ બોલ્યા: "તથાપિ આ જગતમાં મળી શકે તેવા દરેક સુખની તને પ્રાપ્તિ થાઓ એવો મારો આશીર્વાદ છે. રાવબહાદૂર સુખસાગરે પોતાની પૌત્રીને દર વર્ષે ચાર હજાર રૂપીઆ મળે એટલી રકમ આપી છે; એમ તેં મને કહ્યું હતું ને?"

"હા." હિમ્મતે જવાબ આપ્યો.

"વારૂ," ક્ષણભર અત્યંત વિચારમગ્ન બની ગયો હોય એવો દેખાવ કરીને એ વૃદ્ધ ગૃહસ્થ બોલ્યો: "મારી ઇચ્છા શી છે તે હું અલ્પ સમયમાં જ તને જણાવીશ."

"આપની શી ઇચ્છા છે?" હિમ્મતે પૂછયું.

"મારી ઇચ્છા? મારી ઇચ્છા પેલા કબાટમાં મૂકેલી શીશીમાંથી થોડોક 'લાઇમ સીરપ' લેવાની છે. કેમકે ઠંડીને લીધે

ઉધરસ મારો દમ ખેંચી કાઢે છે." હિમ્મતે એક પ્યાલામાં સારપનો એક ડોઝ આપ્યો. તે પીધા પછી બાલાભાઇ પુનઃ બોલવા લાગ્યોઃ "ચાર હજાર રૂપીઆ ઠીક છે. એ માટે મારે કશું પણ કહેવાનું નથી. પરંતુ રાવબહાદૂર જેવા શ્રીમંત માણસ માત્ર એટલીજ રકમ આપે, એ તેની પ્રતિષ્ઠાને લાંચ્છનસ્પદ તો ખરૂં! શું? એ રકમ વિશેષ છ?"

"સુખસાગર મોટા ઉદાર અને શ્રીમંત છે," હિમ્મત બોલ્યોઃ "પણ એમને બીજી બે દીકરીઓ છે."

"વારૂ વારૂ," બાલાભાઇ વિચાર કરતો બોલ્યોઃ "દર સાલ ચાર હજાર રૂપીઆ! એક તરૂણ જોડું એટલી રકમમાં સુખપૂર્વક રહી શકે ખરૂં. પણ તારે બાળકો વગેરે થશે અને કુટુંબ વધશે પછી પંચાત પડશે ખરી. વારૂ, તારી પાસે કેટલી મીલકત છે તે કહે જોઇએ!"

"તમે ઉદારતાપૂર્વક મને જે મદદ કરી હતી તેમાં મેં પુષ્કળ વધારો કર્યો છે." હિમ્મતે જવાબ આપ્યોઃ "અને અત્યારે મેં મારી તમામ માલમીલકત વેચી નાખી છે; એટલે મારી પાસે રોકડા પચીશ હજાર રૂપીઆ છે."

"જો એ રકમ તું ચંદ્રનગરની સ્ટેટ બેંકમાં જમે મૂકે તો તને દરસાલ એક હજાર રૂપીઆ વ્યાજ મળે." બાલાભાઈ શેઠે હીસાબ ગણ્યો.

"પણ મારી ઇચ્છા એ રકમ સૂર્યપુરની સ્ટેટ બેંકમાં સેંકડે પાંચ ટકાના વ્યાજથી જમે મૂકવાની છે. એમ કર્યાથી મને સ્હાડી બારસો રૂપીઆ મળશે."

"નહિ, એમ બિલકુલ ન કરીશ." એ વૃદ્ધ ગૃહસ્થે કહ્યું:

" હું કહું તેજ પ્રમાણે કર."

"શું કહું ?"

"મને હજી બીજો થોડાક સીરપ આપ" બાલાભાઈએ કહ્યું. તે પ્રમાણે હિમ્મતે સીરપ આપ્યા બાદ તે બોલ્યો: "શું ? સ્હાડીબારસોની આવકમાં તું તારા કરતાં ત્રણગણી આવકવાળી કન્યા સાથે લગ્ન કરવાને તત્પર થયો છે ? એમ બનેજ કેમ ?"

"પણ મામા ! એમ કર્યા સિવાય બીજો ઉપાયજ નથી."

"ઉપાય નથી ! શું બોલ્યો ? શું તારૂં કોઈપણ નજીકનું આપ્તજન નથી ? અરે આપ્તજન કેમ—તારો સગો મામો કયાં ગયો છે ?"

"તમે મારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે." હિમ્મતે કહ્યું: "હવે વધુ મદદની તમારી પાસે મારે માગણી કરવી, એ અઘટિત ગણાય. વળી હું હજી જુવાન છું, એટલે ભવિષ્યમાં આર્થિક પ્રગતિ કરવાની મને અનુકુળતા છે."

"હિમ્મત ! મેં તારા ઉપર ઉપકાર કર્યા છે—ઉપકાર કર્યો છે, એવા શબ્દો ઉચ્ચારીને તું મને ગુસ્સે ન કર. હું તારો આપ્ત-જન નથી ? તારી માતાનો સગો ભાઈ નથી ? શું તું એમ ધારે છે કે તારા આપ્તવર્ગ કરતાં જેનો આપ્તવર્ગ વિશેષ ઉદાર છે, એની કન્યા સાથે હું તારૂં લગ્ન થવા દઈશ ? લોકોને હું મારા સંબંધમાં એક અક્ષર પણ કાઢવા દઈશ નહિ. તારી આવક તારી સ્ત્રીની આવકના જેટલી જ થવી જોઈએ. એટલું જ નહિ પણ તને ચંદ્ર-નગરની બેંકમાંથી જ વ્યાજ મળવું જોઈએ. ઘણું કરીને તારી સ્ત્રીની રકમ સૂર્યપુરની બેંકમાં રાખવામાં આવી હશે. અર્થાત્ એમાંથી એકાદા રાજ્યને જો ભવિષ્યમાં ધક્કો બેસે તો પણ તમને કિંવા તમારા વારસોને વાંધો આવે નહિ."

" અહા ! મામા ! હું આપના ઉપકારનો બદલો—"

" પાછો બોલ્યો ? હં ! પણ હવે તને સૂર્યપુર જવાની ચટપટી થઇ હશે—સુંદરીને મળવાને તું ઉત્સુક બન્યો હોઇશ—પ્રત્યેક પળ તને એકેકા યુગ જેવડી ભાસતી હશે ! ઠીક છે, આજે ને આજે આપણે દુકાને જઇને વકીલ મારફત તમામ વ્યવસ્થા કરી નાખીશું." બાલાભાઇએ કહ્યું.

ભોજન કરીને તે બન્ને જણા બાલાભાઇશેઠની પેઢીપર ગયા અને વકીલને બોલાવીને યોગ્ય લખાણુપત્ર કરીને બાલાભાઇએ હિમ્મતના નામ ઉપર પોતાના તરફથી પંચોતેર હજાર રૂપીઆ ચડાવી આપ્યા. એ રકમ ત્યાંની સ્ટેટ બેંકમાં જમે જ હતી. બેંકના એજન્ટને પણ આ વ્યવસ્થા જણાવી દીધી અને હિમ્મતના પચીશ હજાર પણ તેજ બેંકમાં જમે કરાવ્યા. એજ દિવસે રાત્રે તે મામાની રજા લઇને સૂર્યપુર જવાને નિકળ્યો.

સૂર્યપુરમાં આવી પહોંચતાં હિંમતે લગ્ન થયા પછી પત્નીસહ રહેવાને માટે એક સુંદર બંગલો ખરીદ કર્યો. બંગલાની ચોતરફ ન્હાના બગીચા જેવું હતું, અને એ બંગલાનો ઘાટ એક મનોરમ્ય વિમાનના જેવો હતો. હિમ્મતે એ રમ્ય પ્રાસાદને અંદર અને બહારથી સુંદર રીતે શણગારવામાં પણ બાકી રાખી નહિ. એકાદ અઠવાડિયામાં બધી તૈયારી થઇ ગઇ.

લગ્નદિનના સૂર્યનો ઉદય થયો. સુખસાગરના મહાલયમાં સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહ્યો હતો. સ્હાંજે છ વાગતાં હસ્તમેલાપનું મૂહુર્ત હતું. સુખસાગરના આપ્તવર્ગ અને સ્નેહી, વ્યાપારીઓ, મોટા સરદારો, અમીર ઉમરાવ અને સૂર્યપુરના મહારાજાએ પોતે પણ તે સમયે હાજરી આપી હતી. એકંદરે લગ્નવિધિ મોટા ઠાઠમાઠ

પૂર્વક નિર્વિઘ્નપણે પાર પડયો.

વિવાહ પૂર્ણ થયા બાદ ત્રીજે દિવસે હિમ્મત નૂતન વધુસહ પોતાના બંગલામાં રહેવાને માટે ગયો. પોતાની પૌત્રીને પોતાના મકાનમાંથી વિદાય કરતી વેળાએ રાવબહાદૂર સુખસાગરનાં નેત્રોમાં આંસુ આવી ગયાં. સુંદરીનું આયુષ્ય અત્યંત સુખમાં પસાર થશે એ વિચાર આવતાં તેને આનંદ પણ થયો. પરંતુ પોતાને અત્યંત પ્રિય થઇ પડેલી સદ્ગુણી અને સુશીલ પુત્રી હવે પારકી થાય છે, એ કલ્પના ઉદ્ભવતાં તેનું મન સહેજ ખિન્ન બન્યું. તેણે નવદંપતીને અનેક આશીર્વાદો આપ્યા. પૌત્રીને આપેલા દાયજા સાથે હિમ્મતને પણ તેણે યોગ્ય બક્ષિસ કરી હતી. પોતાની પુત્રીના—સુંદરીની માતાના અનિષ્ટ વર્ત્તનને લીધે તેના મનમાં થયેલો ખેદ આજે સર્વથા નષ્ટ થયો!

## પ્રકરણ ૪૮ મું.

### પત્ની.



‘ખૂન કરનારા મનુષ્યની અર્ધાંગી બની!’ એ ગીરધરલાલના મુખનો ઉદ્ગાર શ્રવણ કરતાંજ સુનંદા મૂર્છિત થઇને જમીનપર પડી ગઇ હતી. તેની મામી અને દાસીએ મળી તેને ઉચકીને તેના શયન મંદિરમાં પલંગપર સુવાડી. તુરત જ પદ્માવતીબાઇએ ડાકટરને બોલાવવાને નોકરને મોકલ્યો. ડાકટર તુરત આવી પહોંચ્યો. તેના પુષ્કળ પ્રયત્ન પછી છેવટે સુનંદા શુદ્ધિમાં આવી. તેણે નેત્રો

ઉઘાડીને ચોતરફ દિવાનાની માફક દૃષ્ટિ કરી. પછી કેટલોક સમય સુધી તે વિચારમગ્ન બનેલી દેખાઈ. પોતાના વિચારોને એકત્ર કરવામાં તેને અત્યંત ત્રાસ પડતો હોય એમ લાગતું હતું.

પરંતુ એકાએક એ ઘાતક સત્ય તેના સ્મૃતિપટ પર ઉપસ્થિત થયેલું દેખાયું. પોતે એક ખૂની મનુષ્ય સાથે લગ્ન કર્યું છે, એ બાબતનું તેને સ્મરણ થયું. તેણે એક કર્કશ ચિત્કાર કર્યો અને તે પુનઃ બેભાન બની ગઈ

એક કલાક થયા પછી તેનામાં જીવંતપણાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. ધીમે ધીમે તેની મૂર્ચ્છા દૂર થવા લાગી ખરી. પરંતુ અલ્પ સમય પહેલાં જ બનેલા ચમત્કારિક પ્રકારને લીધે તેની શારીરિક શક્તિની સાથે માનસિક શક્તિને પણ મોટો આઘાત થયો હોય એમ જણાઈ આવતું હતું.

પુષ્કળ દિવસો સુધી તો પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે અને પોતે કેવાં ભયંકર સંકટો સહન કરી રહી છે એનું તેને ભાન પણ ન હતું. તેની કલ્પનાશક્તિ અનેક પ્રકારના સુંદર રૂપો ધારણ કરી રહી હતી. એ પ્રમાણે મનના દુઃખનું તેને જ્ઞાન નહિ રહેવાથી શરીરને પોતાનું ગૂમાવેલું બળ થોડું ઘણું પાછું મેળવવાનો અવકાશ મળ્યો.

આજસુધી લગભગ આખો વખત પદ્માવતી પોતાની ભાણેજના બિછાના પાસેની પાસે જ રહેતી હતી. પરંતુ ડૉક્ટરે કહ્યું કે હવે રોગીની શારીરિક સુધારણા ઠીક થતી ચાલી છે, એટલે તે રાત્રીએ વિશ્રાંતિ લેવાને પોતાના શયનગૃહમાં સૂવા લાગી. પરંતુ સુનંદા પાસે થોડી કલાક રહેવાને માટે બે પરિચારિકાઓને ગીરધરલાલે રાખી લીધી હતી.

એક દિવસે રાત્રીએ લગભગ બાર વાગ્યાના સુમારે સુનંદાની પાસે બેઠેલી પરિચારિકા પદ્માવતીના શયનગૃહમાં ગઈ અને બોલીઃ "બાઈ! ચાલો, જલ્દી કરો. તમારી ભાણેજની સ્થિતિ અત્યંત ખરાબ થઈ ગઇ છે કદાચ તે મૃત્યુ પણ પામે એવો ભય રહે છે."

પદ્માવતી અને ગીરધરલાલ બન્ને ત્વરાથી સુનંદાના ખંડમાં જઈ પહોંચ્યાં. એ વખતે સુનંદા નિદ્રામાંથી જાગૃત થઇ હતી અને આશ્ચર્ય તો એ હતું કે તેની તમામ મનઃશક્તિ તેને પુનઃ પ્રાપ્ત થઇ હતી. કેટલોક સમય પર્યંત ગતકાલિન બનાવનો વિચાર કરતી તથા પોતાની તમામ કલ્પનાઓને સંકલિત કરતી તે સ્તબ્ધ રહી.

છેવટે પોતાના માનસિંગ સાથે થયેલા લગ્નનું તેને સ્મરણ થયું, અને પોતાની સમક્ષ પોતાના મામાએ તેને 'ખૂની મનુષ્ય' કહ્યાનું તથા પોતાના પતિને પોલિસના કબજામાં સોંપવાનો મામા વગેરેનો વિચાર હતો—એ બાબતનું પણ તેને સ્મરણ થયું. તે સાથે જે મનુષ્ય ઉપર પ્રેમ કરવાનું પોતાનું કર્ત્તવ્ય છે તે—પોતાનો પતિ—અત્યારે કારાગૃહમાં પડેલો છે એવી તેના મનમાં ભાવના ઉત્પન્ન થઇ.

આ મનમાં ગાંડપણને આણનારી ભાવનાનું થાણું હૃદયમાં બેસતાં જ તે ઉઠીને બિછાનાપર બેઠી થઇ અને કેશ પિંખતી તથા છાતી કૂટતી મોટેથી આક્રંદ કરવા લાગી. એ અવાજ સાંભળીને તેની પડખે આરામ ખુરસીપર બેઠા બેઠી ઝોકાં ખાતી પરિચારિકા જાગૃત થઈ ગઇ અને સુનંદા બેભાન અવસ્થામાં લવારો કરે છે એમ સમજીને તેણે તેને પુનઃ સૂવાડી દીધી.

અશક્તિને લીધે સુનંદાનું પરિચારિકા પાસે કશું પણ ચાલ્યું નહિ, પરંતુ આ સ્ત્રી પોતાની સાથે પશુતુલ્ય વર્ત્તન ચલાવે છે

એવી વિપરીત ભાવના તેના મનમાં થઇ અને તે નિરાશાપૂર્ણ સંતાપના ભારથી કાંચે તેમ બોલવા લાગી. એ જોઇને પરિચારિકા ગભરાઇ અને સુનંદાને સન્નિપાત લાગુ પડયો છે એવી કલ્પના કરીને તે પદ્માવતીને બોલાવવા ગઇ હતી. એથી પદ્માવતી તથા ગીરધરલાલ ત્યાં આવી પહોંચ્યાં હતાં.

સુનંદાનું મન શાંત કરવામાં પદ્માવતી અને ગીરધરલાલને અત્યંત શ્રમ પડયો. લવારો વધતો જતો હતો. તે ઇશ્વરની, પાલકની અને પોતાની–તમામની નિંદા કરતી હતી. આ સ્થિતિ જોઇને ગીરધરલાલે ડાકટરને બોલાવવાને માણસને મોકલ્યો.

ડાકટરે આવીને સુનંદાની પ્રકૃતિ તપાસી જોઇ અને તેના શરીર કરતાં મનની સ્થિતિ અધિક દુર્બળ બની ગઇ છે એમ જણાવ્યું.

" શારીરિક વ્યાધી હું દુરસ્ત કરી શકીશ." ડાકટરે ગીરધરલાલને એક બાજુએ લઈ જઈને ધીમેથી કહ્યું: " તમારી ભાણેજ તરૂણ છે, તેની શરીરપ્રકૃતિ પણ સ્વભાવત: સુદૃઢ છે; એટલે ગમે તેવા કષ્ટસાધ્ય રોગને પણ દૂર કરી શકાય તેમ છે. પરંતુ મનના દુ:ખને લીધે તેના અંત:કરણનો ક્ષય થતો જાય છે. એ તેના પ્રાણનો પણ નાશ કરી રહ્યો છે. તેની માનસિક વેદનાની કલ્પના હું લોકોક્તિપરથી કરી શકું છું. તેણે છૂપી રીતે એક મનુષ્ય સાથે લગ્ન કર્યું છે તથા તે મનુષ્ય અત્યંત નીચ હોવાની તમારી ખાત્રી થઇ છે, એમ લોકો કહે છે; એ વાત જો ખરી હોય તો તમારી ભાણેજને બચાવવાનો ફક્ત એક જ માર્ગ છે. એ મનુષ્ય જો પશ્ચાત્તાપ કરવાને તૈયાર હોય અને તેનો અપરાધ મનુષ્યસ્વભાવને કલંકિત બનાવે એટલો ઘોર નહોય તો એક વખત તેને તેનું વર્તન

સુધારવાની તક આપવી અને તેની સદ્દગુણી પત્નીના સહવાસથી તે પુનઃ સન્માર્ગપર આવે છે કે નહિ તે જોવું. મારા મત પ્રમાણે તો એ એકજ અસરકારક માર્ગ છે."

"મારી ભાણેજનું જીવિત એ એક જ બાબતપર અવલંબી રહ્યું છે એવી તમારી ખાત્રી છે?" ગીરધરલાલે પ્રશ્ન કર્યો.

"હા, મારી પૂર્ણ ખાત્રી છે." ડોકટરે કહ્યું.

"ત્યારે, ડોકટર સાહેબ! એ નીચ મનુષ્યનો આત્મા પાપથી કેટલો મલિન થયેલો છે તેની તમને માહિતી નથી." ગીરધરલાલ બોલ્યો: "એણે માત્ર પૈસાને ખાતર એકાદી શ્રીમંત બાલિકાને ફસાવી તેની સાથે લગ્ન કર્યું હશે, એવું તમે ધારતા હોવા જોઇએ. પરંતુ તેનો અપરાધ એટલો ભયંકર છે કે સજ્જન મનુષ્યના મકાનમાં પગ મૂકવાનો પણ તેનો અધિકાર નથી."

"જો એમ હોય તો મેં સૂચવેલો ઉપાય અમલમાં આણુ-વાનું અશક્ય જ છે." ડોકટરે સંશયપૂર્ણ મુદ્રાથી કહ્યું.

"અને તમે કહો છો કે સુનંદાનો પ્રાણ બચાવવાને બીજો એક ઉપાય જ નથી!" ગીરધરલાલ ઉત્કંઠાપૂર્ણ વદને ડોકટર સામે દૃષ્ટિ કરતો બોલ્યો.

"હા, એ પણ ખરૂં છે." ડોકટરે કહ્યું: "તમારી ભાણે-જનો પ્રાણ બચાવવાને તેનું મન શાંત કરવાની જરૂર છે. તમે તેના મનને સ્હેજ પણ દુભાવશો કે તેની ક્ષુદ્ર વિનતિને અમાન્ય કરશો, તો એથી થનારા પરિણામ માટે હું જવાબદાર નથી."

એટલું કહીને ડોકટર યોગ્ય ઔષધ આપીને વિદાય થઈ ગયો. ગીરધરલાલ પોતાની ભાણેજના પલંગ પાસે આવ્યો, તેનો હસ્ત પોતાના હાથમાં લઇને મમતાપૂર્વક બોલ્યો: "બ્હેન! તારે શું

જોઇએ છે ? શું કરવાથી તારૂં મન શાંત થાય તેમ છે ?"

એ હતભાગી બાલિકાએ પોતાનાં નીલવર્ણ નેત્રો ખોલ અને અવિશ્વાસની તથા આશ્ચર્યપૂર્ણ મુદ્રાથી તે મામા તરફ જોવ લાગી; જાણે પ્રસ્તુત શબ્દો પોતાના મામાના મુખના ન હોત પોતાને ખોટો ભાસ થયો છે, એવી બીતિ તેને ઉપજી હતી પરંતુ જ્યારે પોતાના મામાની અનુકંપાપૂર્ણ મુદ્રા તેણે જોઇ ત્યા પોતે જે સાંભળ્યું છે તે ખરૂં છે એવી તેની ખાત્રી થઈ, અ અત્યંત કૃતજ્ઞતાપૂર્ણ વદને તેણે ગીરધરલાલપર દૃષ્ટિપાત કર્યો.

સુનંદા કદાચિત્ પોતાના દુર્દૈવી પતિ સંબંધે બોલશે એ લાગવાથી, તે બીજાના કર્ણપર જવા ન દેવાના હેતુથી ગીરધ લાલે પરિચારિકાને થોડો સમય બહાર જવાનું સૂચન કર્યું. સુનં પણ પોતાના મામાનો હેતુ સમજી ગઇ. તે માનસિંગના સંબંધમ જ માહિતી મેળવવાના વિચારથી ઉઠી અને બિછાનાપર બેઠી.

"સુનંદા !" ગીરધરલાલે કહ્યું: "તું મને શો પ્રશ્ન કરના છે, એ હું જાણું છું. જેના સાન્નિધ્યથી મારા ઉપર આટઆટલ સંકટો આવ્યાં છે એ મનુષ્યની હકીકત તારે જોઇએ છે. તે સુરક્ષિ છે—તેનું શું થયું એની મને માહિતી નથી. તે આ મકાનમાંથ ન્હાસી જવા પામ્યો હતો. હા, એક ઘડીનીં વાર થઇ હોત તો અત્યારે પોલિસના કબજામાં હોત."

"શું ? એ મારો પતિ હતો એમ તમને માલૂમ હોવા છતાં તમે તેને પોલિસને સ્વાધીન કરત ?" તે નિર્ભર્ત્સનાયુક્ત સ્વ બોલી: "તેના ઉપર દયા કરવાને માટે મેં તમારા ચરણમાં પડી વિનતિ કરી હતી, એવું મને યાદ છે."

"સુનંદા ! " ગીરધરલાલ બોલ્યો: "એ વખતે હું ક્રોધ

બંધ બન્યો હતો; અને મારી તિરસ્કારબુદ્ધિ અનાવર થઇ હતી. પણ હવે હું તને વચન આપું છું કે હું એ માણસને ભવિષ્યમાં લેશ માત્ર પણ ઇજા પહોંચાડીશ નહિ."

"એ તમારો મારા ઉપર મોટો ઉપકાર સમજું છું." સુનંદાએ કહ્યું: "તમે મારા મન ઉપરનો કેટલો મોટો બોજો કમી કર્યો? પણ એનું શું થયું એ તમે કહી શકો તેમ છે?"

"એ હું કહી શકું તેમ નથી." ગીરધરલાલે ઉત્તર આપ્યો: "પણ મેં સૂર્યપુરની તુરંગમાંથી ન્હાસી છૂટવાનું તેનું પરાક્રમ સાંભળ્યું છે તથા તેણે પોતાની યુક્તિકુશળતાનો મને જે અનુભવ કરાવ્યો છે, તેપરથી મારી ખાત્રી છે કે તે એકદમ પોલિસના હાથમાં સપડાઇ જાય એવો કાચા ગુરૂનો ચેલો નથી."

"મામા!" થોડીવાર મૌન રહ્યા પછી સુનંદા બોલી: "મારી એક વિનતિ માન્ય કરશો?"

"તું જે કહીશ તે મારે કબૂલ છે; માત્ર જેણે આપણા ઘર ઉપર સંકટનો વર્ષાદ વર્ષાવ્યો છે, એ મનુષ્યને પુનઃ બોલાવવાનું તું મને ન કહીશ."

"ના, એવું હું કદી પણ કહેનાર નથી." સુનંદા બોલી: "મારી માગણી તમે સરલતાથી પૂરી કરી શકો તેમ છે. તમને મારા કરતાં એની વધારે માહિતી છે. તેણે સૂર્યપુરમાં દાખવેલું પરાક્રમ તમે સાંભળ્યાનું જણાવો છો તથા મારા લગ્નના દિવસે, તેણે કાંઇ ભયંકર ગુન્હા કર્યા વિષે પણ તમે બોલ્યા હતા. તો તેના સંબંધમાં તમને જે કાંઇ માહિતી હોય તે તમામ મને જણાવો—તેના ભયંકર ગુન્હાની હકીકત પણ મને સંભળાવો—હું એ તમામ હકીકત લક્ષ આપીને સાંભળીશ. મારાથી એ ભયાનક કથાનક નહિ

સાંભળી શકાય એમ ન માનશો. અહા !" તે વિલક્ષણ સ્મિત કરતી બોલવા લાગી: "આ લોકમાં મનુષ્યો ઉપર આવી પડનારાં અત્યંત દારૂણ સંકટો સહન કરવાને પણ મારૂં મન અત્યારે તૈયાર થયું છે !"

સુનંદાએ ગીરધરલાલને આ વિનતિ કરી તે વખતે પરોઢના ત્રણ વાગી ગયા હતા. તેની મામી પલંગ પાસે એક ખૂરસીપર બેઠી બેઠી મામા ભાણેજ વચ્ચેની વાતચીત લક્ષ આપીને સાંભળતી હતી. ગીરધરલાલ ઓશીકા પાસે એક ખૂરસીપર બેઠો હતો. પોતાની ઇચ્છા પ્રદર્શિત કરીને સુનંદા પુનઃ બિછાનાપર સૂઇ ગઈ અને તે ક્યારે પરિપૂર્ણ થાય તેની ઉત્કંઠાપૂર્વક રાહ જોતી હોય એમ લાગતું હતું.

પોતાની ભાણેજની આ ઇચ્છા પૂર્ણ કર્યા સિવાય છૂટકો નથી, એમ ગીરધરલાલે સમજી ગયો અને તેની ક્ષુદ્ર ઇચ્છા પણ પૂર્ણ કરવાનું ડોકટરે તેને કરેલી સૂચનાનું સ્મરણ થયું.

ગીરધરલાલે બિન ઉપાયે પોતાના શોકપૂર્ણ કાર્યનો પ્રારંભ કર્યો. તેમાં તેણે માનસિંગના અપરાધને જેટલા દોષાર્હ રૂપમાં દર્શાવવો શક્ય હતો તેટલો દર્શાવ્યો. એમ કરવામાં તેનો હેતુ માત્ર એટલો જ હતો કે સુનંદાના મનને તેના તરફથી પરાવૃત્ત કરવું.

ગીરધરલાલે, લીલાપુર જતાં રસ્તાપર આવેલી ઝાડી પાસેના મકાનમાં પોતાના બાપનું માનસિંગે ખૂન કર્યાનો પત્તો હિમ્મતે લગાડયો હતો, એ વાત સુનંદાને કહી—માનસિંગ અને ગુમાને જ એ કૃત્ય કર્યું હતું એવી હિમ્મતની શંકા—અને પોતાના હાથે જ એ વૃદ્ધ મનુષ્ય ઠાર થયો હતો એવો માનસિંગનો કબૂલી જવાબ—એ સર્વ હકીકત તેને ઇત્થંભૂત સંભળાવી. ત્યાર પછી ગીરધરલાલ લક્ષ્મીદાસના

બનાવ તરફ વળ્યો. પોતાના મકાનમાં આશ્રય મેળવીને રહેલા જમાલે જણાવેલી હકીકત માંહેનો લક્ષ્મીદાસને લગતો વૃતાંત તેણે જણાવ્યો અને છેવટે કહ્યું કે "કેવળ દ્રવ્યપ્રાપ્તિની આશાથી જ જે નીચ મનુષ્ય તારો પ્રેમ સંપાદન કરવાની ખટપટમાં પડયો હતો તેનું નામ સુદ્ધાંત તું હવે તારા મુખપર ન આણીશ."

"ના ના, એમ ન કરો!" સુનંદાએ ઉદ્દ્ગાર કાઢ્યો: "હું તમારા શબ્દોપર અણુવિશ્વાસ લાવતી નથી—એ ગમે તેવો હોય તો પણ મારા વિષયમાં તેનો મનોવિકાર કેવળ પ્રેમ સિવાય બીજો કશો પણ નથી. તેના વર્ત્તન ઉપરથી—તેની પ્રતિજ્ઞાપરથી—તેના સોગન પરથી એ વચનની સત્યતા સિદ્ધ થઇ છે."

"સુનંદા! દુનિયાની તને માહિતી નથી." ગીરધરલાલે કહ્યું: "તું જ્યારે કેવળ એ મિથ્યાભાષીનાં વચનો કે પ્રતિજ્ઞા ઉપર અને તેની મુખમુદ્રાના કૃત્રિમ હાવભાવ ઉપર વિશ્વાસ રાખે છે, ત્યારે તને શું કહેવું?"

"તમારૂં એ કથન કદી પણ મારે ગળે ઉતરનાર નથી" સુનંદાએ જવાબ વાળ્યો: અને જે મારે માટે પ્રાણ સુદ્ધાંત પણ અર્પણ કરવામાં પાછી પાની કરનાર નથી, તેના ઉપરનો પ્રેમ તમારા આગ્રહથી લેશ માત્ર પણ ઓછો થનાર નથી. તેના અપરાધ અઘોર છે એ હું જાણું છું, પણ મારા અંતઃકરણની હું માલિક નથી—મારી મનોવૃત્તિ ઉપર મારી સત્તા નથી—સૂર્ય તેજવિહીન છે એવી જેમ તમારી ખાત્રી થવી અશક્ય છે, તેજ પ્રમાણે તેના ઉપર પ્રેમ કરવાનું છોડી દેવાનું કામ મારે માટે પણ અશક્ય છે."

"જેના યોગે તને ત્રાસ થાય છે એ વિષયમાં વિશેષ બોલવાની મારી ઇચ્છા નથી." ગીરધરલાલ બોલ્યો: "પણ મારા એક

પ્રશ્નનો ઉત્તર આપ. માનસિંગના દુષ્કૃત્યોની હકીકત તેં મને શા માટે પૂછી હતી ? ”

“ ચંદ્રનગરમાં રહેવાથી તેનો જાન કેટલો જોખમમાં છે એ જાણવાને માટે. ” સુનંદાએ તત્કાળ ઉત્તર આપ્યો: “ પણ, મામા! લક્ષ્મીદાસના ખૂનનો ગુન્હો પૂર્ણપણે સિદ્ધ થાય તો તેના પ્રાણ ઉપર સંકટ આવે કે નહિ ? ”

“ આવે જ—તારી એ ભીતિ ખરી છે. ”

“ પણ, તમે તો તેને શાસન કરાવવાના કામમાં યત્ન નહિ જ કરો. ” એક નવીન મનોવિકારને વશ થઇને સુનંદા બોલી: “ તમે તો તેની પાછળ પોલિસને નહિ મોકલોને ? ”

“ માનસિંગની સુરક્ષિતાને હાની પહોંચે એવું હવેથી ભવિષ્યમાં કશું પણ નહિ કરવાનું વચન હું તને આપી ચૂક્યો છું. ” ગીરધરલાલે જવાબ આપ્યો.

આ શબ્દોથી સુનંદાનું મન શાંત થયું. તેની આંખો ઘેરાવા લાગી અને થોડી વારમાં જ તે નિદ્રાધીન બની ગઇ.



# પ્રકરણ ૪૯ મું.

## પ્રેમની પરકાષ્ઠા.

બીજે દિવસે સ્હવારે સુનંદાના ખંડ પાસેના દિવાનખાનામાં ગીરધરલાલ શેઠ અને પદ્માવતીબાઇ બેઠાં હતાં. થોડી વારે એક નોકરે આવીને કરસનદાસ શેઠ આવ્યાના સમાચાર જણાવ્યા. તેની પાછળ પાછળ કરસનદાસ પણ આવ્યો.

"હું ગઇ કાલે રાત્રીએજ આપને મળનાર હતો. પરંતુ મોડું થવાથી ન આવ્યો." કરસનદાસે અંદર દાખલ થતાંજ કહ્યું: "હું અહીંથી તમારાથી છૂટો પડયો ત્યારપછી ઘણા મહત્ત્વના પ્રસંગો મારા અનુભવવામાં આવ્યા હતા. એક તો એ કે માનસિંગની અને મારી પુનઃ એક ધર્મશાળામાં મુલાકાત થઇ હતી. તેણે મને એક કોટડીમાં થાંભલા સાથે બાંધીને તથા હું અવાજ ન કરી શકું તે માટે રૂમાલ વડે મારૂં મ્હોં બાંધીને પૂર્યો હતો. ત્રણ–ચાર કલાક હું એવી સ્થિતિમાં રહ્યો હોઇશ. પણ પછી બીજા પ્રવાસી માટે એ કોટડી ખોલી તે વખતે એ અવસ્થામાંથી મારી મુક્તતા થઇ. બીજી વાત એ કે ચંદ્રનગરની દક્ષિણ દિશાએ જતા રસ્તાપર ઠાર થયેલો વ્યાપારી લક્ષ્મીદાસ જ હતો, એ વાતની મેં ખાત્રી કરી લીધી છે. કેમકે એ મનુષ્યના શબનું પોલિસે જે વર્ણન કર્યું હતું તે બરોબર લક્ષ્મીદાસના મ્હેરામ્હોરા, વસ્ત્રો આદિને મળતું આવતું હતું."

" રહો રહો, આ ખખડાટ શાનો થયો ?" ગીરધરલાલ વચ્ચે બોલી ઉઠ્યો.

" એતો બિલાડી હશે. " પદ્માવતીએ કહ્યું.

" શેઠજી !" કરસનદાસ આવેશપૂર્વક આગળ બોલવા લાગ્યોઃ " માનવજાતિમાં ભયંકર નરપિશાચરૂપ એ નીચનો પત્તો લગાડયા સિવાય મને સ્વસ્થતા મળનાર નથી. તેણે સૂર્યપુરમાં મારા વીરંજનરનું પાણી કર્યું, ચંદ્રનગરમાં પણ મારી આબરૂને હાની પહોંચાડી, મારા ભાગીદારનું–મારા મિત્રનું ખૂન કર્યું. મને પોતાને પણ હેરાન કર્યો ! એ દુષ્ટને હું ગમે તેમ કરીને શોધી કાઢીશ અને તેને પોલિસને કબજે સોંપીશ. ચંદ્રનગર જતાં માર્ગમાં જે જે ગામો આવ્યાં હતાં તે દરેક ગામના પોલિસ ખાતાના માણસને મેં માનસિંગની માહિતી આપી રાખી છે અને ચંદ્રનગરના પોલિસ સુપરિન્ટેન્ડન્ટ તથા ઇન્સ્પેકટરોની પાસે પણ તેનું ખુલાસાવાર વર્ણન કર્યું છે. જ્યારે એ નીચને સંપૂર્ણ શાસન થયેલું હું નેત્રોવડે જોઇશ ત્યારેજ મને સંતોષ થશે. "

કરસનદાસ શેઠ એ શબ્દો ઉચ્ચારતા હતા તે વખતે દ્વાર પાસે કોઈ પોતાના આક્રંદને દબાવવાનો યત્ન કરતું હોય એવો દિવાનખાનામાં બેઠેલાં આ ત્રણ જણાંને ભાસ થયો; અને પછી કશુંક ધડાક લઇને જમીનપર પડયું હોય એવો અવાજ સંભળાયો.

ગીરધરલાલે એકદમ ઉઠીને બારણું ખોલ્યું તો બહાર રવેશમાં સુનંદા મૂર્ચ્છિત થઇને જમીનપર પડેલી જોવામાં આવી. સર્વ પ્રકાર તાબડતોબ તેના લક્ષમાં આવ્યો. સુનંદાના ખંડમાં પરિચારિકા નહિ હોય, તેથી દિવાનખાનામાં થતી વાત સાંભળવાને માટે તે દ્વાર પાસે આવીને ઊભી રહી હશે, એવું તેણે અનુમાન કર્યું.

ક્ષણે ક્ષણે નવીન નવીન સંકટોથી ગ્રસિત થવાને લીધે હતાશ બનેલા બિચારા ગીરધરલાલે પોતાની પત્નીની સહાયથી સુનંદાને ત્યાંથી ઉચક્યા અને તેના ખંડમાં લઇ જઇને પલંગ ઉપર સુવાડી. સુદૈવે એ જ વખતે ડોકટરનો ત્યાં આવવાનો સમય હોવાથી તે પણ આવી પહોંચ્યો. પરંતુ સુનંદાને શુદ્ધિમાં આણતાં તેને પુષ્કળ શ્રમ પડયો. એ વખતે પરિચારિકા ત્યાં આવી પહોંચી હતી. તેણે પરિચારિકાને દરદીને એકલી છોડીને ચાલી જવા માટે ઠપકો આપ્યો. પરિચારિકાએ જણાવ્યું કે "સુનંદા બ્હેન સુઇ ગયાં હતાં, એટલે સ્નાન કરવાને અર્થે હું ગઇ હતી."

સુનંદાએ પુનઃ માનસિંગના સંબંધમાં લવારો શરૂ કર્યો. "નહિ, હું મારા પ્રાણનાથનો પ્રાણ નહિ લેવા દઉં!" તેણે ઉદ્દ્ગાર કર્યો: "એ સર્વસ્વ મારા છે—અમારો સંયોગ પ્રત્યક્ષ અગ્નિદેવતાની સમક્ષ ઇશ્વરસાક્ષીએ થયેલો છે—કાયદાની પણ તે સંબંધમાં સંમતી છે! તેને ફાંસીએ લટકાવીશ, એમ કહેવાની કોની છાતી ચાલે છે, જોઉંતો ખરી! તમે જ એવું બોલ્યા હતા કેમ?" તે કરૂણ સ્વરે ડોકટરની સામે જોઇને બોલી: "નહિ, હું તેમના શત્રુથી તેમનું રક્ષણ કરીશ—તેમના સહવાસમાં મારૂં જીવન સુખમાં વિતાડીશ અને તેમને તેમના દુષ્કૃત્ય માટે પશ્ચાત્તાપ કરતાં શીખવીશ. તેમને હું આવી શરમ ભરેલી રીતે ઠાર થવા નહિ દઉં. લોકો તેમનાં કૃત્યોને ગમે તેટલી નિર્દયતાયુક્ત લેખે, પણ હું તેમના ઉપર દયા કરવા પરમેશ્વરને પ્રાર્થના કરીશ! મનુષ્યો કદાચ તેમનો બહિષ્કાર કરશે પરંતુ ઇશ્વર તેમને અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરતા જોઇને અવશ્ય તેમના ઉપર દયા કરશે!"

તે ક્ષણ માત્ર સ્તબ્ધ બની ગઇ અને શ્રમીત બનીને બિછાના

ઉપર પડી. પણ કિંચિત્ શક્તિ આવતાં પુનઃ તે લવારો કરવા લાગી. તેને સ્વસ્થ રાખવાનો ડોકટરે પુષ્કળ પ્રયત્ન કર્યો, પરંતુ સર્વ વ્યર્થજ ગયો.

"પોલિસના માણસો તેમની પાછળ પડયા છે એમ તમે કહેતા હતા, નહિ વારુ? ભલે પડવા દ્યો. પણ તે કોઇના હાથમાં આવે એવા નથી–ભલભલી પોલિસ તેમનાથી હારી ગઈ છે!" એમ બોલીને તેણે વિકટ હાસ્ય કર્યું.

"એનું મગજ બગડતું જાય છે." ડોકટરે ગીરધરલાલને ધીમા સ્વરે કહ્યું: "તેનું સાંત્વન કેવી રીતે કરવું એ જો હું સમજી શકતો હોત તો ઇશ્વરનો મારા ઉપર મોટો ઉપકાર સમજત."

"મારૂં સાંત્વન!" સુનંદાએ ઉદ્ગાર કાઢયો–મંદવાડને લીધે તેના કાન સરવા થયા હતા. તેથી ડોકટરના છેવટના શબ્દો તેના સાંભળવામાં આવ્યા હતા, તે બોલવા લાગી: "મારૂં સાંત્વન! મારૂં સાંત્વન કરવાની શક્તિ કોનામાં છે? મારા દુઃખી આત્માને કોઇ પણ શાંત કરવાને સમર્થ નથી! મારા શોકને નષ્ટ બનાવવાની અમૃતગુટિકા કોઈની પાસે નથી! ના છે," તે ક્ષણ માત્ર થોભીને એકાદી લાભની વાર્તાનું સ્મરણ થવાથી ચમકી ગઇ હોય, એ પ્રમાણે કરીને બોલી: "ના છે–જગતમાં એક વ્યક્તિ છે–મને નિરોગી બનાવી મારા ત્રસ્ત અંતઃકરણને પુનરપિ સુખી કરનાર જગતમાં એક જ વ્યક્તિ છે. મારા પતિ મારૂં સાંત્વન કરવાને સમર્થ છે ખરા!"

એ શબ્દો ઉચ્ચારતાં તેના મામાની શોકપૂર્ણ મુદ્રા તેની દૃષ્ટિએ પડી. તે બિચારો તેના પલંગની પાસે બેઠો હતો. આ જ બિછાના-પર પોતાની ભાણેજનો અંત આવશે, કિંવા તેને ગાંડાની હોસ્પિ-

ટલમાં મોકલવી પડશે, એવી તેને ભીતિ લાગી હતી. ખરેખર! પોતાની તમામ સંપત્તિ ખર્ચીને પોતાની ભાણેજને આરોગ્ય પ્રાપ્ત કરાવી શકાયું હોત તો તેને અત્યાનંદ થયો હોત!

ગીરધરલાલની અને તેની દષ્ટાદષ્ટ થતાં તે હસી અને અત્યંત મૃદુ તથા હૃદયદ્રાવક સ્વરે બોલી: "મામા! તમે મને એક વાર વચન આપ્યું હતું–ક્યારે આપ્યું હતું તે મને યાદ રહ્યું નથી–પણ તમે એક વખત એમ કહ્યું હતું કે મારી ભાણેજના સુખને માટે મારાથી બની શકશે તે તમામ હું કરીશ. એવું વચન તમે આપ્યું હતું કે નહિ? તમારી મુદ્રાપરથી એ વાત તમે કબૂલ કરો છો એમ દેખાય છે. વારૂ, તમારા મમતાળુપણાની હું પરીક્ષા કરવા માગું છું. એ તમને કદાચ ત્રાસદાયક થશે! તમે મારી ઇચ્છા પૂર્ણ કરશોને? હા હા, મારી ખાત્રી છે કે તમે કદાપિ ના કહેનાર નથી. એ ઇચ્છા તૃપ્ત કરવાનો વિચાર મારા મનમાં ઉદ્‌ભવ્યો છે. જો મારી મનેચ્છા બર નહિ આવે તો હું સુખપૂર્વક મરણ પામી શકીશ નહિ. આ જગતમાં હવે હું થોડા સમયની જ મહેમાન છું, એમ મને લાગવા માંડયું છે. પરંતુ પરલોકનો રસ્તો લેતા પહેલાં મારા પતિને તેમના અપરાધનું ભાન કરાવીને તે માટે તેમની પાસે પશ્ચાત્તાપ કરાવવો એવી ઉત્કટ ઇચ્છા મને થઇ છે. કાં? તમે એમ કમ્પો છો કેમ? એ કલ્પનાજ તમને દારૂણ લાગે છે!"

"શેઠજી! આપો, ગમે તેવું વચન આપો. પાળવું કે નહિ તેનો વિચાર પાછળથી કરજો. પરંતુ અત્યારે ના ન કહેશો." ડાક્ટરે ગીરધરલાલને કહ્યું. કેમકે પોતાની ભાણેજના અસ્તુત કથનથી એ વ્યાપારી ગભરાયો હતો. "એટલા અસત્ય ભાષણથી

રોગીને આરામ થવાનો સંભવ છે." ડાક્ટરે ધીમા પરંતુ ગંભિર અવાજે કહ્યું.

"તારી ઇચ્છા ગમે તેવી હશે, તોપણ એ હું પૂર્ણ કરીશ." દુઃખથી કેવળ વ્યાપ્ત બનેલો ગીરધરલાલ બોલ્યો.

"ત્યારે મારા પતિને શોધીને લઈ આવો." સુનંદા આનંદિત વદને બોલી: "તેની તપાસ કરો. તે અહીંથી દૂર નહિ હોય એવી મારી ખાત્રી છે. તેનો મારા ઉપર પ્રેમ છે—તે મને ભયંકર સ્થિતિમાં છોડી ગયેલ હોવાથી આટલામાં જ હોવો જોઇએ એમ મારૂં મન મને કહે છે."

"જો હું તેનો પત્તો મેળવી શકીશ તો જરૂર હું તારી ઇચ્છા પૂર્ણ કરીશ." ગીરધરલાલે જવાબ આપ્યો અને પોતે તેની તપાસ માટે જાય છે એમ સુનંદાને સમજાવવાને તે ખુરસીપરથી ઊભો થયો. પરંતુ પુનઃ તેણે તેને બોલાવ્યો.

"મામા!" તે બોલી: "તમે સજ્જન છો એ હું જાણું છું; અને તમે મને ફસાવશો નહિ એવી પણ મારી ખાત્રી છે. હું માત્ર એક મીનિટ—એક સેકન્ડને માટે તેમને જોવાને જ ઉત્કંઠિત બની રહી છું. ના—મારી વિનતિનો અસ્વીકાર ના કરશો. કદાચિત્ પુનઃ આવી વિનતિ કરવાનું મારા નસીબમાં લખેલું નહિ હોય! આ મારી છેવટની જ વિનતિ હોવાનો સંભવ છે. તો મામા! એવા સોગન ખાઓ કે "તારો પતિ મળશે તો જરૂર હું તેને તારી પાસે લાવીશ.' એવી પ્રતિજ્ઞા કરો કે તેની મૃત્યુને તીરે બેઠેલી પત્ની સાથે તેની મુલાકાત કરાવીશ. એવું વચન આપો કે 'હું તને ફસાવીશ નહિ.' બસ! તો પછી હું તમારી શાંતપણે રાહ જોયા કરીશ."

"તમારી ભાણેજનું કથન કબૂલ કરવામાં કશી પણ હરકત નથી." ડાકટરે જણાવ્યું. "તમે માનસિંગના સંબંધમાં જણાવેલી હકીકતપરથી તે હવે તમને આ ગામમાં મળે એવો સંભવ નથી." આ શબ્દો સુનંદાના સાંભળવામાં ન આવે એવી રીતે ડાકટર બોલ્યો હતો.

મામાને મૌન રહેલા જોઈને સુનંદા પુનઃ બોલીઃ "તમે સોગન ખાવાની આનાકાની કરો છો? ત્યારે હું કોના ઉપર વિશ્વાસ રાખું?"

"તેની મરજી પ્રમાણે વર્ત્તવાની પ્રતિજ્ઞા લ્યો. નહિ તો પુનઃ જો તેની સ્થિતિ બગડશે તો પછી તેને બચાવવાનો એક પણ ઉપાય નથી." ડાકટરે સૂચવ્યું.

"બાલે–સુનંદા!" એક પળની પણ ઢીલ નહિ કરતાં ગીરધરલાલ બોલ્યોઃ "તારા સુખને માટે હું ગમે તે કરવાને તૈયાર છું. તારો પ્રાણ બચાવવાને હું મારા પ્રાણની પણ દરકાર કરૂં તેમ નથી એ તું જાણે છે. તું મને મારી પોતાની પુત્રીના જેટલી પ્રિય છે. સુનંદા! ઇશ્વર ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે, અને તેની કૃપાથી હું તને પુનઃ નિરોગી બનેલી જોઈશ એવી મને આશા છે. એ પરમેશ્વરના સોગનપૂર્વક કહું છું કે જો તારો પતિ મને મળશે તો અવશ્ય હું તેને તારી પાસે તેડી લાવીશ."

"મામા–મારા માયાળુ મામા!" એમ બોલતાં સુનંદાએ પોતાના મામાના ખભા ઉપર પોતાનું મસ્તક ટેકાવ્યું અને નેત્રોમાંથી ખરતાં પ્રેમાશ્રુદ્વારા કૃતજ્ઞતા વ્યક્ત કરી.

ગીરધરલાલ તત્કાળ સુનંદાના ખંડમાંથી બહાર પડ્યો દિવાનખાનામાં આવતાં એક નોકરે જણાવ્યું કે "સુનંદા બ્હેન

સાવધ થયાના સમાચાર જાણીને કરસનદાસ શેઠ ચાલ્યા ગયા છે."

ગીરધરલાલે વસ્ત્રો ધારણ કર્યા અને મનને ઉલ્હસિત બનાવવાને તેણે ખુલ્લી હવામાં બહાર જવાનો નિશ્ચય કર્યો.

મકાનની બહાર પડતાં તે ત્વરાથી ચાલવા લાગ્યો. પોતે કઇ દિશાએ જાય છે એનું તેને ભાન ન હતું. તેનું મન દુઃખમય કલ્પના સમુહમાં મગ્ન બની ગયું હતું. સુનંદાને ગીરધરલાલ પોતાની પેટની દીકરી તુલ્ય માનતો હતો અને તેના ઉપર તેનો પ્રેમ પણ અતોનાત હતો. એથી સ્વાભાવિક રીતે જ તેની અંત્યેષ્ટિની ક્રિયા કરવાનો કિંવા તેને ગાંડાની હોસ્પિટલમાં મૂકવાનો પ્રસંગ આવશે એવા વિચારથી તેનું મન ભ્રમિત બની ગયું હતું.

સુનંદાના હાથે ભૂલ—અક્ષમ્ય ભૂલ થઇ હતી એ વાત ખરી, તથાપિ તેનો જેટલો પ્રેમ માનસિંગ ઉપર હતો તેટલોજ પ્રેમ તેના ઉપર ગીરધરલાલનો હતો. એથી તેની દુઃખપૂર્ણ સ્થિતિનો તથા તેને પુનઃ આરોગ્ય અને સુખ કેવી રીતે પ્રાપ્ત થાય એ બાબતનો વિચાર કરતો તે ચંદ્રમૌલેશ્વર ગામ બહાર નર્મદા નદીના તીરે આવી પહોંચ્યો.

મનને આલ્હાદ આપનારો વાયુ વાતો હતો; એથી પોતાની ચિત્તવૃત્તિ ઉલ્હસિત થતી હોય એમ ગીરધરલાલને લાગ્યું. માનસિંગની તપાસ કરવાનો તેણે જે દેખાવ કરેલો તેને બરોબર પાર ઉતારવાને કેટલોક સમય બહાર રોકાયા પછી તેણે ઘેર જવાનો વિચાર કર્યો હતો. તેમજ પોતાના પ્રયત્નમાં મળેલો અપયશ સુનંદાને જણાવતાં તેના મનનું કેવી રીતે સાંત્વન કરવું, એ પણ તેને સુજતું ન હતું. એ પ્રમાણે અસ્વસ્થ ચિત્તે તે નદી તીરે આમતેમ ભટકવા લાગ્યો. છેવટે થાકીને વિશ્રાંતિને માટે તે એક

પત્થર ઉપર બેઠો અને પોતાની ઉત્કંઠાપૂર્વક રાહ જોતી સુનંદાનું ઘેર જઇને કેવી રીતે સમાધાન કરવું, એ બાબતનો વિચાર કરવામાં ગર્ક બની ગયો.

## પ્રકરણ ૫૦ મું.

### વિલક્ષણ યોગાયોગ.

ગુમાનનો પ્રેતસંસ્કાર કરીને રાત્રીના ત્રણ વાગતાં માનસિંગ તથા ચંદ્રકાન્ત પોતાના મકાને જઇ પહોંચ્યા એવું પાછલા એક પ્રકરણમાં જણાવ્યું છે તે વાચકોના સ્મરણમાં તો હશે જ. હવે આપણે તેમની હીલચાલ ઉપર લક્ષ આપીએ.

ગુમાનના આકસ્મિક મૃત્યુથી માનસિંગનું ધૈર્ય પૂર્ણપણે ગૂમાઇ ગયું હતું. તેનો ગુમાન ઉપર ખરેખર પ્રેમ હતો. નિષ્ઠુર હૃદયમાં મનુષ્યોને પણ પ્રેમ કરવાને માટે એકાદી વસ્તુ તો જોઇએ જ છે. સુનંદાને લગતી તેની ધારણા રદબાતલ થવાથી તેને જેટલું માઠું નહોતું લાગ્યું તે કરતાં અધિક દુઃખ તેને મિત્રના મરણથી થયું હતું. પહેલી બાબતથી તેને સ્હેજ ત્રાસ માત્ર થયો હતો જ્યારે આ બનાવે તેના અંતઃકરણને ભેદી નાખ્યું હતું. એથી થતા દુઃખને છૂપાવવાનો કે દબાવવાનો પણ તેણે પ્રયત્ન કર્યો નહિ.

તેને હવે વિશ્રાંતિની જરૂર હતી. ઘેર આવતાં જ ચટપટીઆનું અનુકરણ કરીને બિછાનાપર જઇને પડ્યો. પરંતુ નિદ્રારમણી તેને

વશ થઇ નહિ. તે આ પડખેથી બીજે પડખે પાસાં ઘસતો પડ્યો રહ્યો. ચટપટીઓ પોતાના દિવાનખાનામાં જાણે માનસિંગના દુઃખ-પિડિત અંતઃકરણની ચેષ્ટા કરતો હોય તેવી રીતે આનંદથી ગાતો ગાતો નિદ્રાવશ બની ગયો.

લગભગ આઠ—નવ વાગ્યાને સુમારે ચટપટીઓ જાગૃત થયો અને મેડી ઉપરથી જ તેણે મકાનની માલિકણને હુકમ કર્યો: "મારા માટે ચહાના બે કપ, પાશેર પુરી અને એક દૈનિક પત્ર મોકલો."

માનસિંગને એક ક્ષણભર પણ ઉંઘ આવી ન હતી. પોતાના સોબતીને જાગૃત થયેલો જોઇને તે ઉઠ્યો અને મ્હોં ધોઇને તેણે કપડાં પહેરી લીધાં. પોતાના આખા જન્મારામાં આજ જ તેને એકલડોકલના જેવું લાગ્યું. ચટપટીયાના આનંદી અને રમુજી સ્વભાવથી પોતાની ખિન્નતા કાંઈક અંશે પણ ઓછી કરવાના હેતુથી તેણે તેને પોતાની સાથે નાસ્તો કરવાની વિનંતિ કરી. ચટપટીઆએ એ વિનતિનો તુરતજ સ્વીકાર કરી લીધો, એમ જણાવવાની જરૂરજ નથી.

માનસિંગની સ્થિતિ અત્યંત ચમત્કારિક બની ગઇ હતી. મકાનમાંથી ફરવાને માટે બહાર નિકળવાથી પોલિસખાતાના માણસો કદાચ પોતાને પકડી પાડે એવી તેને બીતિ લાગતી હતી. મકાનમાં બેસી રહેવાથી મનને શૂન્યતા ભાસતી અને ચેન પડતું નહતું. પરંતુ છેવટે તેણે વિચાર કરીને થોડાક દિવસો તો મકાનની અંદર જ પસાર કરવા એવો નિશ્ચય કર્યો. કેમકે ચંદ્રમૌલેશ્વરમાં કરેલા તાજા જ સાહસને લીધે પોતાનો પત્તો મેળવવાને પોલિસ લોકો તલપાપડ બની રહ્યા હશે એમ તે જાણતો હતો. એટલે એ લોકોનું આરંભશૂરત્વ નષ્ટ થાય ત્યાં સુધી બહાર નિકળવું નહિ એવો તેણે

એત કર્યો. પછી સુનંદાની પ્રકૃતિની તથા બની શકે તો પોતાના વિષયમાં તેની મનોવૃત્તિ કેવી છે એ બાબતની તપાસ કરવાને માટે ચટપટીયાને ચંદ્રમૌલેશ્વર મોકલવો કે કેમ એ બાબતના વિચારમાં તે ગુંથાયો પણ આખરે એ બાબતમાંયે કેટલાક દિવસો પસાર થવા દેવા અને તે દરમિયાન ચટપટીયાના વિશ્વાસુપણાની બરોબર પરીક્ષા કરવી એ તેને ઈષ્ટ લાગ્યું. કેમકે એ કામમાં અત્યંત વિશ્વાસુ મનુષ્યની જરૂર હતી; અને કોઇના ઉપર એકદમ વિશ્વાસ મેલી દેવાનો માનસિંગનો સ્વભાવ નહિ હોવાથી આ કાર્યમાં તેણે વિશેષ ખબરદારી રાખવાનો નિશ્ચય કર્યો હતો. પોતાનું તમામ નસીબ અને જીવિત એક અતિ નાજુક બાબતપર અવલંબી રહેલું હતું, અને યત્કિંચિત્ પણ વિશ્વાસઘાત કે ભોળપણથી પોતાના સર્વસ્વનો નાશ થાય તેમ હતો એ તે પૂર્ણપણે જાણતો હતો.

પરંતુ આવી સ્થિતિમાં પડયા રહેવાનું માનસિંગને અસહ્ય લાગ્યું. વિશેષતઃ ગુમાનના મૃત્યુથી તેનો ઉત્સાહ નષ્ટ થયો હતો. એટલે ઘરમાં તેને જરી પણ ચેન પડતું નહતું. જગતમાં ઈતસ્તતઃ ભટકવાની તેની લાલસા ક્ષણે ક્ષણે અધિકાધિક ઉત્કટ થતી ગઇ; અને એક વખત બહાર નિકળ્યા પછી કશાથી પણ પોતાને નિરુત્સાહ થનાર નથી, એમ તે મનમાં કલ્પના કરવા લાગ્યો.

એ પ્રમાણે તે આખો દિવસ પસાર થયો. સંધ્યાકાળે પણ ચંદ્રકાન્ત માનસિંગના સહવાસમાં જ હતો. પોતે તથા ગુમાન ગઈ રાત્રીએ કાંઈક પણ સાહસ કરવાના હેતુથી કેવી રીતે બહાર પડયા તથા એ સાહસના મૂળમાં દ્રવ્ય સંપાદન કરીને માનસિંગને ચકિત કરવાની કેવી ઇચ્છા હતી, એ બધું રસપૂર્ણ ભાષામાં ચટપટીયાએ તેને જણાવ્યું.

બીજો દિવસ માનસિંગને એક યુગના જેવો ભાસ્યો. મન અસ્વસ્થ હોવાથી પુસ્તકો વાંચવામાં પણ તેને આનંદ થયો નહિ. તેમજ હવે તો ચટપટીયાનું ઠઠ્ઠાબાજીયુક્ત ભાષણ પણ તેને કંટાળો આપવા લાગ્યું. સુનંદા સંબંધીનો પોતાનો તમામ બેત હિમ્મતે તોડી પાડવાથી, તેના ઉપર શાપ અને ગાળોનો વર્ષાદ વર્ષાવતો તે દિવાનુખાનામાં આમતેમ આંટા મારતો હતો. વચ્ચે વચ્ચે ગુમાનના મૃત્યુ માટે તીવ્ર દુઃખોદ્‌ગાર પણ કાઢતો હતો.

આ દિવસની રાત્રી તો માનસિંગને અતિશય કંટાળા ભરેલી લાગી. તેને પુષ્કળ સમય સુધી તો ઉંઘ જ આવી નહિ, છેવટે પરોઢ વખતે નિદ્રાદેવી તેના ઉપર પ્રસન્ન થઇ. પરંતુ સ્વપ્નમાં રક્તથી ભરેલી ગુમાનની આકૃતિ તેની દૃષ્ટિએ પડવા લાગી. સર્વત્ર ગુમાન, ગુમાન અને ગુમાનને જ તે જોવા લાગ્યો. જ્યારે તે જાગૃત થયો ત્યારે તે હતાશ અને નિરુત્સાહી બની ગયો હતો.

પ્રાતર્વિધિ પૂર્ણ કર્યા પછી તેણે પોતાની પેટીમાંનો તમામ વેશ તપાસી જોયો. તેમાં એક ખ્રીસ્તી લોકના પાદરીના જેવો વેશ હતો. માનસિંગે એ વેશ પોતાના અંગ ઉપર ધારણ કર્યો અને બનાવટી કાળી દાઢી ચડાવી દીધી. નેત્રોપર આસમાની રંગના ચશ્મા ધારણ કર્યાં. અરીસામાં પોતાની પ્રતિકૃતિ જોતાં તે અત્યંત ખુશ થયો. તે અત્યારે રોમન કેથોલિક સંપ્રદાયના દેશી પાદરીના જેવો લાગતો હતો. એ વેશાંતરમાં બહાર જવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે કાળા બુટ, તેજ રંગનાં મોજાં, સફેદ પાટલુન, ઢીંચણથી નીચે સુધી લબડતો શ્વેત કોટ અને મસ્તક ઉપર શ્વેત ઉંચી ટોપી ધારણ કરી હતી. તેની કાળી દાઢી અને મૂછોમાં કોઇ કોઇ સફેદ વાળ દેખાતો હોવાથી તેના ચ્હેરાપર પીઢપણાની છટા દેખાતી હતી.

ગાલ અને કપાળપર કાંઇક રંગ લગાડીને પોતાના ચ્હેરાનાં મૂળ વર્ણમાં પણ તેણે ફેરફાર કરી નાખ્યો હતો. એ સર્વ વિધિ પૂર્ણ થયા પછી તે ચટપટીયાની ઓરડીમાં ગયો.

આનસિંગ ત્યાં ગયો તે વખતે ચટપટીયો નસકોરાં બોલાવતો હતો. તે થોડીવારે જાગૃત થયો પરંતુ પોતાના બિછાના પાસે એક પીઢ મનુષ્યને ઉભેલો જોઇને તે સ્હેજ ચમકયો.

"પાદરી સાહેબ !" તેના દેખાવપરથી પ્રસ્તુત શબ્દવડે તેને સંબોધીને ચટપટીયો બોલ્યો: "આપ મારી મુલાકાતે પધાર્યા છો એ આપે આપની મોટાઇને શોભે તેવુંજ કાર્ય કર્યું છે અને એથી મને અત્યાનંદ થયો છે. પરંતુ હું ધારૂં છું તેમ તમે જો ધર્મભીરૂ પાદરી હો અને ઇસુ ખ્રીસ્તના શુભ વર્તમાન નિવેદન કરવાને મારી પાસે આવ્યા હો તો ડાહ્યા થઇને પાછે પગલે અહીંથી પધારી જાઓ. નહિ તો માત્ર એક જ લાતના ઝપાટાથી દાદરના ઉપલા પગથીયાથી નીચે સુધી પ્રનામ કરવાની આજે આપને ફરજ પાડવી પડશે."

આનસિંગ ચટપટીયાની સ્હેજ નજીક ગયો. પણ તેણે પોતાની મૂકવૃત્તિ છોડી નહિ.

ચટપટીયાને તેની આ ધૃષ્ટતા જોઇને વિશેષ સંતાપ થયો. કારણ કે આ માણસ કોઇ દેશી પાદરી છે એવી તેની ખાત્રી થઇ હતી. એથી અધિક પ્રસ્તાવના કરવાની કિંવા શિષ્ટાચાર દર્શાવવાની ભાંજગડમાં નહિ પડતાં, તે પોતાની ધમકી અમલમાં મૂકવાના હેતુથી ઉઠયો અને બિછાના ઉપરથી કૂદ્યો.

"જે કાંઇ કરો તે પૂરતો વિચાર કરીને કરજો." આનસિંગ સ્વર બદલાવીને બોલ્યો.

"એ બાબત તમારે મને સૂચના કરવાની જરૂર નથી." ચટપટીયાએ જવાબ આપ્યો: "હવે મહેરબાની કરીને સૂર્યોદય થતાં જેમ ભૂત અદ્રશ્ય થઈ જાય છે તે પ્રમાણે જરી પણ અવાજ કર્યા સિવાય આ દિવાનખાનામાંથી બહાર નિકળીને નીચે ઉતરી પડો. જો એમ નહિ કરો તો પછી તમારા અગડબંબ પ્રેતને લાત વડે નીચે ઢોળી પાડવાની મને દુ:ખદાયક અને દિલગીરીભરેલી ફરજ પડશે."

એ ઉપરથી માનસિંગ મોટેથી હસ્યો. તે સાથેજ ચટપટીયો તેને ઓળખી ગયો અને પોતે છેતરાયો છે એમ સમજી ગયો.

પોતાનો વેશાંતર આટલો ઉત્કૃષ્ટ બનેલો જોઇને માનસિંગ આનંદપૂર્વક બોલ્યો: "હવે મને બહાર પડવામાં કશી પણ હરકત આવે તેમ નથી. તત્વજ્ઞાન અને વેષાંતરની સહાયથી મને કશાની પણ બીતિ નથી."

"શું? તમે મને છોડી જનાર છો?" ચટપટીયાએ પૂછ્યું.

"હા, કેટલાક સમયને માટે મારે તમને છોડીને જવું પડશે. મારે એક વિશિષ્ટ કાર્યને માટે જવાનું છે, અને તે કાર્ય એવા પ્રકારનું છે કે મારી સાથે બીજા માણસને લઇ જઇ શકાય તેમ નથી." માનસિંગે જવાબ આપ્યો.

"ત્યારે તો મારા એક ઉત્તમ મિત્ર અને જીવશ્ચ કંઠશ્ચ વિશ્વાસુ સ્નેહીનો મને વિયોગ થશે!" ચટપટીયાએ ઉદ્‌ગાર કાઢ્યો.

"મારી આર્થિક સ્થિતિ જોઇએ તેટલી સારી નથી; તથાપિ હું તમને નિષ્કાંચન છોડી જઇશ નહિ." માનસિંગે કહ્યું. ચંદ્રમૌલેશ્વરની સફરમાં એકંદરે તેનું ખાસું હલકું થયું હતું, પરંતુ તે જાણતો હતો કે ચટપટીયો પણ કાંઇ સંપન્ન અવસ્થામાં નથી:

"તમારૂં ધૈર્ય જેટલું અમર્યાદ છે, તેટલુંજ તમારૂં ઔદાર્ય પણ છે." ચટપટીયાએ કહ્યું: "અને એ ઉપકારના બદલા તરીકે જો હું તમારી સાથે મૈત્રીથી વર્તું નહિ, તમને યોગ્ય અને સ્પષ્ટ સલાહ આપું નહિ, તમારી ગેરહાજરીમાં તમારાં સર્વ કાર્યો યથાસ્થિત બજાવું નહિ અને જો તમારી આજ્ઞા પ્રમાણે વર્તું નહિ તો તમે મને ખુશીની સાથે લૂચ્ચો અને બદમાશ કહેજો."

"મારો તમામ સામાન હું અહીંજ મૂકી જનાર છું." માનસિંગ બોલ્યો: "માટે હું પાછો આવું ત્યાં સુધી આ મકાનનું ભાડું તમે આપ્યા કરજો. લ્યો, આ સો રૂપીઆ તમારા ખર્ચ માટે. વારૂ, ત્યારે નમસ્કાર–રજા લઉં છું."

"નમસ્કાર–પ્રિય મિત્ર નમસ્કાર!" એ હસ્કી ગૃહસ્થ બોલ્યો: "જે રીતે એકાદી તરૂણી પોતાના પ્રિયકરની રાહ જૂએ છે તે જ પ્રમાણે હું તમારા પ્રત્યાગમનની પ્રતીક્ષા કર્યા કરીશ–સહવારે અને સાયંકાળે આશાપૂર્ણ અંતઃકરણથી હું તમારા માર્ગ તરફ–પેલી ગલી તરફ દૃષ્ટિ રાખીને બેસી રહીશ; અને તમે આવશો કે આપણે ઉત્કટ સ્નેહીઓની માફક એકમેકને દૃઢ આલિંગન આપીશું, પરસ્પર ઉપર આવેલાં સંકટોની તથા તેમાંથી અણીના સમયે થયેલા બચાવની હકીકત એક બીજાને જણાવીશું અને મદ્યપ્રાશનની એટલી કમાલ કરી મૂકીશું કે આ દરિદ્રી ઇમારત તેની માલિકણના વાળ વિના તાલવાળા મસ્તક ઉપરજ ધસી પડશે!"

એ બન્ને ગૃહસ્થો તે પછી પોતપોતાના કાર્યમાં રોકાયા. ચટપટીયો પુનઃ બિછાનાપર જઇને પડ્યો અને માનસિંગ પોતાના માર્ગે લાગ્યો.

માર્ગમાં ચાલવાની શરૂઆત કર્યા બાદ માનસિંગનો ઉત્સાહ

વૃદ્ધિને પામવા લાગ્યો, અને પોતાની સાહસિક યોજનાનો વિચાર થતાં તેનું ધૈર્ય દ્વિગુણિત બન્યું. વચ્ચે વચ્ચે ગુમાનનું તેને સ્મરણ થતું એ વખતે તે દીર્ઘ નિઃશ્વાસ નાખતો.

**માનસિંગને** જો કે પોતાના વેશ માટે પૂરતી ખાત્રી હતી અને તેની પાસે પિસ્તોલો પણ કાર્તુસ સાથે તૈયાર હતી, તોપણ ધોરી રસ્તાપર પ્રવાસ કરી, જાણી બૂજીને સંકટમાં ફૂદકો મારવાની તેની ઇચ્છા ન હતી.

ફરસનદાસનાં અને ઘોડાવાળા જમાલનાં નેત્રો તીક્ષ્ણ છે એ તે જાણતો હતો. તેમની પોતાના ઉપર નજર હોવાનો પુષ્કળ સંભવ છે એ પણ તે વિસરી ગયો ન હતો. એટલે **ચંદ્રનગરમાંથી** બહાર પડતાંજ તે આડે વગડે ચાલવા લાગ્યો. ચંદ્રમૌલેશ્વરથી પાછા ફરતાં જે ગામમાં પોતે મુકામ કર્યો હતો તેજ ગામમાં આ વખતે પણ મુકામ કરીને રાત્રી ગાળવાનો તેણે વિચાર કર્યો. સાંજના ચાર વાગે તે એ ગામમાં જઈ પહોંચ્યો. ત્યાં ધર્મશાળામાં ઉતરવાની ભાંજગડમાં નહિ પડતાં એક ન્હાની વીશી તરફ તેણે પોતાનો મોર્ચો ફેરવ્યો. એ વીશીની દિવાલ ઉપર 'માણસોની અને જનાવરોની ઉત્તમ સગવડ અહીં થાય છે.' એવું મોટા અક્ષરે લખ્યું હતું. **માનસિંગે** અંદર દાખલ થઇને વીશીના માલિકને કહ્યું: "હું જનાવર નથી પણ માણસ છું એ તો તમને જણાવવાની જરૂર નથીજ. માત્ર મારે તમને એટલું સૂચવવાનું છે કે મારે મારી મોસમ કિંવા કાયમની સગવડ કરાવવાની ઇચ્છા નથી. માત્ર આજની રાત્રીએ ફક્ત સૂવા અને ખાવાની સગવડ અહીં થાય એટલી મારી ઇચ્છા છે. બોલો, એ પ્રમાણે બની શકશે કે નહિ?"

માલિકે હા પાડી, એટલે **માનસિંગે** થોડી વાર વિશ્રાંતિ લઇને

સાંજ પડી એટલે ભોજન કરી લીધું. પછી તુરત બિછાના ઉપર પડયો. ચાલવાના શ્રમ તથા ઉત્સાહને લીધે તેને શાંત નિદ્રા આવી ગઇ.

સૂર્યોદય થયા પહેલાંજ માનસિંગે શયનોત્થિત થઇને, માલિકને પૈસા ચૂકવી આપીને પુનઃ પ્રવાસનો પ્રારંભ કર્યો. કેમકે સુનંદાની શી અવસ્થા છે તે જાણી લેવાની તેની લાલસા અનાવર થઇ હતી. પોતે કયારે ચંદ્રમૌલેશ્વર જઇ પહોંચે એમ તેને થતું હતું. રસ્તામાં એક ખેતરમાં ઝુંપડી જોવામાં આવી. ત્યાં જઇને તેણે થોડોક નાસ્તો કરી લીધો. એ રીતે તાજોમાજો થયા પછી તે પુનઃ ત્વરાથી માર્ગાતિક્રમણ કરવા લાગ્યો.

ચંદ્રમૌલેશ્વરનાં મંદિરોનાં ઉચ્ચ શિખરો દૂરથી દૃષ્ટિએ પડતાં જ માનસિંગને આનંદ થયો. દૈવની કૃપાદૃષ્ટિ થતાં પોતે પોતાના કામમાં યશસ્વી થશે અને પોતાની દરિદ્રતા કાયમને માટે પઃ પલાયન થઇ જશે એ વિચાર મનમાં આવતાંજ તેનો ઉત્સાહ દશગણો વધી પડયો. એક વખત સુનંદા પોતાના કબજામાં આવે તો પોતાનું કાર્ય સિદ્ધ થઇ જાય, એમ તે સમજતો હતો. માત્ર તેનો પોતાના સંબંધમાં મનોવિકાર પૂર્વના જેવોજ છે કે કેમ એ બાબતનો નિશ્ચય નહિ થઇ શકવાને લીધે તેની વૃત્તિ સાશંક હતી. તે સ્વતઃ વિચાર કરવા લાગ્યો: "તેનો પ્રેમ મારા ઉપર પ્રથમના જેવોજ હોય તો બસ. હું ગમે તેટલો ભગિરથ પ્રયત્ન કરીને પણ તેને તેના જૂલ્મી પાલકના સકંજામાંથી છોડાવીશ અને કોઇ દૂરના દેશમાં લઇ જઇશ; અને તે ઉમરમાં આવતાં કાયદેસર રીતે તેની સંપત્તિ હસ્તગત કરી લઇશ"

એવા આલ્હાદકારક વિચારમાં મગ્ન થતો તે નર્મદા નદીને

તીરે જઇ પહોંચ્યો. હજી સૂર્ય અસ્ત પામવાને બે-ત્રણ કલાકની વાર હતી. એટલે ત્યાં સુધી ગામમાં નહિ જતાં આટલામાંજ સમય પસાર કરવાનો તેણે વિચાર કર્યો.

આમ તેમ દષ્ટિ કરતાં નદી તીરે બેઠેલી એક વ્યક્તિ તેના જોવામાં આવી. એ મનુષ્યને પૂછવાથી સુનંદાને લગતા સમાચાર મળી શકશે, એમ ધારીને તેણે એ મનુષ્યની સ્હેજ નજીક જઇને હાકલ મારી. પરંતુ એ મનુષ્યે મુખ ફેરવતાં તે ગીરધરલાલ શેઠ છે એવું માનસિંગને માલૂમ પડયું ત્યારે તેની મનઃસ્થિતિ કેવી થઈ હશે ? ક્ષણુમાત્ર પ્રસંગાવધાન ચૂકી જઇને, આશ્ચર્યમાં છક્ક બનીને તે એજ સ્થળે સ્થંભી ગયો. તેની એવી ચમત્કારિક સ્થિતિ જોઇને ગીરધરલાલ ઉઠયો અને તેની નજીક ગયો. તેણે પણુ તેને ઓળખી લીધો અને તેજ ક્ષણે માનસિંગ મને મળશે તો હું તેને તારી પાસે લાવીશ, એવું તેણે સુનંદાને આપેલ વચનનું સ્મરણ થયું. તેણે તીવ્ર શોકાવેશમાં કપાળે હાથ મારીને પૂછ્યું: " કોણુ ? માનસિંગ ! પુનઃ આ ગામમાં આવવાનું ધારીષ્ટ કરે છે ? "

" હા, તેજ હું." માનસિંગે ધૃષ્ટતાપૂર્વક જવાબ આપ્યો: "તમારી ભાણેજનો દુર્દૈવી પ્રાણુનાથ ! પણુ ગત બનાવના સંબંધમાં મારી નિર્ભત્સના કરીને નાહક મારી દુષ્ટ મનોવૃત્તિને જાગૃત ન કરશો. તેમજ મને પકડીને પોલિસ અધિકારીના કબજામાં સોંપવાનો વિચાર પણુ ન કરશો. કેમકે મારી સામે તમે અત્યારે એક ક્ષણુ પણુ ટકી શકો તેમ નથી. હું જો તમને ઉપાડીને નદીમાં ડૂબાડી દઉં તોયે તમારી બૂમ સાંભળીને અહીં કોઇ પણુ તમારી મદદે આવે તેમ નથી. "

" માનસિંગ ! તારા જીવિતને નુકસાન પહોંચાડવાની મારી

ઇચ્છા નથી. ઉલટો જે કુટુંબને તેં તારા કૃતઘ્નીપણાથી રસાતળ પહોંચાડયું છે, તે કુટુંબમાં તને પુનઃ લઇ જવાના હેતુથી હું અહીં આવ્યો છું."

"શું કહો છો? તમારા સ્વહસ્તે તમારી ભાણેજનો હાથ મારા હાથમાં સોંપવાનો ઇરાદ્દો રાખો છો? એમ થાય તો તો બહુજ ઉત્તમ. મને મારી પ્રિયતમા સાથે મેળવો, અને પછી હું અવશ્ય મારૂં વર્ત્તન સુધારીશ."

"સુનંદા તને મારે હાથે અર્પણ કરવાની બુદ્ધિ ઇશ્વર મને કદી પણ ન આપો! મેં તેની પાસે સોગન ખાધા છે કે જો મારાથી બની શકે તો તેની સાથે તારી મુલાકાત કરાવીશ. એ પરિપૂર્ણ થાય અને તેના મરણ સમયે—"

"શું?" માનસિંગ વચ્ચે બોલી ઉઠયો: "સુનંદા મરણપ્રાયઃ થઇને પડેલી છે?"

"હા, મને એવો ભય છે કે કાં તો એ ગાંડી થઇ જશે, અથવા તો મરણ પામશે. એ બેમાંથી એકાદું સંકટ અવશ્ય તેના ઉપર આવી પડશે એ ભયને લીધેજ મેં તેની પાસે પ્રસ્તુત સોગન લીધા હતા. હતભાગી મનુષ્ય! તારી આ પ્રમાણે મુલાકાત થશે અને હું મારૂં વચન પાળી શકીશ એવી તો મને સ્વપ્નમાં પણ કલ્પના નહતી." એમ કહેતો બિચારો ગીરધરલાલ શોકાવેગને નહિ અટકાવી શકવાથી રડી પડયો.

"પણ મને જાળમાં સપડાવવાને તમે આ યુક્તિ નહિ કરતા હો તેની શી ખાત્રી? મારા સુરક્ષિતપણા માટે તમે મારી કેવા રીતે ખાત્રી કરી આપશો?" અત્યંત ચિંતાતુર મુદ્રાથી એ આપારી તરફ જોતો માનસિંગ બોલ્યો.

"નરપિશાચ ! આજ સુધી મેં કદી પણ કપટથી મારો હેતુ સિદ્ધ કર્યો નથી. 'આપ એવું જગ,' એમ ન માની લે ! વિશેષતઃ મારા પૂર્વજન્મના સંસ્કારને લઇને મારા ઉપર ઇશ્વરનો કોપ આટલો તીવ્રપણે પ્રકટી રહ્યો છે, એવા સમયે હું કપટયુક્ત વર્તન ચલાવીને મારા ઉપરના તેના કોપને દ્વિગુણિત બનાવવાને ઇચ્છતો નથી."

ગીરધરલાલના ભાષણ અને મુદ્રાપરથી નિષ્કપટતા સ્પષ્ટપણે પ્રત્યક્ષ થતી હતી. તે સાચુંજ કહે છે એવી ચાણાક્ષ માનસિંગની ખાત્રી થઇ ચૂકી. તે બોલ્યો: "હું તમારી સાથે આવવાને તૈયાર છું. પરંતુ તે માટે તમારે મારી સાથે બે શરતો કરવી પડશે. એક તો એ કે સુનંદાની સામે તમારે મારા ગતકાલિન અપરાધને માટે મારી નિર્ભત્સના કરવી નહિ અને બીજી એ કે હું તમારા મકાનમાં હોઉં તે દરમિયાન મારા ઉપર આફત આવી પડે તો તમારે મને તુરત જ સૂચના કરી દેવી."

"તારી શરતો મને કબૂલ છે. હું તને બિલકુલ દોષ દેનાર નથી. દોષ દેવાથી પણ શું વળે તેમ છે ? તેમજ તારા ઉપર હું સંકટ પણ આવવા દઇશ નહિ વળી તારો આ વેશ પણ તારો બચાવ કરી શકશે. જો મેં તારો અવાજ ન સાંભળ્યો હોત તો હું પણ તને આ વેશમાં એકદમ પિછાની શક્યો ન હોત."

"પણ કરસનદાસ શેઠ મને તત્કાળ ઓળખશે ?" માનસિંગે જરી વિચાર કરીને કહ્યું.

"એ વાત ખરી છે. ચંદનગરના દક્ષિણ તરફના રસ્તાપર ઠાર થયેલો વ્યાપારી લક્ષ્મીદાસ જ હતો, એ બાબતની તેની ખાત્રી થઈ ચૂકી છે. પણ તું મારા મકાનમાં હોય ત્યાંસુધી તે અંદર આવી

ન શકે એવી હું વ્યવસ્થા કરીશ. ”

“ એતો જાણે ઠીક; પણ હજી એક ત્રાસનો પ્રશ્ન છે. લક્ષ્મીદાસના ખૂનના સંબંધમાં અગત્યની માહિતી રજુ કરનાર ઘોડાવાળો જમાલ તમારા મકાનમાં જ હશે ! ” માનસિંગે બીજી મુશ્કેલી રજુ કરી.

“ હા, હજી તે મારા મકાનમાં જ છે. પણ તે એ દિવસની ઘટનાથી પુનઃ હતબળ બનીને પથારીવશ પડેલો છે. તે જીવશે કે કેમ એ બાબતની શંકા જ છે. એટલે તેના સંબંધમાં ભય રાખવાનું તને કશું પણ કારણ નથી. ”

“ ભલે, ત્યારે હું તમારી સાથે આવું છું. માત્ર એટલું ધ્યાનમાં રાખજો કે મારી પાસે બે ભરેલી પિસ્તોલો છે. જો મને કપટનો સ્હેજ પણ સંશય આવશે તો એક પિસ્તોલથી હું તમારા પ્રાણ લઈશ અને બીજીની સહાયથી મારો પોતાનો અંત લાવી દઈશ. ”

“ તારી ધમકી અને શંકા એ બન્ને નિરર્થક છે ! ” એમ કહેતો ગીરધરલાલ આગળ ચાલવા લાગ્યો. માનસિંગ પણ તેની પાછળ જવા લાગ્યો.

રસ્તે ચાલતાં તેઓ એકબીજા સાથે કશું પણ બોલ્યા નહિ. બન્ને જણા પોતપોતાના વિચારમાં મગ્ન હતા. વિલક્ષણ યોગાયોગથી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો જોઇને ગીરધરલાલ આશ્ચર્ય કરતો હતો; જ્યારે આ પ્રસંગથી સુનંદાને પુનઃ પોતાની સાથે ન્હસાડી લઇ જવાના ઇરાદાને વિશેષ સરલતા મળશે, એવા વિચારથી માનસિંગ મનમાં હર્ષ પામતો હતો.

પણ એટલામાં એક વાતનું તેને સ્મરણ થયું અને તેનું અંતઃકરણ નિરાશાના અંધકારથી વ્યાપ્ત બની ગયું. સુનંદા મૃત્યુપંથે લાગેલી

હોવાનું ગીરધરલાલે કહ્યું હતું, એ વાતનું તેને સ્મરણ થયું–તેને અત્યંત ભય લાગવા માંડ્યો; તે મરણ પામવાથી તેની સંપત્તિ પ્રાપ્ત કરવાની પોતાની તમામ ધારણા રદ મળી જશે એ તે જાણતો હતો. તથાપિ તેણે જેમતેમ કરીને પોતાના મનનું સમાધાન કરી લીધું. ડૂબતો માણસ જેમ તરખલાનો આશ્રય શોધે છે, તે પ્રમાણે તે હૃદયમાં એવી આશાને ધારણ કરવા લાગ્યો કે સુનંદાની ભયપ્રદ સ્થિતિ નહિ હોય. માત્ર ગીરધરલાલ ભીતિવશ બનવાથી જ પોતાની ભાણેજના દરદને ભયંકર સ્વરૂપ આપતો હશે !

તેની શંકા અને ભીતિ ખરી હતી કે ખોટી એ નિશ્ચિત કરવાનો સમય નજીક આવી લાગ્યો હતો.

## પ્રકરણ ૫૧ મું.

### પ્રેમયજ્ઞમાં બળિદાન.

ગીરધરલાલ બહાર ગયા પછી થોડી વારે સુનંદાને નિદ્રા આવી ગઈ. એ જોઈને પરિચારિકાને ત્યાં રહેવાની સૂચના કરીને પદ્માવતી ઘરના કામકાજમાં લક્ષ આપવાને માટે ઉઠી. સુનંદા અત્યારે મધુર સ્વપ્નમાં રમમાણ કરવા લાગી–પોતે પોતાના પ્રાણેશ્વરના સહવાસમાં છે; તે કુમાર્ગમાંથી પરાવૃત્ત થયેલો છે, અને તેણે સદાચરણ તથા પશ્ચાત્તાપનું અવલંબન કરેલ છે; તેના વર્તમાનમાં એ શુભ પરિવર્તન પોતાને લીધેજ થયેલું છે એવું સ્વપ્ન તે અનુભવતી હતી. પરંતુ એટલામાં જાગૃત થઈ અને માનસિંગનો

પરિચિત ચ્હેરો તેની દૃષ્ટિએ પડયો. તે પલંગની નજીક ઊભો રહીને સ્હેજ નમીને પોતાની પ્રિયતમના મુખકમલનું નિરીક્ષણ કરી રહ્યો હતો.

અત્યારે માનસિંગ પાદરીના વેશમાં નહિ પરંતુ પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં હતો. એ પ્રમાણે વેશાંતર કરવાની સૂચના ગીરધરલાલે તેને કરી હતી. કેમકે ' હજી પણ મારો પતિ વેશ બદલીને ફરતો હોવાથી તે સંકટમુક્ત નહિ હોય ' એવી શંકા સુનંદાને આવવાથી તેના નબળા મગજ ઉપર મોટો આઘાત થશે એવી ગીરધરલાલને ભીતિ હતી. એટલે તેણે પોતાના વસ્ત્રો માનસિંગને પહેરવા આપ્યાં હતાં.

ક્ષણ માત્ર સુનંદાને પોતાની દૃષ્ટિ ઉપર વિશ્વાસ બેઠો નહિ. પોતે અદ્યાપિ સ્વપ્નસૃષ્ટિમાં જ છે એમ તેને લાગ્યું–નિરાશાની છટા તેના ચ્હેરાપર દેખાવા લાગી. પરંતુ તેજ સમયે માનસિંગે તેનો હસ્ત પોતાના હાથમાં લઇને પ્રેમયુક્ત સ્વરે તેને હાકલ મારી.

એ સ્વર કર્ણપુટપર અથડાતાંજ સુનંદાની મુદ્રા ઉપર એક પ્રકારના વિલક્ષણ પ્રેમ અને કારૂણ્યની છટા પ્રસરી રહી. તેનો પોતાના ઉપર અમર્યાદ શુદ્ધ પ્રેમ જોઇને તથા તેની સાંપ્રત સ્થિતિ જોઇને માનસિંગનું પાષાણહૃદય પણ પિગળી ગયું. તે પોતાની સ્વાભાવિક સ્વાર્થદૃષ્ટિનો પરિત્યાગ કરીને શુદ્ધ પ્રેમ અને લાગણીની દૃષ્ટિથી તેની સામે જોવા લાગ્યો.

" મામા ! " સુનંદા પોતાના પલંગની બીજી બાજુએ ઊભેલા ગીરધરલાલ તરફ દૃષ્ટિ કરીને બોલીઃ " છેવટે તમે મારૂં સાંત્વન કર્યું ખરૂં; નહિ તો મારૂં મોત સુખરૂપ ન થાત "

" સુનંદા ! આપણે આ પ્રમાણે પુનઃ સંમીલિત થવા છતાં

તું આવો અભદ્ર ઉદ્દગાર શા માટે કાઢે છે ? મરણનું નામ પુનઃ ન લે. " માનસિંગ બોલ્યો.

" પ્રાણનાથ ! મારે કેટલું દુઃખ સહન કરવું પડયું છે તેની તમને માહિતી નથી. મારા અંતઃકરણને મોટો આઘાત થયો છે. તેમાંથી બચવાની મારી તમામ આશા નિર્મૂળ થઇ ગઇ છે. હું અત્યારે તમારી સાથે વાત કરૂં છું ખરી, પરંતુ મારો આત્મા ધીમે ધીમે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી જવાનો પ્રયત્ન કરી રહ્યો છે. મને લાગે છે કે હવે હું વધારે વખત જીવનાર નથી. એમ છતાંયે, માનસિંગજી ! મારા મનમાં એવું થાય છે કે જો તમારા સુખને માટે મારૂં જીવન થોડાક દિવસ લંબાયું હોત તો સારૂં હતું ! આટલા તરૂણ વયમાં મરવાનું કોને ગમે ? પણ એમાં આપણો શો ઉપાય ? મારૂં જીવન સર્વથા દુઃખપૂર્ણ પસાર થાય એવો જ ઇશ્વરી સંકેત હશે; પછી નિરર્થક પશ્ચાત્તાપ કરવાથી શો લાભ ?"

પોતાની પત્નીનો કરૂણ, દુઃખપૂર્ણ સ્વર સાંભળીને માનસિંગનાં નેત્રોમાંથી આંસુ ખરવા લાગ્યાં. તે બોલ્યોઃ " પ્રિયે ! તારે ખાતર નહિ તો મારા સુખને માટે પણ તું જીવંત રહે. જે દુઃખ તેં ભોગવ્યું છે તેનો બદલો ભવિષ્યના સુખથી વળી રહેશે. " તે નીચે નમ્યો અને ગીરધરલાલ સાંભળી ન શકે તેટલા ધીમા સ્વરે બોલ્યોઃ " પ્રિયે ! હજી આપણે કેટલું સુખ અને એશઆરામ ભોગવવાનો છે તેનો તું વિચાર કર ! જે સ્થળે મારા નામ કે અપરાધની કોઇને માહિતી નહિ હોય એવા દૂરના સ્થળે જઇને આપણે રહીશું. ત્યાં એકાદા શાંત સ્થળે એક બીજા ઉપરના નિઃસીમ પ્રેમથી થનારા આનંદને અનુભવવામાં લીન થઇ જઇશું. સુનંદા ! તું મરણનું નામ ન ઉચ્ચાર—એવી નિરાશાપૂર્ણ કલ્પનાને તારા મગજમાંથી કાઢી નાખ !"

" માનસિંગજી! તમે સુખોપભોગનું જે મનોહર શાબ્દિક રજુ કર્યું છે તેનાથી મને મૃત્યુની અધિક જ ભીતિ લાગે છે. હવે ભવિષ્યમાં કદી પણ સૃષ્ટિસૌંદર્ય જોવાનું મળનાર નથી— ફૂલપુષ્પથી પરિપૂર્ણ એવી વસંત ઋતુની શોભા મારા મનને કદી પણ ઉન્મત કરનાર નથી. ખરેખર, આટલા અલ્પ વયમાં, જીવનની અત્યંત મુગ્ધાવસ્થામાં મરણને શરણ થવાનું કાર્ય ંત કષ્ટદાયક છે! તેમાંયે વળી જે સંકટો અત્યાર સુધી મેં સહન છે તેનો લેશ પણ બદલો હજી સુધી મને મળ્યો નથી!"

" સુનંદા! તું મરણનો ભય છોડી દે. તું મરનાર નથી. મારા વિશ્વાસ રાખ. તારા મનના અશક્તપણાને લીધેજ તને આ ની ભીતિ લાગે છે." માનસિંગ બોલ્યો:.

" માનસિંગજી! મને લેશ પણ આશા નથી. તમે મારી સ્થિતિ લક્ષમાં આણો, ખોટી આશાને ધારણ ન કરો. હવે દૈવે તેનું કરાળ મુખ ખોલ્યું છે. મેં કેવાં કેવાં સંકટો સહન છે એ તરફ લક્ષ આપો. એક સંકટમાંથી મારૂં મસ્તક ઉંચું પહેલાં જ બીજું સંકટ હતબળ બનાવી મેલતું—એવી મારી અ- ા થઇ છે. એવી કષ્ટપરંપરાના પંજામાં સપડાયેલી એક અબળા પોતાનો ટકાવ કેવી રીતે કરી શકે? કહો, માનસિંગજી તમે કહો વારૂ!" એમ બોલતી બિચારી હતભાગિની સુનંદા રૂદન ા લાગી.

" ના, હું તને મરવા દઇશ નહિ. તું આ રોગમાંથી મુક્ત જ જોઇએ!" માનસિંગ બોલ્યો. આ પ્રસંગે સુનંદાદ્વારા પોતાને સંપન્ન કરવાનો વિચાર તેના હૃદયમાંથી નષ્ટ થઈ ગયો હતો . પોતાના ઉપર નિઃસીમ પ્રેમ કરનાર એક સુંદર વ્યક્તિ પોતાને

છોડી જાય છે, એજ વિચાર તેના અંતઃકરણને દગ્ધ બનાવી મેલતો હતો.

" માનસિંગજી !" એ મરણોન્મુખ બાલિકા બોલીઃ " મને વ્યર્થ આશા દર્શાવીને ઉત્સાહિત કરવાનો યત્ન ન કરો. હું અલ્પાવધીમાં જ ઇહલોક છોડી જનાર છું એવી મારી ખાત્રી છે, મરણ બિલકુલ સંનિધ આવી લાગ્યું છે, પરંતુ મારૂં રક્ત ગંઠાઇ જાય તે પૂર્વે મારી એક વિનતિ તમે માન્ય કરો. "

સુનંદાના જોરદાર પ્રેમ સામે માનસિંગનું હૃદય નરમ બની ગયું. તે ગળગળે સાદે બોલ્યોઃ "કરીશ–બોલ, સુનંદે! તારી સંપૂર્ણ આજ્ઞા માન્ય કરીશ એવી હું ઇશ્વરસાક્ષીથી પ્રતિજ્ઞા કરૂં છું."

" ત્યારે હવે હું સુખપૂર્વક મરીશ! તમે ભયંકર અપરાધો કર્યા છે એમ લોકો મને કહે છે. ગમે તેમ હોય તથાપિ મારો પ્રેમ તમારા ઉપર કાયમ જ છે. અદ્યાપિ પશ્ચાત્તાપ કરવાનો માર્ગ તમારે માટે ખૂલ્લો છે. પશ્ચાત્તાપ એજ પાપનું મોટામાં મોટું પ્રાયશ્ચિત્ત છે. તમે સન્માર્ગ ગ્રહણ કર્યો છે, એટલી વાત મરણ સમયે મને શાંતચિત્ત કરવાને પૂરતી છે. માનસિંગજી! ભક્તજનોના મહાન અપરાધોની માફી આપનાર ઇશ્વરનું સ્મરણ કરો, કેવળ તમારા ઉપરના પ્રેમને લીધે જેણે આટલું કષ્ટ સહન કર્યું છે તેની પતિનિષ્ટાને મનમાં લાવો, ભવિષ્યમાં સ્વર્ગ લોક મધ્યે થનારા આપણા સમાગમનું ચિત્ર નેત્રો સમક્ષ આણો–ગમે તેમ કરીને પણ કોઇ રીતે અનુચિત વર્ત્તનનો ત્યાગ કરી દ્યો. તે સિવાય તમારા આત્માને કદી પણ સૌખ્ય પ્રાપ્ત થશે નહિ. તમે મારી છેવટની માગણી કબૂલ કરો, એટલે હું સુખપુર્વક દેહ છોડીશ ! "

પ્રસ્તુત ભાષણથી ચડેલા શ્રમને લીધે કેટલોક સમય સુનંદા

સ્તબ્ધ પડી રહી. તેના નિર્મળ કરકમલ ઉપર મસ્તક રાખીને માનસિંગ મોટેથી રડવા લાગ્યો. તેના ઉપર પ્રેમ કરનાર એકની એક વ્યક્તિ તેને છોડી જતી હતી; રમણીહૃદયના નિઃસીમ પ્રેમની કદર કેવી રીતે કરવી એ તે સમજી શકતો ન હતો. તેના દુઃખપૂર્ણ રૂદનના અવાજથી આખો ખંડ વ્યાપી ગયો—સુનંદાના શુદ્ધ, નિર્મળ પ્રેમદ્વારાએ પોતાનાં પાપનો પશ્ચાત્તાપ માનસિંગના અંતઃકરણની ઊંડાણમાં જઇ પહોંચ્યો ! સુનંદાએ ક્ષણમાત્ર મુખ ઉંચું કર્યું—પોતાના હાથ માનસિંગના કંઠની આસપાસ ભેરવ્યા-તેના ઓષ્ટ સાથે પોતાના ઓષ્ટ મેળવ્યા અને સસ્મિત વદને પુનઃ એક વાર પોતાના પ્રિયકર સામે જોઇને દેહનો ત્યાગ કર્યો !!

---

# પ્રકરણ પર મું.

---

## પશ્ચાત્તાપ.

ગીરધરલાલ અને માનસિંગ ન્હાના બાળકની માફક રડવા લાગ્યા. પરંતુ છેવટે પોતાના મન ઉપર કાબુ રાખીને ગીરધરલાલ બોલ્યો: "મેં સુનંદાની છેવટની માગણી માન્ય કરી અને તેની તથા તમારી મુલાકાત કરાવી. હવે ફક્ત તમારે તેની મરણ સમયની વિનતિ માન્ય કરવાનું બાકી રહ્યું છે. તમે બરોબર વખતસર અહીં આવી પહોંચ્યા અને તેની સાથે છેવટની ઘડીએ બે શબ્દો બોલવાની સંધિ તમને મળી. આ કારણ પ્રસંગે તમારી સાથે નિષ્ઠુરતાપૂર્વક વર્ત્તવાનો કિંવા તિર-

સ્કારપૂર્વક તમને તત્કાળ ઘર બહાર કાઢવાનો મારો ઉદ્દેશ નથી. પણ તમારા સુરક્ષિતપણા માટે કાળજી કરવાની જરૂર છે. તમે હવેથી સન્માર્ગને ગ્રહણ કરો એવી સુનંદાએ દર્શાવેલી ઇચ્છા તમે પૂર્ણ કરી શકો તે માટે હવેથી હું તમને દરસાલ એક હજાર રૂપીઆ આપતો રહીશ. એટલે અનીતિથી ઉપજીવિકા કરવાનો પ્રસંગ તમારા ઉપર આવશે નહિ. મારા મૃત્યુપત્રમાં પણ હું એવી વ્યવસ્થા કરી રાખીશ, એટલે પાછળથી પણ તમને વાંધો આવે નહિ. તમે જીવશો ત્યાં સુધી દરસાલ એક હજાર રૂપીઆ તમને મળ્યા કરશે."

**માનસિંગે ગીરધરલાલનો** અંતઃકરણપૂર્વક આભાર માન્યો. જો કોઇનો પણ તેણે અંતઃકરણપૂર્વક આભાર માન્યો હોય તો તે આ પહેલો જ પ્રસંગ હતો.

તે સુનંદાની આકૃતિનું નિરીક્ષણ કરતો પલંગ પાસે ઊભો રહ્યો. પોતાના ઉપર મનઃપૂર્વક પ્રેમ કરનાર મનોહર વ્યક્તિના શબ તરફ જોતાં "હું પૂર્વનો **માનસિંગ** રહ્યો નથી" એમ તેના મનને થયું. તેણે નીચે નમીને શબના કપાળ ઉપર ચુંબન કર્યું. ત્યારપછી તત્કાળ તે તથા **ગીરધરલાલ** એ ખંડમાંથી બહાર નિકળી ગયા. પરિચારિકા અત્યારસુધી એ ખંડની બહાર હતી તેને **ગીરધરલાલે** **સુનંદાના**ના શબની સંભાળ રાખવાની સુચના કરી.

હવે **માનસિંગનો** ઇરાદો જનવેશ ધારણ કરવાનો ન હતો. તથાપિ **ગીરધરલાલના** આગ્રહથી એ વેશ તેણે ધારણ કર્યો અને **ગીરધરલાલે** આપેલી એક હજાર રૂપીઆની નોટો લઇને તે એ ગૃહમાંથી બહાર પડ્યો.

"હવે તમારી સાથે મારે લેશ માત્ર પણ વૈર રહ્યું નથી." જતી વખતે **ગીરધરલાલે** તેને કહ્યું: "હજી પણ સન્માર્ગનું આચ-

રણુ રાખીને તમે સમાજમાં એક યોગ્ય ગૃહસ્થ તરીકે રહેશો એવી મને આશા છે."

માનસિંગ એ મકાનમાંથી નિકળીને સીધો કૈલાસબાગ પાસે આવીને ઊભો રહ્યો. જે સ્થળે વેશાંતર કરીને તે સુનંદાને અનેક વાર મળ્યો હતો તે જ સ્થળે અને તે જ બેન્ચ ઉપર જઇને તે બેઠો. પોતાના જેટલું વિરહદુઃખથી પિડિત પ્રાણી જગતમાં બીજું કાઇ પણ નહિ હોય એમ તેના મનને થયું. વિજળી પડવાથી જેમ એકાદું વૃક્ષ સમૂળ દગ્ધ બની જાય છે, તે પ્રમાણે સંકટના તડાકામાં સપડાયેલો માનસિંગ દુઃખમગ્ન બની ગયો હતો. "અદ્યાપિ પશ્ચાત્તાપ કરવાનો માર્ગ તમારે માટે ખૂલ્લો છે!" સુનંદાના એ શબ્દોનું તેને સ્મરણ થયા કરતું હતું.

હાય! તેના જ હાથથી હતભાગી ગુમાન મરણ પામ્યો–તેના ઉપરના પ્રેમને લીધે જ દુર્ભાગી સુનંદા મૃત્યુમુખમાં પડી–માનસિંગનું સાંત્વન કરનાર હવે કોઇપણ રહ્યું નહિ!

"હવે મારૂં સાંત્વન કોણુ કરશે?" એ વિચાર મનમાં ઉત્પન્ન થતાં જ તેને એક નવીન કલ્પના સૂજી અને તાબડતોબ સુંદરપુર જવાનો તેણે નિશ્ચય કર્યો. આ નિશ્ચયમાં દુષ્ટપણાનો એક અંશ પણ નહતો. આખા જગતની સંપત્તિ તેની સામે પડી હોત તદપિ તેણે તેની સામે દૃષ્ટિ કરી ન હોત, એવી તેની મનઃસ્થિતિ હતી.

તે લાગલો જ ત્યાંથી ઉઠયો. તે સ્થળેથી બગીચાના દરવાજા તરફ જતાં માર્ગમાં આવતાં વૃક્ષો, લતામંડપ ઇત્યાદિ દરેક તેને સુનંદાનું સ્મરણ કરાવવા લાગ્યાં. આગળ જતાં એક ગુલાબ–પુષ્પ-લતા હતી. તેનાપરથી એક ફુલ તોડીને સુનંદાએ માનસિંગને આપ્યું હતું. એ બાબતનું તેને સ્મરણ થયું. એ વખતનો તેનો

મધુર અભિનય—તેનો અંગવિક્ષેપ—તેની મોહક દૃષ્ટિ—તે સમયે તેના કપોલ પ્રદેશપર વિલાસી રહેલું મધુર, મૃદુ હાસ્ય—આદિ સર્વ માનસિંગનાં નેત્રો સામે ઉપસ્થિત થઇને તેના નેત્રોમાંથી અશ્રુધારાનું વહન કરાવવા લાગ્યાં. તેણે આકાશ તરફ દૃષ્ટિ કરીને ઇશ્વરની પ્રાર્થના કરી—ખરેખર, ઇશ્વરની સ્તુતિ કરવાનો તેના આયુષ્યમાં આ પહેલોજ પ્રસંગ હતો !

ઇશ્વરનું સ્મરણ કરવાથી પોતાનું દુઃખ હલકું થયું હોય એમ તેને લાગ્યું. તે આગળ ચાલવા લાગ્યો. પુનઃ તેને સુનંદાનું સ્મરણ થયું—દારૂણ પશ્ચાત્તાપ પણ થયો. તેને લાગ્યું કે પોતે સુનંદાના શુદ્ધ અમર્યાદ પ્રેમની ઉપેક્ષા કરીને તેની સાથે કેવળ સ્વાર્થયુક્ત કપટાચરણ જ ચલાવ્યું હતું. એથી તેને અત્યંત ખેદ થયો. પરંતુ એ રાંડયા પછીનું ડહાપણ હતું.

અરેરે ! પૃથ્વીતલનાં અત્યંત ઉજ્જવલ ભૂષણો આવી રીતે અતિ નિકૃષ્ટ અને શોચનીય દશા અનુભવે છે. પ્રથમ પંક્તિની સુંદર નાજુક ગુલાબકલિકા સ્વાર્થી અને નિર્દય મનુષ્યની મૂઠીમાં ચોળાઇને તેના સૌંદર્યને ક્ષણ માત્રમાં નષ્ટ બનાવે છે !

માનસિંગ પગરસ્તે પ્રવાસ કરતો આગળ વધવા લાગ્યો. રાત્રીએ એકાદા ન્હાના ગામડામાં મુકામ કરતો અને દિવસે ચાલતો તે કેટલાક દિવસે સૂર્યપુર જઈ પહોંચ્યો, હજી પણ સ્વરક્ષણને માટે કૃત્રિમ વેશ અંગ ઉપર ધારણ કરવાની તેને જરૂર હતી. પરંતુ હવે તે મનમાં પોલિસની ચેષ્ટા કરતો નહતો. જે કાર્યને અર્થે પોતે સૂર્યપુરમાં આવ્યો હતો તે કાર્ય પૂર્ણ થયા બાદ કાશીમાં જઇને શાંતપણે ઇશ્વરસ્મરણ અને કૃતકર્મનો પશ્ચાત્તાપ કરવામાં આયુષ્ય ગાળવાનો તથા સુનંદાની અંતિમ ઇચ્છાને પૂર્ણ કરવાનો તેણે

નિશ્ચય કર્યો હતો.

તેની અનિચ્છા હોવા છતાંયે તેને પોતાના જૂના સોબતી કળાધરની મદદ લેવી પડી. તેણે તત્કાળ અગાઉ જણાવેલા મીઠાઇવાળાની દુકાને ચીઠ્ઠી મોકલી અને સૂર્યપુરની ઉત્તર દિશાએ આવેલા બગીચામાં કળાધરને મળવાનું સ્થાન તેમાં જણાવ્યું.

"તમે એક વખત પુનઃ સૂર્યપુરને તમારૂં દર્શન દીધું ખરૂં!" તે બાગમાં એ બન્ને જણાની મુલાકાત થતાં કળાધર બોલ્યો.

"હા, દુર્દૈવે લાચારીથી મારે એમ કરવું પડ્યું છે!" માનસિંગ શોકપૂર્ણ હૃદયે બોલ્યો.

"દુર્દૈવ! ચંદ્રનગરની તમારી તમામ ધારણા રદ ગઇ છે કે શું? ત્યારે તો સૂર્યપુરના લોકો પાસેથી પુનઃ નવીન ફાળો વસુલ કરવાને આવ્યા જણાઓ છો!"

"કળાધર!" માનસિંગે ઉત્તર આપ્યો: "એ ભાષા હવે છોડી દે. હું હવે અગાઉનો માનસિંગ નથી. અમુક વિશિષ્ટ પરિસ્થિતિને લીધે મારા તમામ વિચાર અને વર્તનમાં પરિવર્તન થએલું છે. તારી સહાયથી સૂર્યપુર માંહેનું મારૂં એક કાર્ય પૂર્ણ થતાં જ આ શહેર કાયમને માટે છોડી જવાનો મારો ઇરાદો છે."

"તમે મશ્કરી તો કરતા નથીને? શૂર, અજીત, ધાડપાડુ માનસિંગ–સૂર્યપુરના નિશાચાર મંડળનો પ્રમુખ–વૃદ્ધ વયે સંન્યાસી બને એ વાત અશક્ય છે, શું તમે તમારા સ્વરૂપને પણ વિસરી ગયા?"

"એ અર્થ વગરનો લવારો બંધ કર. મારા એક પ્રશ્નનો ઉત્તર આપ. મારો હેતુ શો છે તે જાણવાની ભાંજગડ કર્યા સિવાય મારૂં એક કામ તું બરોબર રીતે બજાવીશ? એ બદલ તને હું સારી બક્ષિસ આપીશ."

"જરૂર બજાવીશ–તમારી આજ્ઞાનો હું તાબેદાર છું."

"ત્યારે સાંભળ. સટ્ટા બજાર પાસે નાજરની કચેરી છે. ત્યાં જઈને નાજરને મળ. મને દલીચંદે મોકલ્યો છે, એમ તેને કહીને સુંદરીનું શું થયું એવો પ્રશ્ન કરજે, આવતી કાલે સ્હવારે તું નાજરને મળી શકીશ. તેની પાસેથી હકીકત જાણીને પુનઃ આ સ્થળે જ તું મને મળજે."

"એ સ્ત્રીની મને થોડી ઘણી માહિતી હોવાનું મારે નાજરને જણાવવું જોઇએ." ફગાધર બોલ્યો: નહિ તો દલીચંદનું ખોટું નામ લઇને હું અમુક દુષ્ટ હેતુથી આ પ્રશ્ન કરૂં છું, એવો નાજરને સંશય આવવાનો સંભવ છે."

"ઠીક યાદ આપ્યું." માનસિંગ બોલ્યો: "સુખસાગરને ત્યાંથી સુંદરી અન્ય સ્થળે રહેવા ગઇ છે એટલી માહિતી દલીચંદે મેળવી છે. પરંતુ તે ક્યાં, ક્યારે અને શા માટે ગઈ છે, એ બાબતની તેને માહિતી નહિ હોવાથી આપને પૂછવાને તેણે મને મોકલ્યો છે, એમ કહેજે."

"વારૂ, આવતી કાલે સ્હવારે આજ સ્થળે હું તમને મળીશ અને તમામ હકીકત જણાવીશ."

સૂર્યપુરના નિશાચરમંડળ સાથે સંબંધ રાખવાનો માનસિંગનો લેશ પણ વિચાર ન હતો; પરંતુ પસ્તુત માહિતી મેળવવાને બીજો માર્ગ નહિ સૂજવાથી તેને એમ કરવું પડયું હતું. કેમકે પોતે નાજરને ધમકી આપી હતી તથા પોતાના સંબંધમાં પોતાને પકડનાર છૂપી પોલિસના માણુસને નાજરની સાથે વાતચીત થઇ હતી, એ માનસિંગ જાણુતો હતો. એટલે સ્વતઃ નાજર પાસે જવું એ શૃંખલાદેવીના શરણે જવા સરખું હતું. એથી સ્વાભાવિક રીતેજ

તેને આ બાબતમાં કળાધરની મદદ લેવી પડી. માત્ર ભવિષ્યમાં એ મંડળ સાથે લેશ પણ સંબંધ રાખવો નહિ એવો તેણે નિશ્ચય કર્યો હતો.

બીજે દિવસે કળાધર બરાબર સંકેત સમયે તેને બગીચામાં મળ્યો. તેણે માનસિંગને કહ્યું: "એ વાત નાજર પાસેથી જાણવામાં આવી. પહેલી વાત તો એ કે સુંદરી અત્યારે અવિવાહિત ન હોતાં તેનું લગ્ન થયેલું છે; અને બીજી વાત એ કે તે તેના પતિની સાથે સ્વતંત્ર મકાનમાં રહે છે." એટલું કહીને યુક્તિધરે સુંદરી જે સ્થળે રહેતી હતી તે સ્થળની બરાબર માહિતી માનસિંગને આપી.

"તેનું લગ્ન થયું છે!" માનસિંગ બોલ્યો: "થયું; એ આશા પણ નષ્ટ થઈ. આ જગત્‌માં મારૂં સાંત્વન કરનાર એક પણ પ્રાણી હવે રહ્યું નથી!"

એટલામાં જ એક મનુષ્યે પાછળથી આવીને માનસિંગના ખભાપર હાથ મૂકયો. તેના બીજા હાથમાં ઘોડો ચડાવેલી પિસ્તોલ તયાર હતી. જે મનુષ્યે તેને અગાઉ પકડયો હતો તે જ આ મનુષ્ય હતો. તેને જોતાં જ કળાધર ત્યાંથી ત્વરિત ગતિએ પલાયન થઇ ગયો. પેલા મનુષ્યે કળાધર તરફ લક્ષ આપ્યું નહિ.

"માનસિંગ! તું મારો કેદી છે." એ અધિકારી બોલ્યો. તે જ વખતે પોલિસના બે માણસો માનસિંગની બન્ને બાજુએ ઊભા રહ્યા. એક પળમાં જ તેના હાથ ઉપર બેડી પડી.

"હું પણ આ સ્થિતિથી કંટાળી ગયો હતો." માનસિંગ શાંતપણે બોલ્યો: "મને માત્ર એટલું કહો કે મારા એકાદા કપટી મિત્રે તમને આ બાતમી આપી છે કે શત્રુએ?"

"આ બાતમી મને નાજરસાહેબ તરફથી મળી હતી. તેમની

પાસે એક માણુસ આજે સ્હવારે આવ્યો હતો. એ માણુસ ઉપર અમે નજર રાખી અને આવી રીતે તને કેદ કર્યો !"

"મિત્રના કૃષ્ણુ કારસ્થાનને લીધે મારી આવી સ્થિતિ નથી થઈ, એથી મને સંતોષ થાય છે. હવે તમારી ઇચ્છા હોય ત્યાં મને લઇ જાઓ. હું તૈયાર છું. તમારા હાથમાંથી ન્હાસી છૂટવાનો હું લેશ પણ પ્રયત્ન કરીશ નહિ."

પોલિસ અધિકારી માનસિંગને ન્યાયકચેરીમાં લઈ ગયો. થોડીવારે તેને માલૂમ પડયું કે પોતાને અગાઉના જ ન્યાયાધીશની સમક્ષ ઊભો કરવામાં આવ્યો છે. "આ માણુસને આજનો દિવસ અટકમાં રાખો. આવતી કાલે તેના ઉપરનો આરોપ તેને જણાવીને, તેની તપાસ ચલાવવામાં આવશે." ન્યાયાધીશે ફરમાવ્યું.

# પ્રકરણ ૫૩ મું.

## ફાંસીની શિક્ષા.

"તારા ઉપર એક નવીન આરોપ મૂકવામાં આવ્યો છે, એ તારા જાણવામાં છે કે ?" ન્યાયાધીશે બીજે દિવસે માનસિંગને તેની સમક્ષ ઊભો કરતાં પ્રશ્ન કર્યો.

"ના." માનસિંગે જવાબ આપ્યો.

એ ઉપરથી શીરસ્તેદારે તેના ઉપરનો નિમ્નલિખિત આરોપ સાંગોપાંગ વાંચી સંભળાવ્યો:—

" પાંચ વર્ષ પહેલાં સારાભાઇ નામના એક ચંદનગરના વ્યાપારીએ પોતાની તમામ મીલકત એકત્ર કરીને તે વેચી નાખી તથા વેચાણથી પ્રાપ્ત થયેલી રકમની સહાયથી વ્યાપાર કરવાને તે સૂર્યપુર આવ્યો. તે જ વર્ષના જુન માસની ૪ થી તારીખે તે અહીંના ગણપતિ હિંદુલોજમાં આવીને ઉતર્યો, ત્યાં તેને બાલાભાઈ નામનો તેનો સાળો મળ્યો; અને તે જ સ્થળેથી સારાભાઇએ પોતાના પુત્ર હિમ્મતલાલ ઉપર એક પત્ર લખ્યો હતો. પ્રસ્તુત માહિતી આપવાનું કારણ એટલું જ છે કે બાલાભાઇના પૂરાવા ઉપરથી તથા સારાભાઇએ લખેલા પત્ર ઉપરથી એ વ્યાપારી ચાલીશ હજાર રૂપીઆની નોટો ખીસામાં ઘાલીને આવ્યો હતો એ વાત સિદ્ધ કરી શકાય તેમ છે.

" તે જ માસની ૧૫ મી તારીખે તેણે પ્રવાસ કરવાને માટે એક ઘોડો ભાડે કરી લાવવાને લોજના નોકરને કહ્યું. તેનો વિચાર ઘોડાપર બેસીને લીલાપુર જતાં માર્ગમાં આવતાં શહેરો અને ગામોનું નિરીક્ષણ કરતાં ધીમે ધીમે પ્રવાસ કરવાનો હતો. વળી તે મોટો સંશયી તથા બ્હિકણ હોવાથી તેણે બધી રકમ પોતાની સાથે જ રાખી હતી. તે દિવસે બપોરે તેણે બાલાભાઇ શેઠની રજા લીધી.

" એ ક્ષણથી તેના છોકરાને કિંવા બાલાભાઇને પુનઃ તેનું દર્શન થયું નથી. તેનું શું થયું એ વિષે પણ પુષ્કળ દિવસ સૂધી કશો પત્તો લાગ્યો ન હતો.

" ચાલુ સાલના સપ્ટેમ્બર માસની ૨૦ મી તારીખે હિમ્મતલાલ અને માનસિંગની અકસ્માત મુલાકાત થઇ. એ વખતે એની સાથે તેનો સોબતી ગુમાન પણ હતો. તે પછી એક દિવસે એટલે ઓક્ટોબર માસની ૧૩ મી તારીખે રાત્રે ગભરાયેલી સ્થિતિમાં ગુમાને

એક નોંધપોથી હિમ્મતલાલને સ્વાધીન કરી. એ નોંધપોથીને જોતાં જ તે પોતાના પિતાની હતી અને તેમાં સારાભાઈ નોંધ રાખતો હતો એમ હિમ્મતલાલ જાણી ગયો. વળી તેમાં અહીંથી ગુમાનની મા જોધબાઇએ પોતાના દીકરાપર લખેલો એક પત્ર પણ હતો.

" એ પત્રમાંની હકીકતની મદદથી હિમ્મતલાલે ગુમાનની માની શોધ કરી; અને સૂર્યપુરમાં આવીને તેની મુલાકાત લીધી. તે ડોસી પાસેથી તેના જાણવામાં આવ્યું કે ગુમાનને લીલાપુરના રસ્તાપર આવેલા એક મકાનમાં રહેતા લોકો સાથે સ્નેહ હતો. સારાભાઇની એક સોનાની સાંકળી એ ડોસીના મકાનમાં જોવાથી હિમ્મતલાલે કરેલી પૂછગાછને પરિણામે પ્રસ્તુત માહિતી તેને મળી હતી.

" ત્યાંથી હિમ્મતલાલ લીલાપુરના રસ્તાપર ઝાડી પાસે આવેલા એક વિશિષ્ટ મકાનમાં ગયો, અને રાત્રીએ તે મેડી ઉપર સૂતો હતો એ વખતે નીચે ટંટો થતો તેના સાંભળવામાં આવ્યો. નીચે આવતાં તેને માલૂમ પડ્યું કે તે મકાનનો માલિક કાળીદાસ તથા સ્ત્રી મોહિની પોતાને ઠાર મારવાનો વિચાર કરતાં હતાં, જ્યારે તેમના મકાનમાં રહેતી એક તરૂણ છોકરી તેમની નિર્ભર્ત્સના કરી રહી હતી. હિમ્મતલાલ અને કાળીદાસ વચ્ચે મારામારી થઇ અને તેમાં કાળીદાસ ઠાર થયો. મોહિની ત્યાંથી ન્હાસી ગઇ.

" બે–ત્રણ દિવસો બાદ હિમ્મતલાલ પુનઃ એ મકાનમાં ગયો. ત્યાં તેને મોહિની મળી. તેં મારા બાપના ખૂનમાં મદદ કરી છે, એવી હિમ્મતે તેને ધમકી આપતાં તેણે બધી વાત કબૂલ કરી; અને જ્યાં સારાભાઇના શબને દાટ્યું હતું એ ઠેકાણું પણ બતાવ્યું. હિમ્મતલાલ પોતાના પિતાના અવશેષને ખોદી કાઢતો હતો એવામાં મોહિની મકાનને આગ લગાડી ન્હાસી ગઈ. હિમ્મતલાલ પણ પછી

ત્યાંથી પાછો ફર્યો.

"તે પછી નવેમ્બર માસમાં માનસિંગ ચંદનગરમાં હિમ્મતલાલને મળ્યો; એ વખતે 'તેં, કાળીદાસે અને બીજા માણસોએ મળીને મારા બાપનું ખૂન કર્યું છે,' એવો આરોપ હિમ્મતલાલે તેના ઉપર મૂક્યો. માનસિંગે પણ એ આરોપ કબૂલ કર્યો.

"અહીંનો વ્યાપારી કરસનદાસ શેઠ પ્રતિજ્ઞા ઉપર કહે છે કે પાંચ વર્ષ પહેલાં જુન માસની ૧૭ મી તારીખે એક માણસે હજાર હજાર રૂપીઆની દસ નોટો તેને ત્યાં વટાવી હતી. તેમણે એ મનુષ્યનું કરેલું વર્ણન ઘણે અંશે માનસિંગના મૂળ સ્વરૂપને મળતું આવે છે. તેમના ચોપડામાં પણ એ બાબતની નોંધ કરવામાં આવેલી છે અને તે દશ નોટોના નંબર ટાંકેલા છે.

"તે જ વર્ષના જુન માસની ૧૩ મી તારીખે બાલાભાઇ અને સારાભાઇ એ બન્નેએ મળીને અહીંની સ્ટેટ બેંકમાં રોકડ રકમ ભરીને ચાલીસ હજારની હજાર હજારવાળી ચાલીસ નોટો લીધી હતી. એ નોટોના નંબર પણ બેંકના ચોપડામાં નોંધેલા છે. કરસનદાસની દુકાને વટાવેલી દશ નોટોના નંબર આ નંબરો સાથે બરોબર મળતા આવે છે,

"જે મકાનમાં આ ગુન્હો થયાનું જણાવવામાં આવ્યું છે, ત્યાંથી અઢી માઇલપર એક ન્હાનું ગામડું આવેલું છે. તેની પાસે એક ભોજનાલય છે. એ ભોજનાલયનો માલિક જણાવે છે કે 'પાંચ વર્ષ પહેલાં જુન માસની પંદરમી તારીખે રાત્રે આઠ વાગતાં એક વૃદ્ધ વ્યાપારી એકલો ઘોડા ઉપર બેસીને મારા ભોજનાલયમાં આવ્યો હતો. તેણે મારે ત્યાં મુકામ કર્યો. પણ થોડી વારે બે જણ આવીને તેને સમજાવીને બીજા ભોજનાલયમાં લઇ ગયા. એ કારણથી મારે

તેમની સાથે રહેજ ટંટો પણ થયો હતો. એથી તેમના ચ્હેરા પૂર્ણપણે મારા ધ્યાનમાં રહ્યા છે.' તેણે એ બે માણસનું જે વર્ણન કર્યું હતું તે માનસિંગ તથા ગુમાનના બાહ્ય સ્વરૂપ સાથે યથાર્થ-પણે મળતું આવે છે. વળી એ ભોજનાલયના માલિકના રોજમેળમાં તે તારીખે સારાભાઈનું નામ પણ નોંધેલું તેણે બતાવ્યું હતું.

" એ પ્રમાણે મળેલી ખાત્રીલાયક માહિતી ઉપરથી માન-સિંગ અને ગુમાન એ બે માણસો ઉપર સારાભાઈને લૂટવાનો અને તેનું ખૂન કરવાનો આરોપ મૂકવામાં આવે છે. "

પોતાના ઉપરનો આરોપ શ્રવણ કરતાં માનસિંગનું ધૈર્ય ખૂટી ગયું. પોતાની વિરૂદ્ધ મજબૂત અને અકાટય પૂરાવો એકત્ર કરવામાં આવ્યો છે એ બાબત તેની ખાત્રી થઈ.

હવે માત્ર એક જ કારણથી તે જીવન્ત રહેવાને ઇચ્છતો હતો. સુનંદાની મૃત્યુ સમયની વિનતિ પ્રમાણે કેટલોક સમય પશ્ચાત્તાપ કરવાથી પોતાનું અંતઃકરણ શુદ્ધ થયા બાદ મૃત્યુ આવે તો સારૂં, એવી તેની ઇચ્છા હતી. પણ પ્રસ્તુત આરોપને લીધે તેની એ ઇચ્છા નષ્ટ થઇ ગઈ. તેનું સર્વાંગ પરસેવાથી રેબઝેબ થઇ રહ્યું. તેના પગ લથડવા લાગ્યા–તે પીંજરાને ટેકો દઇને મોટા કષ્ટપૂર્વક ઊભો રહ્યો.

" આ આરોપના સંબંધમાં તારી તપાસ કરવામાં આવનાર છે. એની સામે તારે કશું કહેવાનું છે ? " ન્યાયાધીશે તેને પ્રશ્ન કર્યો.

" મારે કશું પણ કહેવું નથી. " માનસિંગે જવાબ આપ્યો.

ત્યારબાદ તપાસનો પ્રારંભ થયો–ભોજનાલયના માલિકની, ગુ-માનની માની તથા કરસનદાસ શેઠની જુબાની લેવામાં આવી. કર-સનદાસે પ્રસ્તુત હકીકત સાથે લક્ષ્મીદાસના સંબંધમાં પોતાને મળેલી માહિતી પણ રજુ કરી. છેવટે ન્યાયાધીશે માનસિંગને કેટલાક પ્રશ્નો

કરીને તેની પાસેથી સત્ય હકીકત કઢાવી. માનસિંગે પુનઃ પાપકાર્ય નહિ કરવાનો નિશ્ચય કરેલો હોવાથી એક પણ અસત્ય શબ્દ કહ્યો નહિ.

તપાસ પૂર્ણ થયા પછી એજ વખતે ન્યાયાધીશે માનસિંગને ફાંસીની સજા ફરમાવી. બીજે દિવસે સ્હવારે આઠ વાગે એ શિક્ષાનો અમલ થનાર હતો. ત્યાંસુધી માનસિંગને પુનઃ અટકમાં રાખવામાં આવ્યો.

## પ્રકરણ ૫૪ મું.

### પુનઃ જેલયાત્રા.

માનસિંગના મનમાં ભીતિદાયક વિચારોનું રમખાણ મચી રહ્યું હતું: "હાય! મને આવતી કાલે સ્હવારે સાર્વજનિક રીતે ફાંસીની શિક્ષા થશે! સુનંદાની અંતિમ ઇચ્છા હવે મારાથી પરિપૂર્ણ કરી નહિ શકાય! મારી આત્મશુદ્ધિ થયા પૂર્વેજ મારે ઇહલોકનો ત્યાગ કરીને ચાલ્યા જવું પડશે!"

તેનું સ્વાભાવિક ધૈર્ય નહિવત્ બની ગયું આ લોકમાં ફાંસીએ લટકવાની તેને ભીતિ લાગવા માંડી; અને યમરાજ પાસે પોતાનાં દુષ્કૃત્યોનો જવાબ આપવો પડશે એ વિચાર મનમાં આવતાં પરલોક પણ તેને ભયંકર લાગવા માંડ્યો.

એવા પ્રકારના અનેક કષ્ટપ્રદાયક વિચારોમાં તે ગર્ક બની ગયો. ધીમે ધીમે સૂર્ય અસ્તાચળ તરફ જવા લાગ્યો અને અલ્પ સમયમાં સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું.

રાત્રીના બાર વાગ્યાને આશરે માનસિંગે એક સીટી સાંભળી.

તેણે આમતેમ દૃષ્ટિ કરી પરંતુ અવાજ કઇ બાજુએથી આવે છે, એ બાબતનો તે તર્ક કરી શકયો નહિ.

પુનઃ થોડી વારે બીજીવાર સીટી સાંભળી. ઉપરથી અવાજ આવે છે એવો તેને ભાસ થયો. ઉંચે દૃષ્ટિ કરી તો એક વ્યક્તિ જાળીયામાંથી પોતાના તરફ જુવે છે, એમ તેના જોવામાં આવ્યું.

" માનસિંગ ! તારો છૂટકારો કરવાને હું આવ્યો છું. " ઉપરની વ્યક્તિ બોલી.

" કોણ ? કલાધર ! " માનસિંગે ઉદ્‌ગાર કાઢયો.

આ વખતે માનસિંગને અગાઉની કોટડીમાં નહિ પૂરતાં બીજી કોટડીમાં પુર્યો હતો. તે કોટડીની દિવાલો મજબૂત હતી. માત્ર ઉપરના ભાગમા પવન આવવાને માટે એક ન્હાનું જાળીયું હતું.

" કલાધર ! મારી ન્હાસી જવાની ઇચ્છા નથી; તેમજ મારા અંગમાં એટલો ઉત્સાહ પણ નથી. મારો અંત આવી રીતે જ લાવવાનો ઇશ્વરી સંકેત દેખાય છે. તો પછી ન્હાસી જવાની નીચ કલ્પના મનમાં વ્યર્થ શા માટે આણવી ? "

" માનસિંગ ! એવા છોકરવાદી વિચાર ન કર, અમારો આગેવાન–નિશાચર મંડળનો પ્રમુખ આવી નિંદ્ય રીતિએ મરણને શરણ થાય તો પછી સાહસિક કૃત્યો કરવાનું અમારામાં રહેલું ધૈર્ય શા કામનું ? માનસિંગ ! તારો સાહસિક સ્વભાવ કયાં ગયો ? તને જીવિત ઉપર તિરસ્કાર આવવાનું કારણ શું ? "

" કલાધર ! માનસિંગ બોલ્યો: " મને જીવિત ઉપર તિરસ્કાર નથી આવ્યો. હજી પણ વધુ નહિ તો માત્ર ચાર–છ મહિના જ ઇશ્વર મને જીવવા દે તો સારૂં. એટલા સમયને માટે હું ગમે તેટલી યાતના ભોગવવાને તૈયાર છું. "

" ત્યારે પછી ન્હાસી જવામાં આનાકાની શા માટે કરે છે ?"

" પણ પલાયન થવાનું કામ મને અત્યારે અગાઉના જેવું સુલભ લાગતું નથી. "

" તું ગાંડો છે કે શું ? લે આ કરવત, તારા ખાટલા ઉપર ઊભો રહીને તેની એક મૂઠ તું તારા હાથમાં પકડ, બીજી મૂઠ હું પકડું છું. આપણે ત્વરાથી જાળીયાના સળીયા કાપી નાખીશું. "

માનસિંગ મોટા કષ્ટપૂર્વક ખાટલા ઉપર ઊભો રહ્યો. તેણે અને કલાધરે સળીયા કાપવાની શરૂઆત કરી. લગભગ ચાર કલાકની અવ્યાહત મહેનતને પરિણામે એ જાળીયાના ત્રણ સળીયા તેમણે કાપી નાખ્યા. હવે માનસિંગ સહેલાઇથી ઉપર ચઢી શકશે એવી ખાત્રી થવાથી કલાધરે પોતાની પાસેથી રસીનો એક છેડો નીચે નાખ્યો. એ રસીની મદદથી માનસિંગ ઉપર ચઢી આવ્યો. તે સુરક્ષિતપણે તુરંગની ઇમારત ઉપર આવી પહોંચ્યો તે વખતે લગભગ પરોઢના પાંચ વાગ્યા હતા. બહાર બધું શુમશુમાકાર હતું. કલાધરના બે સોબતીઓ નીચે દૂર ઊભા હતા. કલાધરે રસી કોટડીમાથી ઉપર ખેચી લીધી અને તેનો એક છેડો જાળીયા સાથે બાંધીને બીજો છેડો ઇમારતની બહારની બાજુએ છોડી દીધો. તેના ઉપર થઇને બન્ને જણા એક પછી એક નીચે સરકી આવ્યા. તેઓ કલાધરના પેલા બે સોબતી પાસે ગયા. તેમની પાસે એક પોટકું હતું, તેમાં છદ્મ વેશ ધારણ કરવાનાં સાહિત્યો હતાં. એ વેશ માનસિંગે ધારણ કરી લીધો અને ત્વરાથી તે પોતાના સોબતીઓથી છૂટો પડીને ગામ બહાર પલાયન થઇ ગયો. માર્ગમાં તેને કશું પણ વિઘ્ન નડયું નહિ.

# પ્રકરણ ૫૫ મું.

## સુંદરીનું શંકાનિરસન.

સુંદરી પોતાના પ્રિય જીવિતેશ્વરના મકાનમાં સૌખ્યનો અનુભ કરતી હતી. માત્ર હમણાં **માનસિંગના** પ્રકરણના સંબંધ હિમ્મતલાલને અવારનવાર પોલિસ અધિકારી પાસે અ કોર્ટમાં ધક્કા ખાવા પડતા હતા, એથી સુંદરીને સ્હેજ ગ્લાનિ રહ્યા કરતી હતી. પિતાના વધને લીધે પોતાનો પતિ **માનસિંગ** પાછળ આટલો હાથ ધોઇને પડ્યો છે એ તે જાણતી હતી. તદ્ તેને એ દુર્ભાગી મનુષ્યની મનમાં દયા આવતી હતી. કેસનો નિકા આવ્યાનું તેણે હિમ્મત પાસેથી સાંભળ્યું એટલે તેને લાગ્યું કે હ પોતાનો અને પોતાના હૃદયેશ્વરનો કિંચિત્ પણ વિયોગ થનાર નથ એ વિચાર તેના મનમાં આવતાં તેને આનંદ થયો.

બીજે દિવસે પ્રાતઃકાળે કાંઈ કામ માટે હિમ્મત બહાર ગયે જતી વખતે સુંદરીને કહેતો ગયો કે " હું તુરત જ પાછો આવીશ.

થોડીવારે તેણે હારમોનિયમની પેટી ખોલીને વગાડવાન પ્રારંભ કર્યો. એટલામાં બગીચાના કમ્પાઉન્ડનો દરવાજો ખૂલવાન અવાજ તેણે સાંભળ્યો. તેને લાગ્યું કે તેનો પતિ કાંઇક ભૂલ ગયેલો હશે, તે લેવા માટે પાછો આવ્યો હશે. પરંતુ બારીમાંથ જોતાં એક અજાણ્યો માણસ અંદર આવતો તેના જોવામાં આવ્યે તે મનુષ્ય ઝપાટાથી બંગલા પાસે આવ્યો. સુંદરી બારી પાસેથ દૂર થઈ ગઈ.

"તમારાં શેઠાણી અંદર છે કે ?" આગંતુક મનુષ્યે એક નોકરને પ્રશ્ન કર્યો.

"કોણ ? સુંદરીબાઇ !" નોકર બોલ્યો.

"હા." આગંતુક બોલ્યો: "તમારા શેઠનું નામ શું ?"

"હિમ્મતલાલ."

"હિમ્મતલાલ !" હિમ્મતનું નામ સાંભળતાં જ આશ્ચર્યચકિત થતો તે મનુષ્ય સ્વગત બોલ્યો: "ત્યારે તો હવે હું બચી ગયો ! ઇશ્વરની મારા ઉપર દયા જ સમજવી !"

"સુંદરીબાઇ ઘરમાં છે." નોકર બોલ્યો: "શેઠ હમણાં જ બહાર ગયા છે."

"બહુ સારૂ, મને તારી શેઠાણી પાસે લઇ જા. તેને મારે એક અતિ મહત્ત્વની હકીકત જણાવવાની છે." તે આગંતુક બોલ્યો

આ મનુષ્ય કોઇના તરફથી સંદેશો લઇને આવ્યો હશે, અને તે સંદેશો તે મ્હોઢામોઢ કહેવા માગતો હશે, એમ સમજીને નોકરે સુંદરી મેડી ઉપર દિવાનખાનામાં બેઠી હતી તેનો દાદર તેને બતાવ્યો.

દિવાનખાનામાં પ્રવેશ કરીને તે મનુષ્યે દ્વાર બંધ કર્યું અને તે બોલ્યો: "હવે હું સુરક્ષિત સ્થળે આવી પહોંચ્યો. બાઇ ! મારા ચમત્કારિક વર્તન માટે મને ક્ષમા કરજો. મને લાગે છે કે મારા આ વિચિત્ર વેશથી તમે મને ઓળખ્યો નહિ હોય."

તેણે મસ્તકપરથી ફેંટો અને કૃત્રિમ દાઢી કાઢી નાખ્યાં. તુરત જ આ મનુષ્ય હલીચંદ છે એમ સુંદરી સમજી ગઇ, અને ક્ષણમાત્ર વિસ્મયપૂર્ણ મુદ્રાથી દિવાનીની માફક તેની સામે જોઇ રહી.

એ તરૂણી ભયભીત થઇને નોકરને હાકલ મારવાને બારી તરફ ધસી. પણ એટલામાં માનસિંગે તેને અટકાવીને કહ્યું: "બહીશ

નહિ, હું તારા એક વાળને પણ ઇજા પહોંચાડનાર નથી."

"તમારે મારી પાસે શું કામ છે?" સુંદરીએ પૂછયું. ભીતિ અને આશ્ચર્યથી તેનું હૃદય ધડકતું હતું. જો કે વાચકો જાણે છે કે દલીચંદ અને માનસિંગ એક વ્યક્તિ છે એ વાત તે જાણતી ન હતી.

"મને બીજું કશુંયે જોઇતું નથી. રહેવાને જગ્યા અને ખાવાને અન્ન મળે એટલે બસ!"

"તમને મારી પરિસ્થિતિની માહિતી ન હોવાથી મારે તે જણાવવી જોઇએ. હું આ મકાનમાં મારી પોતાની માલિક નથી. તમને અહીંઆ રહેવા દીધાથી મારા પતિ મારા ઉપર ગુસ્સે થાય એ સ્વાભાવિક છે."

"તારો પતિ હિમ્મતલાલને? ચંદનગરના બાલાભાઇ શેઠનો ભાણેજને?" માનસિંગે પૂછ્યું.

"હા, પણ એવો પ્રશ્ન કરવાનું શું કારણ તે હું સમજી શકતી નથી. તમે તેમને ઓળખો છો કે શું? જો તમે તેમને પિછાનતા હો તો એક પ્રેમાળ અને ઉદારહૃદયી મનુષ્યની ઓળખાણ કરવા માટે હું તમને ધન્યવાદ આપું છું!"

"શું? હું તેને ઓળખું છું—એવો પ્રશ્ન તું મને કરે છે! ત્યારે તો સર્વ પ્રકાર તને માહિત હોય એમ નથી લાગતું! એ મારો પક્કો હાડવૈરી છે. તેણે મને યમસદન પહોંચાડવાનો મનઃપૂર્વક નિશ્ચય કર્યો છે. મારો અધઃપાત થયો છે તથા હું થોડા સમયમાં આ જગતનો ત્યાગ કરી જનાર છું, એમ જાણીને તેને મનમાં અત્યંત સંતોષ થતો હશે!"

"તમે ભૂલો છો. તમારી ગેરસમજ થતી હોવી જોઇએ."

પોતાના આશ્રયદાતાની નિંદા સાંભળીને સંતપ્ત બનેલી સુંદરી બોલી: "તેમના હાથે એવું ક્રૂરપણાનું વર્તન ત્રણુ કાળમાં પણ થનાર નથી. આ પૃથ્વીતલ ઉપર તેમને માત્ર એક જ શત્રુ છે—એ વાત તેમણે મને અનેક વખત જણાવી છે, અને તેમનો એ શત્રુ અત્યારે કારાગૃહમાં છે."

નહિ, એ શત્રુ અત્યારે આ જ સ્થળે છે." માનસિંગ શાંતપણે બોલ્યો: "તું કહે છે તે મનુષ્ય કારાગૃહમાં નહિ પરંતુ આજ મકાનમાં તારી સામે ઊભો છે, તેનો શત્રુ હું પોતે જ—મારૂં નામ માનસિંગ !"

તેના એ શબ્દો સાંભળતાં જ સુંદરી ભીતિગ્રસ્ત બની ગઇ—ને બૂમ પાડીને બોલી: "કોણ ? માનસિંગ ! તમારૂં નામ માનસિંગ ? શું હલીચંદ અને માનસિંગ એ બન્ને એક જ વ્યક્તિ ? નહિ, મને એ વાત અશક્ય લાગે છે !"

"હું કહું છું તે સત્ય જ છે." માનસિંગ બોલ્યો: "પણ રહે, બારણાની બહાર કોઇ છૂપાઇને સાંભળતું હોય એમ લાગે છે." એમ બોલતો તે એકદમ ચમક્યો—દ્વાર પાસે કિંચિત્ અવાજ થયેલો સાંભળીને તેને શંકા આવી—ભીતિ પણ લાગી. તે દ્વાર પાસે ગયો. બારણું ખોલીને તેણે બહાર દૃષ્ટિ કરી—પરંતુ કોઇપણ નજરે પડયું નહિ. તેણે પુનઃ દરવાજો બંધ કરી દીધો અને તે સુંદરી પાસે આવ્યો.

"મારે હવે શું કરવું ? શો રસ્તો લેવો ?" માનસિંગના સાન્નિધ્યથી હૃદયમાં ઉત્પન્ન થયેલા પરસ્પરવિરોધી વિચારોથી ગભરાઇ જઇને સુંદરી બોલી: "જેને હું એક વખત મારો પાલક સમજીને જેની આજ્ઞા માન્ય કરતી હતી તેને દેખીપેખીને સંકટમાં નાખવાનું

હું પસંદ ન કરૂં એ વાત ખરી; પણ મારા પતિના હાડવૈરીને હું આ મકાનમાં આશ્રય પણ કેવી રીતે આપી શકું ?"

"મને તું પુનઃ પોલિસના માણસોને સ્વાધીન તો નહિ કરેને ? જ્યાંથી હું અત્યંત કષ્ટથી ન્હાસી આવ્યો છું, એ ભયંકર કારાગૃહમાં તું મને પુનઃ દાખલ કરાવીશ ? ના. તારૂં અંતઃકરણ ઉદાર છે. તું કદી પણ એવું કરનાર નહિ. અભ્યાગતનું રક્ષણ કરવું એ તારૂં કર્તવ્ય છે તું એ પાળીશ જ એવી મારી ખાત્રી છે."

"ખૂની મનુષ્ય ઉપર એવા પ્રકારની દયા ! તેમાં પણ મારા સાસરાનું ખૂન કરનાર ઉપર ?" સંતાપથી રક્તવર્ણી બનેલી સુંદરી બોલી. તેની દેહલતા થરથર કમ્પતી હતી.

"મને ખુશીથી ગાળો દે, ફાવે તેટલી મારી નિર્ભત્સના કર, પણ મને પોલિસ અધિકારીના તાબામાં સોંપવાનો વિચાર તું તારા મનમાં ન આવવા દઇશ ! સુંદરી ! એમ કરવાથી તારે હાથે કેટલો મોટો ગુન્હો થાય તેમ છે એની તને કલ્પના નથી !"

"એમાં ગુન્હો શાનો ? એમ કરવાનું મારૂં મુખ્ય કર્તવ્ય છે." સુંદરી ધીરતાપૂર્વક બોલી. જો કે હજી પણ શું કરવું ને શું નહિ, એ બાબતનો વિચાર તેના મગજમાં ઝોળાયા જ કરતો હતો.

"સુંદરી ! બરાબર વિચાર કર, હું તારા મુરબ્બીને ઠેકાણે છું એ વાત ધ્યાનમાં લાવ. તારૂં કોઇ પણ મનુષ્યની સાથે લગ્ન કરવાનો અધિકાર વસ્તુતઃ મારો જ હતો. રાવબહાદૂર સુખસાગરે અન્યાયપૂર્વક મારી સત્તાને ઝુંટાવી લીધી છે."

"પણ તમે મારા રક્ષણની જવાબદારી બરાબર સમજ્યા નહિ. તમારા અધિકારનો દુરૂપયોગ કર્યો અને મને તમારા જેવા ગુન્હેગારને જ સ્વાધીન કરી હતી, જ્યારે રાવબહાદૂરે મારી સાથે

અત્યંત પ્રેમ અને મમતાભર્યું વર્ત્તન રાખી, મને સુખી કરવાનોજ યત્ન કર્યો હતો."

"મારા ઉપર તું આક્ષેપ મૂકે છે. પણ એમ કર્યા સિવાય મારે માટે બીજો ઉપાય જ ન હતો. પરંતુ અત્યારે હું સોગનપૂર્વક કહું છું કે મારા આખા જન્મારામાં મેં જે દુષ્કૃત્યો કર્યા છે એથી મને જેટલો શોક નથી થતો તેટલો ખેદ તારી ઉપેક્ષા કર્યાનો વિચાર આવતાં થાય છે."

"પણ તમારા જેવા મનુષ્યને પાલકત્વનું કાર્ય સોંપવામાં આવેલું જોઇને મને આશ્ચર્ય જ થાય છે." સુંદરી બોલી.

"એમાં એક ગુહ્ય રહસ્ય સમાયેલ છે. તેનું સ્પષ્ટિકરણ મારે કરવું જ જોઇએ." તે સુંદરીની વિશેષ નજીક આવીને બોલ્યો: "તું એમ ચમકીશ નહિ, મેં ગમે તેવાં અધમ કૃત્યો કર્યા હશે તોપણ હું તને કશું પણ કરનાર નથી. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે અત્યારે હું અગાઉનો માનસિંગ રહ્યો નથી—મારા સ્વભાવ, વર્ત્તન આદિમાં સર્વતોપરી પરિવર્ત્તન થયું છે. નીચતા તરફ મને તારા જેટલો જ તિરસ્કાર ઉદ્દભવ્યો છે. ભવિષ્યમાં મારા હસ્તે દુષ્કૃત્ય થવાનું શક્ય નથી. સુંદરી! આ પ્રદેશને છોડી દઇને તારા સહવાસમાં બાકીનું આયુષ્ય કાશીમાં ગાળવાના ઉદ્દેશથી હું અહીં આવ્યો હતો."

"મારા સહવાસમાં?" પુનઃ ભયભીત બનેલી તે તરૂણી બોલી: "તમારે લીધે મને અત્યાર સુધી કાંઇ થોડું કષ્ટ સહન કરવું પડયું નથી."

"સુંદરી! કૃપા કરીને તું મારી વાત સ્વસ્થપણે શ્રવણ કર, જે ગૂઢ હું તને કહેવા માગું છું તેની તને કલ્પના પણ નથી."

" એટલે ? એવો ગૂઢ ભેદ શો છે ? " અત્યંત આતુરતા પૂર્વક સુંદરી બોલી.

" હા, એ ભેદ ગૂઢ છે. તને કાશી લઇ જવાનો મારો વિચાર હતો. જગતનાં દુઃખો અને ચિંતાની રજા લઇને કોઇ એકાન્ત વાસમાં આયુષ્ય નિર્ગમન કરવાનો મારો ઉદ્દેશ હતો. સૂર્યપુર આવ્યા પછી તારૂં લગ્ન થયું છે એ મારા સંભળવામાં આવ્યું; અને એથી તારા સહવાસથી મારી ચિત્તશુદ્ધી થશે, એ આશા મારે છોડી દેવી પડી ! "

" પણ તમે મારા પાલક કેવી રીતે થવા પામ્યા, એ પ્રશ્નનો ઉત્તર કેમ આપતા નથી ? " સુંદરીએ પુનઃ પ્રશ્ન કર્યો.

" હું તેનો ખુલાસો અલ્પ સમયમાં જ કરનાર છું. તું રાવબહાદૂર સુખસાગરની દીકરીઓ પૈકી એકની કન્યા છે એ તો તું જાણે જ છે. " માનસિંગ બોલ્યો.

" હા. "

" તારી માતા તરૂણ કુમારિકા હતી તે વખતે એક મનુષ્ય ઉપર તે પ્રેમમુગ્ધ બની હતી. પણ એ મનુષ્યનો તેના ઉપર બિલકુલ પ્રેમ ન હતો. તેને સકંજામાં લાવીને તેની સાથે પોતાનું લગ્ન કરવાની તેના બાપને ફરજ પાડવી અને પછી તેની પાસેથી બને તેટલી રકમ કઢાવવી એજ તે મનુષ્યનો ઉદ્દેશ હતો. તારી માતા અજ્ઞાનતાને લીધે એ નીચના કૃત્રિમ પ્રેમ ઉપર વિશ્વાસ રાખીને તેના દુષ્ટ ઉદ્દેશને અંશતઃ સિદ્ધ કરવામાં કારણભૂત બની. એ વાત રાવબહાદૂર સુખસાગરના કાન ઉપર આવી. પૂછપરછ કરતાં રાવ બહાદૂરના જાણવામાં આવ્યું કે પોતાની દીકરીનો પ્રિયતમ એક લૂટારો, જુગારી, ખીસ્સાં કાતરૂ અને પ્રથમ પંક્તિનો અધમ મનુષ્ય

છે. તેનો સંતાપ અનાવર બની ગયો—"

" અરેરે ! મારી જન્મદાત્રી માતાનું કેટલું દુર્દૈવ ! " એમ બોલતી સુંદરી રડવા લાગી.

" ગુસ્સાના આવેશમાં સુખસાગરે પોતાની દીકરીનો તિરસ્કાર કર્યો. એ ક્ષણથી તારી માતાનું અંતઃકરણ શોકથી દગ્ધ બની ગયું અને તે દિવસે દિવસે ક્ષીણ થતી ચાલી. તારા જન્મ પછી બે વર્ષે તારી માતા મૃત્યુમુખમાં પડી. તું પોતાની દૃષ્ટિ સમક્ષ ન હોય તો સારૂં એમ સુખસાગરને લાગ્યું. કેમકે તને જોતાં જ તેમને પોતાની દીકરીના નિંદ્ય વર્ત્તનનું સ્મરણ થતું હતું. "

" મારા પિતાનું શું થયું ? " સુંદરીએ કમ્પિત સ્વરે પ્રશ્ન કર્યો.

" તને એ નીચ મનુષ્ય માટે લાગણી થાય છે ? " માનસિંગ આતુરતાપૂર્વક તેની સામે જોતો બોલ્યો.

" ગમેતેમ થયું પણ એ મારો જનક હતો; મારી માતાનો તેના ઉપર નિઃસીમ પ્રેમ હતો. કદાચિત મત્સરગ્રસ્ત લોકોએ રાવબહાદુરના મનમાં તેના સંબંધમાં ખોટું ભરાવ્યું હશે—કદાચત તમે કહો છો એટલો તે અધમ નહિ પણ હોય ! " તે ધીમા મૃદુ સ્વરે બોલી. તેનો કંઠ હજી પણ દુઃખાવેગથી ભરાયેલો હતો.

" ખરેખર તે અત્યંત અધમ હતો. " માનસિંગ બોલ્યો.

" પણ તે મારો પિતા તો હતો ને ? પોતાના જનકના વર્ત્તન બાબત વિશેષ તપાસ કરવી અને તેનાં કૃત્યોને ન્યાયની કસોટીએ મૂકવાં, એ તેની કર્ત્તવ્યશીલ કન્યાને શોભતું નથી. "

" પણ એ અદ્યાપિ જીવન્ત હોય અને નીચ, ગુન્હેગાર, દુષ્ટ આદિ અનેક વિશેષણોને યોગ્ય હોય તો ?" માનસિંગ બોલ્યો.

" તોપણુ મારો પિતા તો ખરાજ-તેનું સાંત્વન કરવું એ મારૂં કર્ત્તવ્ય !" સુંદરીએ જવાબ આપ્યો.

" અહા ! તારૂં અંતઃકરણુ કેટલું ઉદાર છે ! તારા પિતાનું શું થયું એ જાણુવાની તારી તીવ્ર ઉત્કંઠા છે ? એના દુખિત અંતઃકરણુને શાંત કરવાની તારી ઇચ્છા છે ? તેનાં કૃત્યોનું તું સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન નહિ કરે એમ કહે છે ? અને તે ગમે તેટલો અધમ હોય તો પણુ તેના ઉપર તારો પ્રેમ ટકી રહેશે ? તારા જનકને જોવાની તને ઇચ્છા થાય એ સ્વભાવિક છે. સુંદરી ! તારો દુર્દૈવી બાપ તારા ચરણુમાં લોટી રહ્યો છે—જો !" એમ કહેતાં પોતાના હાડવૈરી હિમ્મતની પત્નીના પગ ઉપર માનસિંગે મસ્તક મૂક્યું. તે મોટેથી રડવા લાગ્યો

જ્યારે તમામ સત્ય હકીકત સુંદરીના જાણુવામાં આવી ત્યારે લક્ષ્મીચંદને પોતાના પાલકત્વનો ભાર સોંપવામાં આવ્યો હતો, એથી તેને આશ્ચર્ય થયું નહિ. તેણે માનસિંગને-પોતાના પિતાને બેઠો કર્યો અને તે તેને ગળે બાઝી પડીને રડવા લાગી તેના અપરાધ, તેની અધમતા વગેરે સર્વ કાંઇ તે વિસરી ગઈ. પોતાનો બાપ પોતાને મળ્યો-પોતાની માતાનો જેના ઉપર નિઃસીમ પ્રેમ હતો તે મનુષ્ય પોતાની સમીપમાં છે એજ વિચાર માત્ર તેના મગજમાં ઘોળાતો હતો, અને ' હું અનાથ બાલિકા નથી પણુ મારા પિતા મારી આગળ જ છે, ' એમ લાગવાથી સ્વાભાવિક રીતે જ તેને આનંદ થતો હતો.

ખરેખર એ હૃદયદ્રાવક અને કરૂણુરસપૂર્ણુ દેખાવ હતો.

અહા ! એ હજારો દુષ્કૃત્યોથી દુષિત બનેલા મનુષ્યને, તેટલાજ-બલ્કે એથી પણુ અધિક સદ્‌ગુણોથી વિભૂષિત એવી રમ્ય વ્યક્તિ

આલિંગન આપતી હતી ! એ શુદ્ધ પવિત્ર બાલિકાનાં નિર્મળ અશ્રુ એ અધમ મનુષ્યનાં પાપને ધોઇ નાખતાં હતાં માનસિંગ પુનઃ સુંદરીના ચરણમાં પડયો.

" બાપુ ! ઉઠો. " થોડી વારે સ્વસ્થચિત્ત બનીને સુંદરી બોલી: " પોતાની પુત્રીના ચરણમાં પડવું એ ઉચિત નથી. "

" સુંદરી ! હું તારી–મારી પુત્રીની ક્ષમા માગું છું ! મેં તારી બાલ્યાવસ્થામાં તારી તદ્દન ઉપેક્ષા કરી–તને નીચ મનુષ્યોના હાથમાં સોંપી ! "

" બાપુ ! તમારા અપરાધ ગહન છે એ વાતની હું ના કહી શકતી નથી. પણ પરમેશ્વર કરૂણાનિધાન છે. તમારા પશ્ચાત્તાપ તરફ તે લક્ષ આપશે–તમારા સર્વ અપરાધોની તે ક્ષમા આપશે. "

" બેટા ! તારા આ શબ્દો શ્રવણ કરીને મને એવી જ એક સચ્છીલ અબળાનું સ્મરણ થાય છે. તેણેજ મને કુમાર્ગમાંથી પરાવૃત્ત કર્યો છે. " સુનંદાનું સ્મરણ થવાથી માનસિંગ બોલ્યો.

" ઉઠો, બાપુ ! ઉઠો. તમે મારી સામે આ પ્રમાણે કરો એ મને ઠીક લાગતું નથી. " સુંદરી બોલી. માનસિંગના પ્રસ્તુત ભાષણ તરફ તેનું લક્ષ ન હતું.

" બાલે ! હું તારી આજ્ઞા માન્ય કરૂં છું. પણ તારા પિતાને તું મનમાં શાપ તો આપતી નથીને ? તારા ગૃહમાં પ્રવેશેલા અધમ મનુષ્યની તું મનમાં નિંદા તો કરતી નથીને ? ખરેખર તું મને અંતઃકરણમાં શાપ દેતી જ હોવી જોઇએ ! તે મારા કાન ઉપર પડે તે પહેલાં જ મારે અહીંથી નિકળી જવું જોઇએ ! "

" બાપુ ! તમે તમારી પુત્રીને હજી પૂર્ણપણે ઓળખી શક્યા નથી. તમે પૃથ્વીતલના દુષ્ટ મનુષ્યો પૈકી અધમાધમ મનુષ્ય હો

પણ હું તમને લેશ પણ દોષ દેનાર નથી! તમે મારા જનક છો– અને મારી જનનીનો તમારા ઉપર મનસ્વી પ્રેમ હતો એ પણ મને માલૂમ છે. મારે માટે એટલું જ બસ છે–એથી વિશેષની મારે જરૂર નથી–તમારા તરફની મારી પૂજ્ય બુદ્ધિમાં લેશ પણ ઘટાડો નહિ થાય. ”

“ તારા કથનથી એમ લાગે છે કે હવે હું મારૂં જીવન સુખમાં નિર્ગમન કરી શકીશ,–એમ જ તું ધારે છે! પણ હું ગુન્હેગાર છું–ખૂનનો આરોપ મારા ઉપર સાબિત થયેલો છે–તારા પતિએ મને કાળના મુખની સમીપ જ પહોંચાડયો છે–અને આ ઘડીએ પોલિસના માણસો મારી શોધ–ખોળ કરી રહ્યાં હશે, એ બધું તું ભૂલી જ ગઈ હો, એમ જણાય છે.” એ પ્રમાણે **માનસિંગે** પોતાનાં સર્વ સંકટો સુંદરીની નજર સામે ઉપસ્થિત કર્યાં.

“ નહિ, કદી પણ નહિ. ” પિતાના કંઠમાં પુનઃ હસ્ત ભેરવતી સુંદરી બોલી: “ જોઉં છું કે તમને કોણ પકડી જવાની છાતી ચલાવે છે! હું તમને મરવા દેનાર નથી–તમારે જીવવું જોઇએ–હજી તમારે પશ્ચાત્તાપથી તમારા અંતરને નિર્મળ કરવાનું છે–તમે તમારી પુત્રીના સહવાસમાં બાકી રહેલું જીવન સુખેથી નિર્ગમન કરો. હું મારા પતિને શરણે જઇશ–તેમની કરૂણાની યાચના કરીશ–તેમનો મારા ઉપર પૂર્ણ પ્રેમ છે–મારા પિતાને મૃત્યુ મુખમાં નાખીને તે મારા ઇહલૌકિક સુખનો કદી પણ અંત લાવશે નહિ! ”

પોતાની પુત્રીને વત્સલતા પૂર્વક હૃદય સાથે ચાંપીને તેના મુખકમલ પર આનંદાશ્રુ ખેરવતો **માનસિંગ** બોલ્યો: “ ઉદાર અંતઃકરણની બાલિકા! ત્યારે તું મારા જેવા નિરાશ્રિત મનુષ્યનો ત્યાગ તો નહિજ કરે! ”

" મારા પિતાનો હું ત્યાગ કરૂં ? " એ કલ્પના જ ભ્રાંતિપ્રદ લાગવાથી ચમકીને સુંદરી બોલી: " નહિ દુઃખથી શેકાઈ રહેલા મારા પિતાના અંતઃકરણને હું કદી પણ નહિ ડહોળું ! તમે અપરાધી છો.–ગુન્હેગાર હો, તોપણ હજી પશ્ચાતાપના યોગે પાપક્ષાલન કરી શકો તેમ છો. હવેથી તમે આજ મકાનમાં રહેજો: અને અહીં પણ જો તમારા ઉપર સંકટ આવવાનો સંભવ જણાશે તો અમે તમારે માટે દેશાંતર કરીશું. મારા પતિનો મારા ઉપર કેટલો પ્રેમ છે, એ મેં તમને જણાવ્યું છે. એટલે તે મારી વિનતિ અવશ્ય માન્ય કરશે. મેં હલીચંદના વિષયમાં એક–બેવાર તેમને કેટલીક હકીકત જણાવી હતી. પણ માનસિંગ અને હલીચંદ એ બન્ને એકજ છે એવો તો તેમને સંશય સુદ્ધાંત નથી. જો એ વાત તેમના જાણવામાં હોત તો તે પોતાની પત્નીના પાલકને ફાંસીએ લટકાવવાનો પ્રયત્ન બિલકુલ કરત નહિ એવી મારી ખાત્રી છે. "

" તારા જેવી સદ્‌ગુણી સુશીલ બાલિકા મારા માટે ભલામણ કરવાને તત્પર હોવાથી મારી ખાત્રી છે કે તે જરૂર મારા ઉપર દયા કરશે. પણ આ મકાનમાં તો હું કદી પણ રહેનાર નથી. તારા પતિના મુખ સામે મસ્તક ઉંચું કરીને જોવાનું મારામાં ધૈર્ય નથી. વળી તારે ખાતર તે મને ક્ષમા કરશે તોપણ સ્વાભાવિક રીતેજ તેનું હૃદય મારો તિરસ્કાર કર્યા કરશે. સુંદરી ! હજી તને જગતનો અનુભવ નથી. પુરુષોના અધમ મનોવિકારની પિછાન તારા જેવા શુદ્ધ અને પવિત્ર અંતઃકરણને ક્યાંથી હોય ? તું ઔદાર્ય અને સદ્‌ગુણની કેવળ મૂર્ત્તિજ છે ! "

" પણ તમને મારા પતિદેવનો યથોચિત પરિચય નથી. " સુંદરી સ્મિત કરતી બોલી: " આજ સુધી તે એમજ માનતા કે

તમારો અને મારો કશો પણ સંબંધ નથી. એથી સ્વાભાવિક રીતેજ તેમણે પોતાના પિતાના ખૂનીને તેના કૃત્યનો બદલો આપવાનો પ્રયત્ન કર્યો, એમાં કશું પણ અનુચિત કર્યું નથી. તેમની પરિસ્થતિમાં બીજું કોઇ હોત તો તેણે પણ એવુંજ વર્તન દાખવ્યું હોત. પણ જ્યારે હું તેમના ચરણમાં પડીને ' તમે જેને તમારો હાડવૈરી સમજો છો તે મારો પિતા છે, ' એમ કહીશ અને ' મારા સુખની લેશ માત્ર પણ ચિંતા કરતા હો તો મારા પિતાને બચાવો,' એવી વિનતિ કરીશ; તે વખતે તેમના ઉદાર હૃદયની પરીક્ષા કરવાની તક તમને પ્રાપ્ત થશે."

" ઇશ્વરકૃપાથી તું કહે છે તે જ પ્રમાણે બધું બનો. " માનસિંગ ગંભીર સ્વરે બોલ્યો: " સુંદરી ! આજપર્યંત મેં જે અનેક દુઃખો સહન કર્યા છે તેનો બદલો મને આ ક્ષણે પ્રાપ્ત થએલા સુખથી મળી રહ્યો હોય એમ મને લાગે છે ! કારાગૃહનિવાસ, બેઆબરૂ, હાલહવાલી, એ બધું હું આ ઘટિકાએ વિસરી ગયો છું. જો તારા પ્રયત્નમાં તને યશ નહિ મળે, અને તારો પતિ પોતાનું કર્તવ્ય માનીને કદાચ મને પોલિસ–અધિકારીને સ્વાધીન કરશે, તો પણ હું હવે સુખેથી પ્રાણત્યાગ કરીશ. કેમકે મારા મૃત્યુ માટે શોક કરનાર એક વ્યક્તિ મારી પાછળ છે એ જ્ઞાન મારા અંતઃકરણમાં રહેશે. "

" બાપુ ! એવા ભીતિજનક ચિત્રની કલ્પના ન કરો ! તેઓ કદાચ તમને પોતાના ગૃહનો ત્યાગ કરવાનું કહેશે; પરંતુ પોલિસને સ્વાધીન તો નહિ જ કરે. કેમકે મારાથી મારા પિતાના નિંદ્ય મૃત્યુનું દુઃખ સહન થઇ શકશે નહિ ! બધું ઠીકજ થઇ જશે એમ માની લ્યો. આપણે બન્નેએ મળીને કરેલી વિનતિની તે અવહેલના નહિ કરે !"

સુંદરી ઉપર્યુક્ત શબ્દો ઉચ્ચારતી હતી તેજ વખતે બગીચાનો દરવાજો ખોલીને હિમ્મત ઝપાટાથી બંગલા તરફ આવતો તેની દૃષ્ટિએ પડ્યો.

---

## પ્રકરણ ૫૬ મું.

### क्षमा वीरस्य भूषणम् ।

---

શહેરમાં ગયા પછી હિમ્મતને માલૂમ પડયું કે માનસિંગ તુરંગમાંથી પલાયન થઇ ગયો છે. તે તત્કાળ મકાન તરફ પાછો આવવાને નિકળ્યો. રસ્તામાં તેને તેનો નોકર મળ્યો. તેની ગભરાયેલી મુદ્રા જોઇને તે બોલ્યો: "કેમ? આટલો બધો ગભરાઇ કેમ ગયો છે?"

"આપ સ્હવારે બહાર ગયા ત્યારપછી એક અજાણ્યો મનુષ્ય આવ્યો હતો." નોકરે ગભરાયેલા સાદે જવાબ આપ્યો.

"એ મનુષ્ય કોણ હતો?"

"તેણે વિચિત્ર વેશ ધારણ કર્યો હતો, અને બાઇસાહેબ પાસે કાંઇ કામ છે એમ તે કહેતો હતો."

"વારૂ પછી?"

"મેં તેને બાઇસાહેબને મળવાની પરવાનગી આપી." નોકરે બિહતાં બિહતાં કહ્યું.

"પછી શું થયું?" હિમ્મત અત્યંત ત્વરાથી બોલ્યો.

"પછી-સાહેબ!-મને તેનું વર્તન સ્હેજ ચમત્કારિક લાગવાથી અને તેની મુદ્રા કાવરી બ્હાવરી દેખાવાથી, હું પણ તેની પાછળ પાછળ મેડી ઉપર ગયો અને-અને-બાઇસાહેબ સાથે થતું તેનું ભાષણ સાંભળવાને દિવાનખાનાની બહાર છૂપાઇને ઊભો રહ્યો. પણ એ માટે મને ક્ષમા કરશોને?" નોકર ગભરાઇને બોલ્યો.

"હા-હા; મહેરબાની કરીને મને બધી હકીકત બરોબર કહે એટલે થયું. એ માણસ મારો ઓળખીતો હતો કે શું?"

"એ જ હું આપને કહું છું. હું બારણા પાસે સાંભળતો ઊભો રહ્યો. તે માણસે બાઇસાહેબને પોતાનું નામ જણાવ્યું."

"તેનું નામ શું?"

"માનસિંગ!"

"શું] ખૂની, લૂટારો માનસિંગ મારા મકાનમાં? જન-જન, તું જલ્દી ફોજદાર સાહેબને ખબર આપ કે તેઓ પોલિસના માણસોને લઇને આવી પહોંચે. હું ઘેર જઉં છું. તે પુનઃ મારા પંજામાં સપડાયો એ પણ એક સદ્‌ભાગ્ય જ!"

હિમ્મતને દિવાનખાનામાં આવેલો જોતાંજ 'મારા બાપ ઉપર દયા કરો' એવી પ્રાર્થના કરવાને સુંદરી ઊઠી. પરંતુ એટલામાં માનસિંગનો હાથ પકડીને હિમ્મત બોલ્યોઃ "નીચ! મારા જ મકાનમાં આશ્રય માગવાને આવ્યો એ તેં બહુ જ ઉત્તમ કર્યું! તું હવે બરોબર મારા પંજામાં સપડાયો છે. જોઉં છું કે હવે તું કેવોક ન્હાસી છૂટે છે!"

"પ્રાણનાથ!" સુંદરી ખોળો પાથરતી બોલી.

"તું તેને માટે ભલામણ ન કરીશ." હિમ્મતે જવાબ આપ્યો.

"છોડો, એને છોડો!" સુંદરીએ ગદગદિત કંઠે કહ્યું.

"કદી પણ નહિ!"

"તમારી પત્ની ચરણમાં પ્રાર્થના કરે છે!"

"પણ એણે મારા પિતાનું ખૂન કર્યું છે!"

"તોપણ શરણે આવેલા મનુષ્યનો ઘાત કરવો યોગ્ય નથી." સુંદરીએ કહ્યું: "અને એ તેનાં પાપકર્મોનો પશ્ચાત્તાપ કરે છે."

"અરે મૂર્ખી! એ બાબતનો વિચાર જ શામાટે કરે છે? એ અધમ મનુષ્યને પશ્ચાત્તાપ કેવો હોય છે તેનું સ્વપ્નમાં પણ ભાન નથી." હિમ્મત સંતપ્ત હૃદયે બોલ્યો.

"પણ મારી વિનતિ તો એકવાર સાંભળી લ્યો"

"તારી વિનતિ નિરર્થક છે."

"'હું તારા ઉપર પ્રેમ કરીશ અને સદૈવ તારા સુખનો જ વિચાર કરીશ,' એવી તમે પ્રતિજ્ઞા નથી લીધી?" સુંદરી બોલી. માનસિંગ સાથેનો પોતાનો સંબંધ એકદમ પ્રકટ કરવાનું તેનામાં ધૈર્ય ન હતું.

"સુંદરી! તારા સુખને ખાતર હું મારો પ્રાણ આપવાને તૈયાર છું. પણ મારા પિતાનું પ્રેત પ્રત્યક્ષ મારી સમક્ષ હાજર થઈને 'મારૂં ખૂન કરનાર આ નીચને તેના કૃત્યનો સંપૂર્ણ બદલો આપ' એવી મને આજ્ઞા કરે છે! દુર્દૈવી બાલિકા! તારા ઉપર એણે કશું જાદુ કર્યું હશે. તેના યોગે જ તું મારી પાસે તેને માટે કરૂણાની યાચના કરે છે."

"મારૂં કથન બરાબર ધ્યાન આપીને શ્રવણ કરી લ્યો. હું બધું તમને જણાવીશ." સુંદરીએ કહ્યું.

"પણ તારી વિનતિનો કશો ઉપયોગ થનાર નથી એ મેં

તને કહ્યું છે. હું આ મનુષ્ય ઉપર કદી પણ દયા કરનાર નથી. માટે તું નિરર્થક ભલામણ ન કરીશ."

"એ કોણ છે એની તમને માહિતી નથી." સુંદરી આવેશ પૂર્વક બોલી.

"તને પણ એ બરોબર માલુમ નહિ હોવાથી જ તું મધ્યસ્થી કરે છે!"

"મને બરોબર માલુમ છે. તમે તેના ઉપર ક્ષમા ધારણ કરો. હું ખોળો પાથરૂં છું."

"તે કોણ છે કે હું તેના ઉપર દયા કરૂં?"

"કોણ? પ્રાણનાથ! એ મારો જનક છે!" સુંદરી ગદગદિત બનીને બોલી.

"શું તારો જનક!" હિમ્મત આશ્ચર્યથી છક્ક બનીને બોલ્યો. તેણે માનસિંગનો હાથ છોડી દીધો. તે હતબળ બનીને નજીકમાં પડેલી એક આરામ ખુરસીપર પડયો.

"ઈશ્વર મારા ઉપર ક્ષમા કરો!" બન્ને હાથવડે મુખ છૂપાવી રાખીને થોડી વારે તે બોલ્યો: "સુંદરી! તારા બાપે મારા પિતાનું ખૂન કર્યું છે, અને હવે હું તારા બાપનો વધ કરૂં છું!"

"ના—ના!" સુંદરી બૂમ પાડીને બોલી; "તેમનો વધ થાય એવું ન કરશો—તેમને સરકારી માણસોને સ્વાધીન ન કરશો—મને વચન આપો—તેમને ફાંસીએ લટકાવીશ નહિ, એવું મને વચન આપો."

"હાય! દુર્દૈવ! સુંદરી! હું પોલિસ—અધિકારીને આ બાબતની વરધી આપી ચૂકયો છું. આપણા નોકરે તમારી વાત છૂપાઈને સાંભળી હતી. માનસિંગનું નામ પણ સાંભળ્યું હતું. એ

કીકત તેણે મને જણાવવાથી મેં તેને ફોજદાર પાસે મોકલ્યો છે. ફોજદાર માણસોને લઈને તારા બાપને પકડવાને આવતો જ હશે"

"શું કહો છો? મારો સર્વનાશ થયો!" માનસિંગ ગાભ-ાની માફક બોલ્યો.

"આવવા દો! પોલિસ આવે તો પણ શી હરકત છે?" ોતાના બાપને બાઝી પડીને સુંદરી બોલી: "તેમની શી વિશાદ ે કે તેઓ મારા પિતાના અંગનો સ્પર્શ કરી શકે?"

"હવે એક ક્ષણ માત્ર પણ આપણે વ્યર્થ ગૂમાવવી જોઈએ ાહિ." માનસિંગનો પ્રાણ બચાવવાને ઉત્સુક બનેલો હિમ્મત ોલ્યો: "કેમકે પોલિસ હમણાં જ અહીં આવી પહોંચશે."

પોતાના કટ્ટા વેરીને પોતાનું સંરક્ષણ કરવા માટે તૈયાર થયેલો ોઈને માનસિંગનાં નેત્રો ભરાઈ આવ્યાં. તે બોલ્યો: "હિમ્મત-ાલ! તમે મારી એક મિત્ર પ્રમાણે ચિંતા કરો છો એ કેટલું આશ્ચર્ય! તમારો આ મારા ઉપર મહાન્ ઉપકાર છે!"

સુંદરીએ તુરત એક પ્યાલામાં ગરમ દુધ લાવીને પોતાના બાપને આપ્યું! હિમ્મતે પણ કેટલીક સોનામહોરો તેના ખીસામાં નાખી.

"સુંદરી! ઈશ્વર તને સુખી કરો. જો આ વખતે હું સૂર્ય-પુરની હદમાંથી સુરક્ષિતપણે બહાર જઈ શકીશ તો પછી ભવિષ્યમાં મારાં નવીન દુષ્કૃત્યની હકીકત તારા કાન ઉપર નહિ આવે. હું મારું બાકીનું આયુષ્ય પશ્ચાત્તાપ અને ઈશ્વરપ્રાર્થનામાં શાંતપણે ગાળીશ."

"બાપુ! તમે પતીતપાવની ગંગાજીને તીરે કાશીમાં જઈને રહો. વારંવાર પત્ર લખીને કુશળ સમાચાર જણાવતા રહેજો."

સુંદરી બોલીઃ " ભવિષ્યમાં તમારા પુનઃ મેળાપનો સુયોગ પ્રાપ્ત થશે, એવી મને આશા છે."

" દીકરી ! તું જરી પણ ચિંતા ન કરીશ. હું ગમે તેટલો દૂર હોઇશ તો પણ મને તારૂં કદી પણ વિસ્મરણ થનાર નથી."

એજ ક્ષણે બગીચાનો દરવાજો જોરથી ઉઘડવાનો અવાજ સંભળાયો. હિમ્મત ચમકયો અને બોલ્યોઃ " આવ્યા–પોલિસના માણસો આવી પહોંચ્યા. "

" બાપુ ! જલ્દી કરો–જલ્દી કરો. " એમ કહેતી સુંદરી પાછલા દાદરે થઇને માનસિંગને નીચે લઇ ગઇ અને બંગલાનું પાછળનું દ્વાર ખોલીને તેણે પોતાના પિતાને સુરક્ષિતપણે બહાર કાઢયો. પુનઃ તુરત દ્વાર બંધ કરીને તે ત્યાંથી ચાલી ગઇ.

એ વખતે ફોજદાર જ્યાં હિમ્મત બેઠો હતો તે દિવાનખાનામાં આવ્યો. " એ નીચ કયાં છે ? " તેણે હિમ્મતને પ્રશ્ન કર્યો.

" કોણ કયાં છે ? " હિમ્મતે સામો પ્રશ્ન કર્યો.

" માનસિંગ ! "

" એ તો અહીં નથી. "

" પણ તમારા નોકરે જ તમારા કહેવાથી માનસિંગ આ બંગલામાં હોવાની મને બાતમી આપી હતી. "

" હા–એ વાત ખરી છે. પરંતુ હું અહીં આવ્યો તે પહેલાંજ એ પલાયન થઇ ગયો. " હિમ્મતે ઉત્તર આપ્યો.

" તે કઇ બાજુ તરફ ગયો ? " ફોજદારે પૂછયું.

" મને ચોક્કસ ખબર નથી. પણ મારી પત્નીએ તેને દક્ષિણ દિશા તરફ જતો જોયો હતો–હું ધારૂં છું કે લીલાપુરના રસ્તા તરફ ગયો હશે. "

" આ હકીકત તમારા જાણવામાં આવી કે તત્કાળ તેની બાતમી અમને આપવાની જરૂર હતી. " એમ કહીને ફોજદાર પોતાના માણસો સાથે ત્યાંથી ચાલ્યો ગયો. તેણે એક જમાદાર તથા ત્રણ માણસોને લીલાપુરના રસ્તા તરફ મોકલી આપ્યા. કેમકે હિમ્મતના કથન ઉપર તેને અણવિશ્વાસ લાવવાનું કારણ ન હતું.

પોલીસના માણસો બંગલામાંથી ચાલ્યા ગયા બાદ સુંદરી બોલી: " હાશ ! હવે મારા બાપુનો પ્રાણ બચ્યો ! "

" હા, તેના ઉપર આવેલો નિંદ્ય મૃત્યુનો ભય ટળ્યો ! " હિમ્મત બોલ્યો:– " ઇશ્વર કરે ને માનસિંગે બુદ્ધિપૂર્વક સ્વીકારેલા પશ્ચાત્તાપના માર્ગપર તે સ્થિર રહે ! "

" રહેશેજ ! " સુંદરી બોલી: " પણ એ માટે તેમણે ખરો આભાર તમારોજ માનવાનો છે ! અને હું પણ તમારો એ ઉપકાર કદી પણ ભુલનારી નથી. "

" વાહ ! " એમ કહીને હિમ્મતે તેને દૃઢ આલિંગન આપ્યું અને તેના સ્મિતભર્યા ઓષ્ટને ચુંબનથી મુદ્રાંકિત કર્યા.



# પ્રકરણ ૫૭ મું.

## ઉપસંહાર.

હિમ્મત અને સુંદરીની ઇચ્છા પૂર્ણ થઈ. માનસિંગ સુરક્ષિતપણે બનારસ પહોંચી ગયો. ત્યાં જઇને તેણે પરમહંસની સ્થિતિ ધારણ કરી અને જ્ઞાનાનંદ નામ ધારણ કરીને તે મણિકર્ણિકાના ઘાટ ઉપર આવેલા ગોમડમાં જઇને રહ્યો. તેણે અનેક નામો બદલ્યાં હતાં; પણ આ છેલ્લું નામ બદલવાનો પ્રસંગ આવ્યો નહિ. તે ગોમડના સન્યાસીઓની સેવા કરતો, ઇશ્વરપ્રાર્થના કરતો અને તન–મન–ધનથી અનાથોને સહાય કરવામાં પોતાનો કાળ નિર્ગમન કરતો. ખરૂં સુખ કે ખરો આનંદ તો તે પ્રાપ્ત કરી શક્યો નહિ. પરંતુ તેનું ચિત્ત શાંત રહેતું હતું ખરૂં. ગીરધરલાલ હિમ્મતલાલની મારફત દર સાલ એક હજાર રૂપીઆ મોકલતો. હિમ્મતલાલ અને સુંદરી પણ તેટલી જ રકમ પોતાના તરફથી મોકલતાં હતાં. તેમની વચ્ચે પત્રવ્યવહાર પણ ચાલુ હતો. માનસિંગનાં પત્રોની પશ્ચાત્તાપપૂર્ણ ભાષા પરથી તેના સદ્વર્ત્તન વિષે તેમની ખાત્રી થઇ ચૂકી હતી.

તેણે કાશીનિવાસ કર્યા બાદ ૭ વર્ષ પછી સુંદરીને એક રોજ એક પત્ર મળ્યો. તેનાપર બનારસ સીટીની છાપ હતી. પણ કવર ઉપરના અક્ષરો જાણીતા ન હતા. એ કવર જોતાં જ પોતાનો પિતા મૃત્યુ પામ્યો હશે એવી શંકા તેના અંતઃકરણમાં ઉદ્ભવી; અને વસ્તુસ્થિતિ પણ તેવી જ હતી. ગોમડના મહંતે એ પત્ર લખ્યો હતો અને તેમાં માનસિંગના મૃત્યુની હકીકત જણાવી હતી. વિશેષમાં એમ પણ લખ્યું હતું કે—

" કાશીવિશ્વનાથનું નામસ્મરણ કરતાં અને એ પરમ કૃપાળુ ભોળા શંભુ પોતાના સર્વે અપરાધો માફ કરશે એવા દૃઢ વિશ્વાસને ધારણ કરતાં પરમહંસ જ્ઞાનાનંદે યમદેવના મૃત્યુપ્રસાદનો સ્વીકાર કર્યો છે. "

એ પ્રમાણે જે સ્થળોએ માનસિંગે પોતાના આયુષ્યનો મોટો ભાગ લૂટો કરવામાં, ધાડ પાડવામાં, લોકોને ફસાવવામાં, કારાગૃહના અધ્યક્ષને છેતરી તુરંગમાંથી ન્હાસી જવામાં, અને એવાં જ બીજાં સાહસો કરવામાં ગાળ્યો હતો તે સ્થળોથી ઘણે દૂર ગંગાજીને તીરે ગૌમઠ જેવા શાંત સ્થળે તેણે દેહત્યાગ કર્યો.

ખરેખર ! પશ્ચાત્તાપ આત્મશુદ્ધિનું મહાન્ સાધન છે અને એજ પાપનું ખરૂં પ્રાયશ્ચિત્ત છે !

* * * * *

ગીરધરલાલ શેઠે પત્નીસહ ચંદ્રમૌલેશ્વરમાં જ જીવનનિર્ગમન કર્યું. મૃત્યુપત્રમાં તે પોતાની તમામ મીલકત ધર્માદા કરતા ગયા હતા. તે પણ માનસિંગના મૃત્યુ પછી બીજેજ વરસે પરલોકવાસી થયા. પદ્માવતીએ વિધવા થયા પછી ' સુનંદા–આશ્રમ ' સ્થાપીને કુમારિકા, સધવા તથા વિધવાઓને સન્માર્ગે ચડાવવાના કાર્ય તરફ પ્રવૃત્તિ કરી. રાવબહાદુર સુખસાગરની કુંવારી પુત્રી પણ યથા સમયે એક યોગ્ય ગૃહસ્થ સાથે પરણી ગઇ હતી. રાવબહાદુર અમુક સમય હિમ્મતલાલના મકાનમાં પોતાની પૌત્રી સાથે ગાળતા અને સુંદરીના પુત્રને પોતાના ખોળામાં લઇને કહેતા: " બાબુ ! તું પણ તારી મા જેવો જ થજે, હાં ! "

ગીરધરલાલ શેઠે જે માણસને આશ્રય આપ્યો હતો તે જમાલ

થોડા દિવસમાં જ મરણને શરણ થયો હતો. કયામતને દિવસે તેના કર્મોની જે સજા થાય તે ખરી.

પરંતુ આપણે મી. ચંદ્રકાન્ત ચટપટીયાને ભૂલી જવા જોઇએ નહિ. માનસિંગ તરફથી બિલકુલ સમાચાર ન આવવાથી તેઓશ્રી ચિંતાતુર થતા હતા. તેવામાં વર્તમાનપત્રમાં માનસિંગ સૂર્યપૂરમાં પકડાયાની હકીકત તેમના જાણવામાં આવી. એથી પોતાના મિત્રને મુક્ત કરવાને માટે તે ચંદ્રનગરથી સૂર્યપુર આવવાને નિકળ્યા. પરંતુ ત્યાં આવ્યા ત્યારે તેમને માલૂમ પડયું કે એ તો પોતાની સહાય વગર જ પલાયન થઇ ગયો છે. ગામમાં તપાસ કરતાં તેમને કલાધરનો પત્તો લાગ્યો. કલાધર અને ચટપટીઆ એક બીજાને પિછાનતા હતા. કલાધરે ચટપટીઆને બધી હકીકત જણાવી. હવે પુનઃ ચંદ્રનગરમાં નહિ જતાં અહીંજ નિવાસ કરવો એવા હેતુથી ચંદ્રકાન્ત સાહેબ ત્યાંના નિશાચરમંડળના સભ્ય થયા અને પોતાની વાક્ચાતુરી તથા કૌશલ્યથી છેવટ તે મંડળના પ્રમુખ પણ બન્યા.

## સમાપ્ત.

છપાય છે !　　　　નવીન.　　　　છપાય છે.

# વિલાયતી વનિતા વિક્રય.

વિલાયતમાં અને પરદેશમાં નવયૌવન સ્વરૂપવતી નિર્દોષ બાળિકાઓને યુક્તિપ્રયુક્તિથી ફસાવી, લાલચમાં લપટાવી, તેમના શિયળનો ભંગ કરવામાં આવે છે, તેમની પાસે ફરજીયાત વેશ્યાવૃત્તિનો સ્વીકાર કરાવવામાં આવે છે, તેમને અનીતિના પંથે ચડાવવામાં આવે છે તથા ગુપ્ત રીતે કરવામાં આવેલા તેમના વેચાણથી કિંવા તેમના હલકા અનીતિમાન ધંધાથી જે દ્રવ્ય પ્રાપ્ત થાય છે તેના ઉપર તાગડધીના કરનારા શરીફ બદમાશો બહાર નવલશા હીરજી બનીને ફરે છે. તેનો તદ્દન સત્ય ચિતાર એક વિશ્વાસપાત્ર અંગ્રેજી નવલકથા અને અન્ય ગ્રંથોને આધારે આપ્યો છે. આ પુસ્તક દરેક સ્ત્રી પુરૂષે ખાસ વાંચવા યોગ્ય છે. તેમાં આપેલા પ્રસંગો એટલા હૃદયભેદક અને દિલ ઉશ્કેરનારા તથા ભેદ ભરમોથી ભરપૂર છે કે નવલકથામાં પણ આ ગ્રંથ જેવો પ્લોટ દ્રષ્ટિએ પડશે નહિ. એકેકા પ્રસંગ પરથી એકેકી નવલકથા ઊભી થાય તેમ છે. આ અદ્ભુત અને કરૂણરસયુક્ત પુસ્તકને તૈયાર કરવાને ખાસ મોટું ખર્ચ કરવામાં આવ્યું છે. તે એટલા માટેજ કે આગળ વધતી દુનિયાની આંતરિક સ્થિતિ વાચકો સન્મુખ રજુ કરી, તેમને એ પ્રકારના ભાવિભયનો ખ્યાલ આપવો. ઉંચા કાગળ, પાકું સોનેરી પુંઠું. સચિત્ર રંગીન કવર. પૃષ્ટ લગભગ ૪૦૦ મૂલ્ય રૂ. ૩.

**પુંજાલાલ ભગવાન પારેખ.**

સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર.

**વઢવાણ સીટી.**

સચિત્ર અદ્‌ભુત નવલકથા    લેખક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

# દાનવ નહિ પણ દેવ!

## શૃંગાર, હાસ્ય, વીર, કરૂણા, ભયાનક આદિ નવરસ યુક્ત.

આ નવલકથાની રસિકતા, સુંદરતા અને મનોરંજકતાના સંબંધમાં વિશેષ લખવાની કશી પણ જરૂર નથી. એક સાધારણ સ્થિતિનો ખલાસી કેપ્ટન પદવીએ ચડતાં ઇર્ષ્યાળુ જનો તેના ઉપર રાજ્યદ્રોહનો આરોપ મૂકી, તેને કાળા કિલ્લામાં જન્મકેદની સજા ભોગવવા ફરજ પાડેછે. ખલાસીની પ્રિયતમાને તેનો પ્રતિસ્પર્ધી પરણી જાય છે. કારાગૃહમાં ખલાસીને એક સંન્યાસીનો ચમત્કારિક રીતે મેળાપ થાય છે. બન્ને જણા તેમાંથી પલાયન થવાનો પ્રયત્ન કરે છે. દરમિયાન સંન્યાસી મહારાજ ખલાસીને પોતાના જ્ઞાનનો લાભ આપી એક વિદ્વાન પુરૂષ બનાવી દેછે. જે દિવસે ન્હાસવાની ગોઠવણ હતી તેજ રોજ સંન્યાસી મહારાજને અર્ધાંગવાયુ લાગુ પડવાથી એ ગોઠવણ પડી ભાગે છે. ખલાસી પણ પોતાના ગુરુદેવ પ્રત્યે વફાદાર રહીને તેમનો ત્યાગ કરી, એકલો પસાર થઇ જતો નથી. છેવટે સ્વામીજીનું મૃત્યુ થતાં અજબ જેવી રીતે ખલાસી કારાગૃહમાંથી પલાયન થઇ ગયો. ગુરૂ તરફથી મળેલા અધુરા પત્રને આધારે તે સુવર્ણદ્વિપ ઉપર ગયો. ત્યાં એક ભેદી ગુફામાંથી તેને અનર્ગલ દ્રવ્ય પ્રાપ્ત થયું. એ દ્રવ્યની મદદથી તે પોતાના પર ઉપકાર અને અપકાર કરનાર દરેકને તેમનાં કૃત્યોનો અસરકારક બદલો આપે છે. આખી નવલકથા વાંચતાં સહજ રીતેજ વાંચકના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડે છે કે 'આ દાનવ નહિ પણ દેવજ છે!' પાકું સોનેરી પુંઠું, ઉંચા ગ્લેઝ કાગળ, સુંદર રંગીન અને ફોટોઆદિક ચિત્રો—સચિત્ર કવર—પૃષ્ટ ૩૦૦. મૂલ્ય માત્ર રૂ. ૨॥

**પુંજાલાલ ભગવાન પારેખ.**

સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર—**વઢવાણ સીટી.**

# વાંચવા લાયક નવલકથાઓ.

**ચમત્કારિક ગુફા**—ભાગ ૧—૨. ( લેખકઃ—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. ) આ અદ્ભુત રસાત્મક નવલકથામાં બાળવામાં આવેલી નંદનવનની ચમત્કારિક ગુફાનો ભેદ ખુલ્લો કરવાને લગતો રસિક, અને ભેદ ભરમથી ભરપુર ચિત્તાકર્ષક પ્લોટ આપ્યો છે. તેનું દરેક પ્રકરણ વાંચતાં જીજ્ઞાસા વધતિ જાય છે. ભાષા સરલ અને પ્લોટ વીર તથા, શૃંગારરસના મિશ્રણવાળો છે. પહેલા ભાગની પ્રથમ આવૃતિ એકદમ ઉપડી જવાથી બીજી આવૃતિ પ્રગટ કરવી પડી છે. તેમાં એક રંગીન અને ચાર ફોટોગ્રાફીક ચિત્રો—પૃષ્ટ ૩૭૫—સચિત્ર રંગીન કવર. બીજા ભાગમાં ચાર ફોટો ચિત્રો. પૃષ્ટ ૪૨૫, કાગળ ઊંચા, પાકાં સોનેરી પુંઠાં, દરેક ભાગનું મૂલ્ય રૂ. ૨—૮—૦

**પંચાસરનો જયશિખરી**—ભાગ ૧—૨. ( લેખકઃ—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ) પંચાસરપતિ જયશિખરીના સમયને લગતી ઐતિહાસિક નવલકથામાં વેદધર્મિ, અને બૌધધર્મિ રાજાઓ વચ્ચેનાં ધર્મયુદ્ધ તથા રાજ્ય ખટપટને લગતો મનોવેધક ચિતાર આપેલો છે. વ્યાસનારાયણના મંદિરમાં ભુતનો ભેદ, જયશિખરી અને વિરધ્વજની સાહસિકતા, ભદ્રેશ્વરીના ભેદી મંડળની ભયંકરતા, એક શીકારી શ્વાનનું પરાક્રમ, તેના નાયક વીરભદ્રની વફાદારી, વીરધ્વજ અને વિમળાદેવીનો પ્રેમપ્રસંગ, સરી ક્ષત્રાણીઓની કાર્યદક્ષતા. બન્ને ભાગ જુદા, પાકાં સોનેરી પુંઠાં, ઉંચા કાગળ, પ્રથમ ભાગમાં એક રંગીન અને ત્રણ ફોટોગ્રાફીક ચિત્રો—પૃષ્ટ ૨૫૦ મૂલ્ય. રૂ. ૨. બીજો ભાગ—પાંચ ફોટોગ્રાફીક ચિત્રો—રંગીન સચિત્ર કવર પૃષ્ટ ૩૭૫ મૂલ્ય રૂ. ૩.